# સુંદરીઓનો શણગાર

ભાગ બીજો.

સ્ત્રીજીવનને આદર્શરૂપ ૨૫ બોધકથાઓ



મારે હાલશું નથી કરવું." —પંચાતીયાની પુત્રી, પૃષ્ઠ ૫૨.

# સુન્દરીઓનો શણગાર

ભાગ ૨ જો.

(સ્ત્રીઓને આદર્શરૂપ પચીસ લોક-ગ્રામ્યકથાઓ)

સંગ્રાહક

મનુભાઈ એલ. જોધાણી,

બરવાળા (ઘેલાશાહના).

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

મંત્રી "સ્ત્રીબોધ"; અમદાવાદ.



મૂલ્ય રૂ. ૧-૮-૦

# અર્પણ

---

જેમનો
આ શણગાર
છે, અને જેમણે
પહેલો ભાગ વાંચી,
વિચારીને અમને આ
ભાગની પ્રેરણા કરી છે,
એવી સર્વ બહેનોને
સમર્પિત.

મનુભાઇ જોધાણી.
જીવનલાલ અ. મહેતા.

# અનુક્રમણિકા.


૧ આર્ય રમણી... ... ... ... ...પૃષ્ઠ ૧

૨ શેઠાણીનું શાણપણ ... ... ... ... ૨૧

૩ નાની વહુનો નિર્ણય ... ... ... ... ૩૮

૪ પંચાતીયાની દીકરી ... ... ... ... ૪૯

૫ શારદાની યુક્તિ ... ... ... ... ૫૮

૬ રામબાઇ ... ... ... ... ... ૭૧

૭ સાસુનું મ્હેણું ... ... ... ... ૮૨

૮ દુણા ... ... ... ... ... ... ૯૧

૯ સ્નેહલગ્ન ... ... ... ... ... ૧૦૦

૧૦ સતીનો શ્રાપ ... ... ... ... ૧૦૪

૧૧ ચંદી ... ... ... ... ... ... ૧૧૨

૧૨ શીતળા ... ... ... ... ... ૧૨૦

૧૩ શીતળા–૨ ... ... ... ... ... ૧૩૦

૧૪ સવાલની કિંમત ... ... ... ... ૧૩૯

૧૫ સંધી–વિગ્રહક ... ... ... ... ... ૧૫૧

૧૬ મિત્ર–ધર્મ ... ... ... ... ... ૧૬૭

૧૭ સાચાં મોતી... ... ... ... ... ૧૮૦

૧૮ સાસુ–વહુ ... ... ... ... ... ૧૮૪

૧૯ જોષ ... ... ... ... ... ૧૯૪

૨૦ બીબી ... ... ... ... ... ૨૧૦

૨૧ નગરશેઠની પુત્રવધુ ... ... ... ... ૨૨૪

૨૨ રાણી ... ... ... ... ... ૨૩૩

૨૩ ડાહ્યા શેઠ ... ... ... ... ... ૨૪૪

૨૪ સદુબા ... ... ... ... ... ૨૫૫

૨૫ અદેસંગ ... ... ... ... ... ૨૬૨

# નિવેદન.

---

'સુન્દરીઓનો શણગાર' ગયે વર્ષે "સ્ત્રીબોધ"ના વાચકોને ભેટ અપાયો અને જેના માટે એ લખાયો હતો તે સાધારણ ભણેલ સ્ત્રીવર્ગ તેને વાંચી, વિચારી પચાવી શક્યો અને એને લીધે એવીજ બીજી વાતોનો સંગ્રહ આજે સુન્દરીઓનો શણગાર ભાગ બીજા સ્વરૂપે આપના હાથમાં આવે છે. ગયા વખતની પેઠે આ ભાગમાં પણ દંતકથાઓ કે જે આપણું જુનું નાણું છે અને વખત જતાં એ ખોવાઇ જવાના ભયથી સાચવવા કાળજી રાખવા માટે લોકકથાઓ, દંતકથાઓ અને લોકગીતોના સંગ્રહો એકઠા થવા માંડ્યા છે, એ પ્રથાએ આવી દંત-કથાઓ કે જેમાં સ્ત્રીત્વ ઝળહળી રહ્યું છે તેવી વાતો એકઠી કરી સ્ત્રીસમાજ પાસે રજુ કરવામાં આવે છે.

અસાધારણ બુદ્ધિશકિત, શીયળ અને સ્ત્રીત્વ એ સ્ત્રીઓનું ખાસ આભૂષણ છે. સાધારણ સ્વરૂપવાન સ્ત્રી ઘરેણાંનો ઠઠારો કે કપડાંનો ભપકો કરી સમાજમાં મહાલે ને બુદ્ધિમાં શૂન્ય હોય તો સમાજ એને નહિ સત્કારે. એનાં ઘરેણાં ને કપડાં જોઇ કોઇ નહિ રાચે કે નહિ એની પ્રત્યે આકર્ષાય. પણ જેમ એક પ્રતિમા ઉપર ખૂબ જ ઘરેણાં પહેરાવતાં આપણે જોઇએ છીએ અને એના પ્રત્યે આપણને સહજ હાસ્ય થાય છે, એમજ એ જીવતી પ્રતિમા સ્વરૂપ જ આપણને લાગે છે. સ્ત્રીઓનું ખરૂં આભૂષણ તો એનું સ્ત્રીત્વ જ છે. જે સ્ત્રીમાં સ્ત્રીત્વ નથી અને પુરૂષમાં પુરૂષત્વ નથી એ બન્ને જીવતી પ્રાતમા કરતાં કાંઇ વધારે ઉપયોગી નથી. કેટલીક સ્ત્રીઓ પોતાની અસાધારણ બુદ્ધિથી,

કેટલીક પોતાના શીયળના રક્ષણાર્થે બતાવતી સાહસની કીર્તિથી અને કેટલીક પોતાની સહિષ્ણુતાથી સ્ત્રીત્વ બતાવી પોતે પુરૂષ જેટલી જ હક્કદાર છે એમ જગત પાસે જ કબુલ કરાવી સમાજમાં પોતે હક્કમાં સમોવડીયા તરીકે ઉભી રહી શકે છે. પુરૂષ અને સ્ત્રી ઉભય મળી એક પુરૂં અંગ થાય, પણ બન્ને જો પોતપોતાના પુરૂષત્વ અને સ્ત્રીત્વ વગરનાં હોય તો અથવા તો એમાંથી એકમાં વ્યક્તિત્વ ન હોય તો સમાજમાં ઘણી વખત તેઓ દયાને પાત્ર થઇ પડે છે. અને તેથી જ સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ દાખવીને અને પુરૂષ પોતાનું પુરૂષત્વ દાખવીને સમાજમાં વખણાવાનો પ્રયત્ન કરે છે અને એ દંપતિનું વ્યક્તિત્વ ઉઘાડું પડી જતું અટકે છે, અને પોતપોતાનું કર્તવ્ય સમજી એક બીજાને સહાય કરી સુખમાં પોતાનું સાંસારિક ગાડું ચલાવે છે. એવું વ્યક્તિત્વ દેખાડતી સ્ત્રીઓનાં ચરિત્રો અને એમની અસાધારણ બુદ્ધિ આપણી બુદ્ધિને સતેજ કરે છે, આશ્ચર્યમાં નાખે છે અને આફરીન બનાવે છે.

ચારિત્રવાન સ્ત્રી સામા માણસ ઉપર પ્રતિભા પાડે છે. બુદ્ધિવાન પરંતુ ચારિત્રની શીથીલ સ્ત્રી સમાજમાં તીરસ્કારને પાત્ર થઇ પડે છે, અને પતિવ્રત તથા બ્રહ્મચર્યનું તેજ અખંડ વહાવતી સ્ત્રીઓ આદર્શરૂપ ગણાય છે. આ બધાં સ્ત્રીવર્ગનાં આભૂષણો છે તેથી જ આ બધી વાતોને ‘ સુન્દરીઓનો શણગાર ’ ગણીને એ નામે જ પુસ્તક સ્વરૂપે આપની પાસે રજુ કરી છે.

આ ભાગમાંની પણ ઘણીખરી વાતો મારાં માતપિતા પાસેથી જ મળી છે, પરંતુ જે બ્હેનોએ પહેલો ભાગ વાંચી એનો બીજો ભાગ લખવા મને પ્રેર્યો છે અને ભાઇ જીવનલાલને ઉત્તેજ્યા છે એવી સર્વ સુન્દરીઓ—બહેનોને આ બીજો ભાગ અર્પણ કરવાનું મેં તેમજ પ્રકાશક ભાઇ જીવનલાલે ઉચિત ધાર્યું છે.

આ ભાગમાં કેટલીક દંતકથાઓ છે, કેટલીક ઐતિહાસિક કથાઓ છે, જ્યારે કેટલીક જૈન ધર્મમાં કહેવાતી દંતકથાઓ છે, એ જણાવવાની રજા લઇ, જેમનું એ મૂળ ધન હોય એ બધાનો હું આભાર માનું છું. આમાંની કેટલીક વાતો શારદા, ગુણસુંદરી અને સમાજજીવનમાં પ્રગટ થયેલી છે, અને કેટલીક નવી લખવામાં આવી છે.

આ ભાગ પણ ગયા વખત મુજબ જ ભાઇ જીવનલાલ અમરશી મહેતાએ સ્ત્રીબોધ માસિકની ભેટ તરીકે છપાવવો યોગ્ય ગણ્યો છે, અને તેથી "સ્ત્રીબોધ"ના દરેક ગ્રાહકને એ ભેટ મળશે, તેમજ તેમની "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "ના ગ્રાહકોને પણ અર્ધી કીમતે મળશે. આમ કાઠીયાવાડની દંતકથાઓને ઘેરેઘેર પહોંચાડવાની લાગણી અને ઉદારતા બતાવવા માટે, આ બીજો ભાગ તૈયાર કરવાના પ્રોત્સાહન તેમજ આગ્રહભરી લાગણી માટે તથા આ પુસ્તકનાં પ્રુફ વગેરે તપાસી લઈ મને એની મુશ્કેલીમાંથી મુક્ત કર્યો છે તે બદલ હું એમનો આભારી છું. અને ભાઇ લાભશંકર પંડ્યાએ મને આ બધી વાતો એકત્ર કરવામાં જે સહાય્ય કરી છે તે ભૂલી શકતો નથી.

'ગુણસુંદરી'ના તંત્રી શ્રીયુત્ જયકૃષ્ણ નાગરદાસ વર્માએ પોતાની પાસેનો આમાંની એક દંતકથાના ચિત્રનો બ્લોક સૌજન્યથી આપી મને આભારી બનાવ્યો છે.

આમાંની વાતો ગયા વખતની પેઠે જ સ્ત્રીવર્ગને ગમી જશે એમ ધારૂં છું, અને મને આવી વાતો લખવા ઉત્તેજવા માટે ફરીથી વાંચક ભાઇ બહેનોનો આભાર માનું છું.

તા. ૧–૧–૨૯ }
બરવાળા ( ઘેલાશા ) }

મનુભાઇ જોધાણી.

## ‘ સુન્દરીઓનો શણગાર ’ ભાગ ૧ લાના

# કેટલાક અભિપ્રાયો.

...સ્ત્રીબોધની ચાલુ વર્ષની ભેટ તરીકે આ ૨૧ સુંદર વાર્તાઓનો સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો છે. રા. જોધાણીની બાનીથી ‘ગુણસુંદરી’ ના વાચકો અપરિચિત નથી. લોકકથાઓ તરીકે પ્રચલિત થયેલી વાર્તાઓને રા. જોધાણીએ પોતાની સરળ અને સાદી ગુજરાતીમાં આકર્ષક સ્વરૂપે ઉતારી છે. લગભગ દરેક વાર્તામાંથી કાંઇ ને કાંઈ બોધપાઠ મળે છે, અને તે પણ સ્ત્રીજીવનને ઉપયોગી થાય એવો. દરેક વાર્તા ટુંકી છતાં રસભરી છે, અને વાંચકને બધી વાર્તાઓ વાંચ્યા વિના પુસ્તક હાથમાંથી છોડવું ગમે નહિ એવી છે. × × × × આ સંગ્રહ કરવા બદલ અમે રા. જોધાણીને અભિનંદન આપીએ છીએ.

—ગુણસુંદરી.

...લોકકથાઓનો આ એકત્રિત સંગ્રહ સામાન્ય સ્ત્રીવર્ગ માટે નવરાશની વેળાનો સમય વ્યતિત કરવાનું સારૂં સાધન ગણી શકાય એવો છે. આ લોકકથાઓ પ્રાચીન સમયની હોઇને આજના બુદ્ધિવાદના અને વિકાસ પામતા સ્વતંત્રતાના યુગમાં કેટલાકને જીર્ણ યા નિર્માલ્ય લાગે તો તે સંભવિત છે. પણ આવી વાર્તામાં રહેલો નિર્દોષ રસપ્રવાહ વાંચકને બે ઘડી મુગ્ધ કરે છે. અને એ કારણે અમે આવા સંગ્રહને આવકાર આપતાં જનસમાજને તેની ઘટતી કદર કરવા સૂચવીએ છીએ.

—ગુજરાતી.

...લોકકથાઓ અને જૈન કથાઓને આધારે લખાયલી સ્ત્રી-બોધક ૨૧ વાર્તાઓનો આ સંગ્રહ છે. × × × × વાર્તાઓ સાદી ઢબે અને સરળ ભાષામાં લખાયલી હોઈ સ્ત્રીઓને વાંચવી ગમે તેવી છે.

—પ્રજાબન્ધુ.

...ગુજરાતી સ્ત્રીસાહિત્યની વૃદ્ધિ કરનારાં અત્યારે બે માસિકો વિદ્યમાન છે—'ગુણસુંદરી' અને 'સ્ત્રીબોધ'. પ્રથમ માસિક સંસ્કારી અને વધુ ભણેલ સ્ત્રી વર્ગ માટે છે, જ્યારે બીજું માસિક ઓછું ભણેલ સ્ત્રી વર્ગ માટે છે. વાર્તા એક જાતનું હળવું સાહિત્ય છે, અને વાંચકને આનંદ સાથે વિનોદ આપી મગજ અને ચિત્તને પ્રફુલ્લિત કરે છે; માટે જ વાર્તાસાહિત્ય તૈયાર કરવામાં ઝીણવટભરી દૃષ્ટિનો ઉપયોગ થવો ઘટે છે. વાર્તાસાહિત્ય વાંચકના મગજ ઉપર શુભ ભાવનાઓની છાપ પાડે એ જરૂરનું છે. ઉક્ત સંગ્રહ રા. મનુભાઇએ તૈયાર કર્યો છે અને રા. જીવનલાલ મહેતાએ સ્ત્રીબોધની ભેટ તરીકે પ્રગટ કર્યો છે. ઓછું ભણેલો સ્ત્રીવર્ગ આ સંગ્રહ વાંચી નિર્દોષ આનંદ, રસ અને વિનોદ મેળવી શકે તેમ છે. ભાષા સરળ અને ટુંકી છે. આ વાર્તાઓ વાંચીને પ્રાચીન સમયનાં સ્ત્રી પુરૂષોનાં ડહાપણ—બુદ્ધિ—ચાતુર્યની કલ્પનામૂર્તિઓ વાંચકના મનપ્રદેશમાં ખડી થાય છે. આ કલ્પનામૂર્તિઓમાંથી વાંચક પ્રેરણા અને રસ લઇ શકે છે.

—નૂતન ગુજરાત.

...છુટુંછવાયું લોકસાહિત્ય સંગ્રહિત કરવાના લેખકના ખંત-ભર્યા પ્રયત્નના પારણામે આ કથાઓ મળી છે. આમાંની કેટલીક કથાઓ દરેક કુટુંબમાં સચવાઇ રહેલી મૌખીક કથાઓ છે, અને સ્ત્રીઓને ઉપયોગી નીવડે તેવી છે. ભાષા સાદી, સરળ અને ઘરગથ્થુ

છે. સ્ત્રીઓને અનુલક્ષીને જ સંગ્રહાયેલી આ વાર્તાઓ સ્ત્રીઓમાં હોંશે હોંશે વંચાશે એમ ઇચ્છીએ છીએ.

—સૌરાષ્ટ્ર.

... આ પુસ્તકમાં સ્ત્રીજીવનની ૨૧ લોકવાર્તાઓ છે. આ વાર્તાઓમાં ચાતુર્ય, હોંશિયારી, પતિવ્રત વગેરે દેખાય છે. વાર્તાઓની શૈલી સરળ છે. સ્ત્રીઓને વાંચન તરીકે આ પુસ્તક સારૂં છે.—**પુસ્તકાલય.**

...સ્ત્રીબોધના તંત્રી ભાઇ કેશવપ્રસાદ સ્ત્રીસ્વાતંત્ર્યના જબરા હીમાયતી છે. તેમના તરફથી આવું પ્રાચીન સ્ત્રીભક્તિભર્યું સ્ત્રીત્વ રજુ કરતું પુસ્તક શા માટે ભેટ ધરવામાં આવ્યું હશે તે અમે સમજી શકતા નથી, છતાંય વખાણી શકીએ છીએ. × × × × દરેક વાતને આજનો જમાનો અને નાસ્તિકતાનો યુગ સાચી માનવા ભલે ના પાડે, પરંતુ દરેક વાતની અંદર પતિભક્તિ સાથે ધર્મનું બીજ રહેલું છે. સ્ત્રીની પતિભક્તિ હંમેશાં પુરૂષની પત્નીભક્તિને ઉત્તેજે એમ અમે માનીએ છીએ, અને ધર્મનું મહત્વ હરકોઇ સમજી શકે, એટલે આવા સંગ્રહની ખરી કીમત અંકાઇ જશે. વાતો પસંદ કરવામાં વિવેક અને ગુંથવામાં ચતુરાઇ વપરાઇ છે. × × ×.

—**સાહિત્ય.**

...'સ્ત્રીબોધ' માસિકના ગ્રાહકોને ચાલુ સાલના ભેટ તરીકે અપાયલા આ દળદાર પુસ્તકનો સ્વીકાર કરતાં આનંદ થાય છે. ગીતોનું, સ્મરણીય પ્રસંગોનું, વાતોનું, એવું એવું લોકસાહિત્ય હાલ જુદે જુદે હાથે એકઠું થઇને ઠીક પ્રસિદ્ધ થતું જાય છે. આમાંની એકવીસેય વાતો બોધક, રસિક અને આનન્દપ્રદ લાગી. ભાષા આડંબર રહીત અને શૈલી સરળ હોવાથી સામાન્ય જ્ઞાન ધરાવનાર સ્ત્રીઓ પણ સહેલાઇથી તે વાંચી શકશે. × × ×

—**ખડાયતામિત્ર.**

...આ પુસ્તકમાં આપેલી લોકકથાઓ સ્ત્રીઓ અને પુરૂષો ઉભયને રસ લગાડે તેવી છે. સંગ્રાહકે લોકકથા આપવામાં ભાષા સારી વાપરી છે. × × × સ્ત્રીઓ માટે લોકકથાઓનો આ સંગ્રહ બહાર પાડવા માટે અમે સંગ્રાહક તેમજ પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

—જ્ઞાનપ્રચાર.

...આ પુસ્તકમાં સ્ત્રીઓને આદર્શ રૂપ ૨૧ લોકકથાઓ છે. તેમાં સંઘરેલી અનેક કથાઓ ભાવનામય તેમજ અર્થસૂચક છે, વળી વાંચતાં રસ લાગે તેવી છે. આપણા સમાજમાં નાની ઉમરની બાળાઓ પણ સહેલાઇથી વાંચી શકે તેવી છે. આજ કાલના યુગમાં, સુંદર અને આદર્શમય ગ્રહજીવન ગમે તેવી સ્થિતિમાં પણ કેવી રીતે સંતોષથી તેમજ આનંદથી દીપાવવું તે આપણને આવડતું નથી–એ કળામાં આપણે અપૂર્ણ છીએ. તે અપૂર્ણતાનું કંઇક ભાન આ પુસ્તકમાંથી થાય છે. × × × કેટલીક વાતોમાં પ્રાચીન લોકકથાનો ભાવ છે, કેટલીકમાં અર્વાચીન છે. × × × સ્ત્રીબ્હેનોએ અને ભાઇઓએ પણ આ પુસ્તક વાંચી જવા જેવું તો છે જ.

—પાટીદાર.

એકવીશ સ્ત્રીઓનાં ચારિત્રનું આ સુંદર પુસ્તક છે. એકે એક વાર્તા સહેજે બાળાઓને, સ્ત્રીઓને ગમી જાય તેવી છે. પુસ્તક હાથમાં લીધા પછી મુકવું ન ગમે તેવું છે. ભાઇ જોધાણી આવો જ ઉચ્ચતર બીજો સંગ્રહ બહાર પાડી ગુજરાતની સેવા કરશે. ગુજરાતી સ્ત્રીઓનાં ચરિત્રો પણ મેળવવાની તજવીજ કરવા જેવી છે.—બાળક.

એકવીશ વાર્તાઓના આ સંગ્રહની વસ્તુઓ ઘણી સુંદર તેમજ સર્વને જીવનવ્યવહારમાં ઘણી વખત ચાનક આપે એવી છે.× × × અમે એ દરેકને વાંચવા ભલામણ કરીએ છીએ. —પ્રેરણા.

ફુલમાળાની સ્પર્ધા કરી શકે તેવો આ બોધદાયક વાર્તાસંગ્રહ છે. આમાંની કેટલીક વાતો તો મારી સાંભળેલી છે. સરખા સરખા ભાઇ-બંધો ભેળા થઇએ, અને વાતોની લ્હેર ઉડાવીએ. એક પછી એક એમ વારો આવે, અને દરેક જણ નવી નવી વાતો કહે. હાલના જમાના-ના "યુવક યુવતી" વર્ગ વાર્તાના બહુ શોખીન છે. એટલે આવા થતા પ્રયાસો બહુધા આદરપાત્ર થવા જોઇએ. ગ્રંથની ભાષા થોડું ભણેલી સ્ત્રીઓને પણ સમજણ પડે તેવી છે. સાથે "સ્ત્રીબોધ" માસિકની ભેટમાં આ પુસ્તક વહેંચાયું છે, એ પણ પ્રશંસનીય વાત છે. કારણ કે તેથી બહોળો ફેલાવો થવાની વકી છે. વાર્તાસંગ્રહ સુંદર છે. દરેક વાર્તા એક કરતાં એક ચઢીઆતી છે. વાતો વાંચતાં પુસ્તક છોડવાનુંય મન ન થાય એવા આ પ્રયાસને અભિનંદીશું. —યુવક.

...પુસ્તકમાં ખરી તેમજ જુના વખતથી જનસમાજમાં ચાલતી કેટલીક કલ્પિત મળી જુદી જુદી ઢબની એકવીશ કથાઓનો સમાસ છે. સઘળી કથાઓ સરળ ભાષામાં, સાદી ઢબમાં એવી રીતે મૂકવામાં આવી છે કે તે વાંચનારના અંતઃકરણમાં સ્વાભાવિક રીતે રસ ઉત્પન્ન કરે છે. જનસ્વભાવની સામાન્યપણે રહેલી ખામીયોને હાસ્યરસથી સ્પષ્ટ કરી દૂર કરવા, અને એ રીતે જનસમાજને તેથી ચેતતા રહેવા, અણીને પ્રસંગે ચતુરાઇથી કામ કેમ લેવું તે શિખવા, તેમજ મનુષ્ય હૃદયની ત્યાગ, સહૃદયતા, પવિત્રતા વગેરે ઉંચી ભાવનાઓ કેળવવાનો—અને ખાસ કરીને સ્ત્રીઓ માટે—આમાં સારો પ્રયત્ન થયેલો જોવામાં આવે છે. અને મેં ઉપર કહ્યું તેમ ભાષા સાદી, સરળ અને રસભરેલી હોવાથી તે કામમાં સંગ્રહ કરનાર પોતે બધી રીતે સફળ થશે.

જેઠાલાલ દેવશંકર પંડયા.
વહીવટદાર, ઉમરાળા (મુલક) મહાલ.

—પુસ્તક વાંચ્યું. બહુજ આનંદ થયો. એટલા માટે કે ત્રિપુટિમાંના એકના ચિરંજીવી સત્પુત્રે એ લખ્યું છે. કલમ બંગાળી સ્ટાઇલની છે. મધુર છે, રસવાળી છે, છતાંય સ્વચ્છંદવાહી અને હ્હેજતદાર છે. કેટલીક વાતો મેં અગાઉ સાંભળેલી પણ આમાં ઓર ખુબી છે.

મહકાકર નાગર.

તાલુકા સ્કુલ માસ્તર, મહુવા.

પુસ્તક તેના વસ્તુ ધોરણની દૃષ્ટિએ સુંદર છે. અહીં જેણે જેણે તે વાંચ્યું છે તેમણે દરેકે તે વખાણ્યું છે. ગુજરાતના સ્ત્રી ઉપયોગી વાર્તાસાહિત્યમાં આ પુસ્તકથી સારો વધારો થાય છે.

—રમણલાલ પી. સોની.

...પુસ્તક સ્ત્રીઉપયોગી સાહિત્યમાં ચિરંજીવી બનશે; કારણ કે ભાષા સરળ, સાદી અને ચાનક આપે એવી હોવાથી દરેક સ્ત્રી અને પુરૂષ એને પુરેપુરૂં વાંચ્યા વગર છોડશે નહિ.

—બન્ધુમંડળ.

... તમારા પુસ્તકે બ્હેનોમાં કજીઓ કરાવ્યો છે. દરેક પહેલું વાંચવા તાણાતાણ કરે છે. સ્ત્રીઓ માટે ઘણું જ સરસ પુસ્તક છે.

—રસિકલાલ ચત્રભુજ શાહ.

...પુસ્તક મળ્યું. ઘરનાં બધાંએ તે વાંચ્યું. વાતો તેમને ઠીક પડી. તેઓ પચાવી શક્યાં એટલે પ્રયાસ સફળ. સીધા, સાદા પ્રયત્નોની જરૂર પણ ખરી જ તો.

—છોટાલાલ અં. જોશી.

# સુંદરીઓનો શણગાર

## ભાગ બીજો.

### (૧) આર્ય રમણી.

અંધારી ઘમઘોર રાત અને મેઘલી મંડાએલી. આકાશમાં સર્વ તારાઓ પણ અદશ્ય થઇ ગયા હતા. તમરાંઓનો ધીમો પણ વાતાવરણને ભયંકર કરતો ગણગણાટ સંભળાતો હતો. રસ્તો તદ્દન નિર્જન થઇ ગયો હતો. અને દશ વાગ્યાના સુમારે ચોમાસાની એ અંધાર પક્ષની ભયંકર રાત્રીએ જ્યારે સર્વ કોઇનાં દ્વારો બંધ થઇ ગયાં હતાં, ત્યારે આ સુપ્રસિદ્ધ ગણિકાના મકાનમાંથી દીપાવલીનો આછો પ્રકાશ રસ્તાપર પથરાએલો હતો.

" છોકરા ! " આધેડ ઉપરાંત વયવાળી પણ ગૌરવથી યુવાની બતાવવા પ્રયત્ન કરતી એ ગણિકાએ પોતાની મખમલ જડેલી હિંડોળાખાટે બેઠાં બેઠાં બૂમ મારી.

" કેમ બાઇ ? " સોળેક વર્ષની ઉમ્મરે પહોંચેલા, યુવાનીમાં પ્રવેશ કરતા એક કુમારે જવાબ આપ્યો.

" દારૂ લાવ ! "

" વારૂ. "

છોકરો બહાર આવ્યો. એણે ઝોકાં ખાતી દાસીને હાક મારી સાવધ કરી અને દારૂ માગ્યો.

" દારૂ તો......નથી. "

" હેં ! શું કહ્યું ? "

" હા............. "

" વહેલું કેમ કહ્યું નહિ ? તને ખબર નથી કે જ્યારે દારૂ થઇ રહેવા આવે ત્યારે અગાઉથી જાણ કરવું જોઇએ ? બાઇને અત્યારે દારૂ જોઈએ છે. ક્યાંથી કાઢશું ? " ગુસ્સામાં એના હોઠ બીડાયા, આંખો લાલ બની, અને એ તીરસ્કારમાં પાછો વળ્યો.

અને પાછળ દાસી નફટાઇમાં ખડ...ખડ...ખડ......હસી.

" બાઇ, દારૂ......... "

" કેમ લાવ્યો કે......... "

એ ચૂપ રહ્યો.

" લા......વ......... " ગણિકાનો હાથ દારૂ લેવા લંબાયો.

" પણ......... "

" કાં ? "

" દારૂ તો સાંજનો થઇ રહ્યો છે. "

" તો કેમ લાવી રાખ્યો નથી ? " એના મુખમાંથી ગુસ્સાની જ્વાળા નીકળી ગઈ.

" મને કોઇએ કહ્યું નહિ. હું શું જાણું ? "

" આખર તો વાણીયોને છૂટવાનો રસ્તો જ શોધે. " ગુસ્સાનો એ ગણગણાટ અંધારાના તમરાના ગણગણાટ સાથે ભળી ગયો, અને

નીરવ શાન્તી ફેલાઇ. વાતાવરણ ભયંકર થતું જતું હતું, અને બે શરીર ધ્રુજતાં હતાં: એક ગુસ્સામાં ને બીજું બ્હીકમાં.

"પણ દારૂ વગર મારાથી નહિ રહેવાય. જા કોઇ કલાલને ત્યાંથી લઇ આવ." બાઇનો હુકમ છૂટયો.

"પણ, અત્યારે ?"

"કેમ ?" એના હોઠ પીસાયા.

"બ્હાર તો જુઓ. અંધારૂં જોઇ છાતી જ ફાટી જાયને !"

"બ્હીક ! બ્હીક હજુએ તારામાં વાસો રાખી રહી છે ?" એનાં ભવાં ઉંચાં ચડયાં.

"બ્હીક તો બાઇ, મને નથી, પણ કલાલની દુકાન અત્યારે ઉઘાડી હશે ?"

"તે જોવાનું કામ મારૂં નથી, તારૂં છે. જા તપાસ કર અને ગમે તેમ કરી દારૂ લાવ."

"વા......રૂ......" એનો ધ્રુજતો અવાજ એ શાન્ત દિવાનખાનામાં ઘંટડી પેઠે છેવટના રણકારાના ધ્રુજારા મુજબ ગુંજ્યો.

(૨)

હીરાશેઠ આ ગામના નગરશેઠ હતા. પૈસો એમના પગમાં અથડાતો. લક્ષ્મીદેવી એમને સાક્ષાત પ્રસન્ન થયેલાં, અને ભાગ્યદેવી પણ એટલી તુષ્ટમાન થયેલી કે શેઠ જે જે પાસા નાંખે એમાં હમેશાં પોબાર જ હોય. કચાંબારનાં સ્વપ્ન પણ ન આવે.

શેઠને ઘેર મોટી ઉમરે પુત્રરત્ન અવતર્યો. દાસદાસીઓના હાથ તળે મોટો થતાં એ બારેક વર્ષનો થયો; ત્યાં તો શેઠ એને ગામની સુપ્રસિદ્ધ ગણિકા પાસે લઇ ગયા.

ગણિકાએ વૃદ્ધ નગરશેઠને પોતાને ત્યાં આવતા દૂરથી જોયા. એ ઉઠી અને પોતાના વાળ સમા કરી વસ્ત્ર સંકોર્યાં. અને એ દૂરથી આવતા શેઠને અનિમેષ નયને જોઇ રહી.

એના હૃદયમાં હજારો ગડભાંજો થઈ. કદી નહિ ને આજે આ શેઠ કેમ આવતા હશે વારૂ ? અનીતિ જેના વિચારમાંય કદી ન આવે તેને ગણિકાગૃહ તરફ નજરે કરવાનો વખત ક્યાંથી આવ્યો ?

શેઠ આવી પહોંચ્યા. ગણિકાએ એમને આવકાર આપી આસન-પર બેસાડયા, અને પોતે દૂર ઉંધું ઘાલી ઉભી રહી. નફ્ટ ગણાતી ગણિકાએ આજે સ્વાભાવિક લજ્જાદેવીનું આમંત્રણ સ્વીકાર્યું હતું.

દાસદાસીઓ તો વહીવટ પ્રમાણે બહાર નીકળી ગયાં. ગણિકાએ ઉંચું મોઢું કર્યું, અને શેઠ તરફ તીરછી દષ્ટિ ફેંકી. શેઠ તો પોતાના વિચારમાં જ હતા. જેને કોઇ જાતના અશુદ્ધ વાતાવરણમાંય અયોગ્ય વિચાર ન સૂઝે, તેને ફીકર શી ?

"શેઠ...બા...પા......" ગણિકાનો અવાજ ધ્રુજી ઉઠયો. એ બોલી ન શકી. બ્હીક, શરમ અને ગભરાટ મિશ્રિત તેનો અવાજ છાતીએથી ઉપડી ગળામાં સમાઇ ગયો. હોઠે ન આવ્યો, ને એ છૂપો ગણગણાટ એના શિવાય કોઇએ ન સાંભળ્યો.

"બાઈ." શેઠે ખોંખારો ખાધો. પુત્ર તરફ વાત્સલ્યથી જોયું અને ગણિકાને સંબોધી.

"જી." એટલીજ નમ્રતાથી જવાબ વાળી એણે શેઠ સામે જોયું. એક પુત્રી કે બ્હેન જેટલી સ્નેહાળ અને શરમાળ દૃષ્ટિથી પોતાના પિતા કે ભાઈ સામે જૂએ તેવી રીતે તેણે જોયું.

"આ મ્હારો એકનો એક પુત્ર છે. ભવિષ્યમાં એ આ ગામનો

નગરશેઠ થવાને સરજાયો છે, પણ એને યોગ્ય તાલીમ આપવાની ખાસ જરૂર છે."

"ઓ...હો...! એમાં શું? ભાઇ તો દેખાય છે જ હોંશિયાર. શું એમનું ભવ્ય લલાટ છે! જરૂર એ આ નગરનું નાક થવાના. મોરનાં ઈંડાંને કાંઈ ચિત્રામણની જરૂર હોય?" ગણિકાએ વખાણ કરવા માંડયાં.

"હા. પણ એણે નિશાળનું જ્ઞાન તો પંડયા પાસેથી લીધું છે. હવે તો વ્યવહારીક જ્ઞાન એને જોઇએ."

"તે આપના હાથતળે અનુભવી થશે."

"ના. દુનીઆમાં પાંચ ઠેકાણે ચતુરાઇ-અનુભવ મળે છે, તે તમે નથી જાણતાં?"

અજ્ઞાન ગણિકા એ ન સમજી.

"અને એ પાંચેમાં વધારે અનુભવી અને કામેલ થવું હોય તો ઉત્તમ સ્થળ એક જ છે."

"કયું?" ગણિકાએ ઉત્સુકતામાં જવાબ સાંભળવા ડોક લંબાવી. એની સુરમાવાળી આંખ સ્હેજ આતુર થઇ અને એણે પોતાનાં કપડાંને પગતળે દબાવ્યાં.

"તમારે ત્યાં."

"હેં.........!" સાંભળતાં જ ગણિકા ઉભી થઇ ગઇ ને બોલી, "શેઠ, મશ્કરી......"

"મશ્કરી ન હોય, સત્ય વાત છે."

શેઠની મક્કમતા એણે જોઇ. એને લાગ્યું કે શેઠ સાચું કહે છે. અથડાઇ કુટાઇ, સંસારના અનેક કાવાદાવા જોઇ, અનેક માણસોના

પરિચયમાં આવી, અશુદ્ધ વાતાવરણમાં પણ નિર્લેપ રહી અણિશુદ્ધ ઉજ્જવળ ચારિત્ર રાખવું હોય અને અનુભવી થઈ સંસારના વિકટ પ્રશ્નોની ગુંચો ઉકેલવા સમર્થ અને કાબેલ થવું હોય તો ગણિકાના ઘર સિવાય બીજી કોઇ નિશાળ નથી.

"ત્યારે આ પુત્રને હું તમારે ત્યાં અનુભવી થવા લાવ્યો છું."

"ભલે."

"એ વિદ્યાર્થી તમારી પાસેથી કેવી વિદ્યા મેળવે છે, તે જોયા પછી તમને ઇનામ મળશે." આટલું કહી શેઠ તો સડસડાટ બહાર નીકળી ગયા.

શેઠનો પુત્ર ડાહ્યો અને આજ્ઞાંકીત હતો. વિદ્યા મેળવવી હોય તો ગુરૂઆજ્ઞા હંમેશાં શિરસાવંદ્ય માનવી જોઇએ એમ એ સમજતો અને ગણિકાનો પડયો બોલ ઉપાડી લેતો. ગણીકાને ઘેર કામ કરવાવાળી દાસીઓનો ટોટો ન હતો. એને તો અનુભવ માટેજ સર્વસ્થળે પોતાની નજર ફેરવવાની હતી.

શેઠના પુત્રને આ ગણિકા હંમેશાં છોકરો કહીનેજ બોલાવતી, અને જાણે પોતે એક ચાકર તરીકે એને ગણતી હોય એમ એની સાથે વર્તતી. પણ એ સઘળું આ શેઠપુત્ર મોટું પેટ રાખી ગળી જતો. વિદ્યા મેળવવા સેવા તો કરવી જ પડેને!

( ૩ )

ઝરમર ઝરમર વરસાદનાં ઝાપટાં આવે જતાં હતાં. સર્વત્ર અંધારૂં ઘોર હતું. પગતળે કચરાતાં કોઇ પાંદડાંના ખખડાટે વાતાવરણ ભયંકર થતું જણાતું. તમરાઓનો અવાજ કાન ઉપર અપ્રિય થઇ પડતો હતો. તેવે વખતે શેઠપુત્ર હાથમાં દારૂનો શીસો લઇ બહાર નીકળ્યો.

ભયંકર અંધારી રાત્રી જોઇ એનું દીલ ધડકવા લાગ્યું. કાળજું કંપી ઉઠ્યું અને એના શરીરમાંથી બ્હીકની કંપારી છૂટી. આખર બાળક તે બાળક જ ને !

એ પાછો ગયો.

"કેમ લાવ્યો કે ?" નાયિકાએ પૂછ્યું.

"ના બાઇ, બહાર બહુજ ભયંકર મેઘલી મળી છે. એકલા જવાની હિંમત ચાલે તેવું નથી તો......"

"એ નહિ ચાલે. જા......" એણે સત્તાવાહી અવાજે ઉચ્ચાર્યું.

"પણ......"

"બહુ બ્હીક લાગે છે ?"

"હા."

"અરે બ્હીક કેવી ? આપણે ધારીએ ને કે બે પોલીસ આગળ અને બે પોલીસ પાછળ ચાલે છે. આગળ ફાનસવાળો ચાલે છે, અને વચ્ચે બંદા પોતે ચાલે છે."

"વાહ, કેવી મજાની વાત !" પાસે બેઠેલી એક દાસીએ ટાપસી પૂરી.

શેઠપુત્રે જોયું કે જેમ જેમ મોડું થાય છે, તેમ તેમ ભયંકરતા વધતી જાય છે, અને આજે દારૂ આણ્યા વગર આ છોડે તેમ નથી. એ મૂંઝાયો. પણ બુદ્ધિશાળી હોવાથી એણે વખત વિચાર્યો. મકાનમાંથી નીકળી એ રસ્તા પર આવ્યો. અને પાસે જ પાડોશીના ઓટલા પર બેસી એણે વરસતા વરસાદથી પોતાના શરીરનું રક્ષણ કર્યું. એ વિચારમાં પડી ગયો. શીસો ખુણામાં ટેકાવીને એ લપાઇ બેઠો.

કહ્યું છે કે ગધેડા અને વાણીયાની ચીંતા તો પ્રભુનેય નથી.

કારણ કે તેઓ પોતાના ગુજરાનનું સાધન ગમે ત્યાંથી મેળવી શકે છે. એ સાચું હશે કે કેમ, તે પ્રશ્ન વિચારવા કરતાં આજે તો એ બન્ને એક બીજાને સહાય કરનારા થઈ પડયા.

ગધેડાઓનું એક ટોળું રખડતું ત્યાં થઇને પસાર થયું. વરસાદ-માં લાતમલાત આવતા એ ટોળાએ આ ઓટલા પાસે જ આવી પોતાનો અડ્ડો જમાવ્યો. અને એક ગધાડીએ પેશાબ કર્યો.

વિચારવમળમાં ગોથાં ખાતો શેઠનો પુત્ર જાગી ઉઠયો. એના વિચારગ્રસ્ત મગજમાં વિજળીના ચમકારા પેઠે ઉપાય સૂઝી આવ્યો. એણે શીસો તરતજ એ પેશાબથી ભરી લીધો અને ઉપર બૂચ લગાવી એ હર્ષમાં કૂદ્યો.

આજે એના આનંદની અવધી હતી. એ પારંગત થયેલા વિદ્યાર્થીને પોતાનું પરાક્રમ બતાવવાનું સૂઝી આવ્યું હતું. અનુકૂળ સંજોગોએ એને પ્રોત્સાહન આપ્યું અને એ તરત જ રસ્તે પડયો.

અર્ધનિદ્રીત અવસ્થામાં ઝોકાં ખાતી ગણિકાની પાસે આવી એ ઉભો રહ્યો. એના ચ્હેરા ઉપર હર્ષની રેખાઓ સ્પષ્ટ તરવરતી, અને એના હૃદયમાં અકથ્ય આનંદના પડછંદા વાગતા હતા. બાળકનો વિજય એને નવું જોમ, પ્રોત્સાહન અને આનંદ આપે છે.

"બાઈ........"

"લાવ્યો ?" અર્ધનિદ્રીત ગણિકાએ આંખો ઉઘાડયા વગર હાથ લંબાવ્યો.

"હા......" અને એણે શીસો હાથમાં ધરી દીધો.

ગણિકાએ હર્ષમાં શીસો મુખે ધરી દીધો. વ્યસનીને જો પોતાનો ખોરાક ન મળે તો એ મરવા પડે. ગુસ્સો એની રગે રગે વ્યાપી

જાય. એના પગ તુટી પડે અને એ તરફડે. પણ ડૂબતા વહાણમાં પાસે દૂરથી પોતાના બચાવ માટે આવતા વહાણના વાવટા જૂએ અને જેટલા હર્ષ અને ઉત્સુકતાથી એ લાંબી નજરે જૂએ તેટલી આતુરતાથી તે પોતાના માટે લેવા ગયેલા માણસની રાહ જુએ છે, અને આવતાં એ વગર વિલંબે એનો ઉપયોગ કરે છે. એક પળનો વિલંબ એને તે વખતે ગુંગળાવવા બસ થાય છે.

બુચ ઉઘાડી જેવો શીસો મોઢામાં ઠલવાયો કે તરત જ ગણિકાના મોઢામાંથી નીકળી ગયું, "ઉં...હું...હું......હું...હું..."

ગુસ્સામાં એણે બૂમ મારી. એની ઉંઘ ઉડી ગઇ. એણે જોરથી શીસો જમીન પર પછાડયો.

"કાં બાઇ?"

"લુચ્ચા! શું લાવ્યો હતો?"

"દારૂ." એણે મક્કમતાથી જવાબ વાળ્યો.

"દારૂ? દારૂ ન હોય. છોકરા! તું મને છેતરે છે?"

"ના, બાઇ."

"ત્યારે?"

"દારૂ જ હતો."

"કોણે કહ્યું?"

"કહે કોણ! અને દારૂ ન હોય તોય શું? માનીએને કે એ દારૂ જ છે."

ગણિકાની આંખો ઉઘડી ગઇ. વિદ્યાર્થીને પારંગત થયેલો એણે જોયો. હવે એકે દિવસ વધારે તાલીમની એને જરૂર નથી એમ સમજી એણે બીજે દિવસે જ શેઠના પુત્રને ઘેર મોકલી દીધો. શેઠે ગણિકાને સારી બક્ષીસ આપીને સંતોષી.

(૪)

સફેદ આરસના સુશોભીત મહેલના ઝરૂખામાં, યુવાવસ્થામાં મસ્ત થયેલો યુવક અનીમિષ નયને કોઇના આગમનની રાહ જોઇ રહ્યો હતો. એના હૈયામાં ખળભળાટ હતો. ચિંતા એના સુરેખ વદન ઉપર સ્હેજ ઝાંખી વાદળી સ્વરૂપે પ્રકાશતી. એની આંખો લાંબા પથ ઉપર દૂર સુધી લંબાતી અને કંઈ અવાજ સાંભળતાં એના કાન સતેજ બનતા.

આસપાસની વિહારવાટિકાઓમાં કોકિલાના મીઠા સૂરો એને ગમતા નહતા. એની સામે જ ખળખળ કરતી અસ્ખલિત પ્રવાહે વહી જતી, સુંદર ગાયન ગાતી એ કલ્લોલિની એને આકર્ષી શકતી નહતી. એનું મન ઉદ્વેગમાં હતું. આજે એ કોઇના આવવાની રાહ જોઈ રહ્યો હતો, એમ સહેજે કોઇ જોનારને દેખાઇ આવતું.

આ મહેલ તે નગરશેઠની વિહારભૂમિ હતી. નગરની ખટપટોથી દૂર થવા એમણે ગામથી દૂર પોતાની વાડીમાં સુંદર બંગલો બંધાવ્યો હતો. પણ થોડા વખતમાં શેઠનો કાળ આવી પહોંચ્યો અને શેઠની હામ મનમાં જ રહી ગઈ. એ મહેલનો ઉપયોગ શેઠની પાછળ એ શેઠનો પુત્ર કરવા લાગ્યો.

ગુણિકાની પાસે રહી સર્વ વાતમાં નિપુણ થયેલ શેઠપુત્ર આખરે ફસાયો. એના મન ઉપરથી સંયમ ગયો. એણે હ્રદય ખોયું અને એક જ ભૂલે એ પછડાયો. દાદરનું છેલ્લું પગથીયું ચૂકનાર વગર અટકયે હંમેશાં નીચે જ આવે છે એ આપણે કયાં નથી જાણતા?

દૂર ગાડીનો ખખડાટ થયો. એણે ગાડી જોઇ અને એના મુખ

ઉપર હાસ્ય છવાયું. એનું હૃદય આનંદ કલ્લોલ કરવા લાગ્યું. એની આંખો તેજસ્વી બની. જેમ જેમ ગાડી નજીક આવી તેમ તેમ એ કોઇ અકથ્ય સ્નેહના સાગરમાં વિહરવા લાગ્યો.

ગાડી બંગલામાં દાખલ થઇ, અને એક બાવીસ વર્ષની નવયૌવના નીચે ઉતરી. એનું રૂપ અનુપમ હતું. એના ગાલો ઉપર ગુલાબી લાલી છવાઇ હતી. સ્હેજે જોનારને એ કોઇ ખાનદાન કન્યા લાગે. પણ એની ખીદમતમાં રહેનાર દાસીને જોતાં જ જાણી શકીએ કે એ વેશ્યા જ હોવી જોઇએ.

" અત્યાર સુધી...? " શેઠપુત્રે કૃત્રિમ ગુસ્સો બતાવતાં મુખ ફેરવી લીધું.

" આવતા જરા વિલંબ થઇ ગયો. માફ કરો." વેશ્યાએ આજીજી કરી.

" તું જાણતી નથી કે હું તારા વગર મરવા પડું છું ? "

" અને હું એ...મને પણ કયાં તમારા વગર જરાયે ગમે છે ? જળ વગર માછલી તે જીવતી કદીએ સાંભળેલી ? " વેશ્યાના મુખમાંથી સ્હેજ હાસ્ય છૂટયું. કાતીલ નજર ફેંકાણી અને શેઠપુત્ર પાણી પાણી થઇ ગયો.

એણે વેશ્યાને પાસે ખેંચી અને ગોદમાં બેસાડી. જ્યાં પવિત્ર રમણી બેસવાને અધિકારી હતી ત્યાં એક વેશ્યાએ સ્થાન લીધું.

" અને ચક્રવાકના જોડામાંથી માદા મરતાં કદી નરને જીવતો રહેલો સાંભળેલો ખરો......? " શેઠપુત્રે પોતાના સ્નેહ–પ્રેમની કીંમત બતાવી.

" એ તો કોણ જાણે ! પણ કમળ તો સૂર્યને જુએ ત્યારે જ ખીલે ને ! "

" તો પછી સૂર્ય પોતાનાં કિરણો પ્રસારતો દોડી આવે ને કમળ પોતાનું મોઢું પાણીમાં છૂપાવવા મિથ્યા પ્રયત્ન શીદ કરે?"

" નાથ, હું તો તમારી જ છું, અને આ ભવે તમારી જ રહેવાની "

" અરે મારા જાન......"

અને શેઠપુત્ર એના એ ખોટા ખ્યાલો ઉપર છેતરાયો. વેશ્યા કદી કોઈની થયેલી ખરી!

ઉનાળાના ધખધખતા તાપમાંય પવનમાં શીતળતા અને મઘમઘાટ પ્રસરી રહ્યો હતો. સુંદર સરોદો કોયલો કરી રહી હતી અને સરિતાનું મીઠું ગાયન મનને આલ્હાદક હતું. માદક પદાર્થ જમ્યા પછી શેઠ તો નિદ્રાદેવીને ખોળે ઢળ્યા. પણ જેને અહીંથી છૂટી બીજાનું મન સાચવવું હોય એવી વેશ્યાને ઉંઘ કેવી?

એ ઉઠી નીચે આવી અને વાટિકામાં આંબા તળે ગઇ. સુંદર પાકેલી કેરી લઇ એણે સાફ કરી અને તેને ધોળી તેની રસપીચકારી શેઠના ધોતીયામાં નાખી. જાણે પોતે કાંઇ જાણતી જ ન હોય એમ એ ચાલી ગઇ.

નમતા પહોરે શેઠપુત્ર જાગી ઉઠયો અને આળસ મરડી અંગે અંગને એણે હચમચાવ્યું. અચાનક એની દૃષ્ટિ પેલા રસપર પડી.

એની વિદ્યા ભૂલાઇ ગઈ. એ શરમાયો. પોતાથી કદી ન થઇ જાય એવી ભૂલ એણે જોઇ. એ સ્વગત બબડયો: " ઉંઘમાં ઝાડો થઇ ગયો..."

વખતની રાહ જોતી બે કીકીઓ બીજા ઓરડામાંથી તગતગતી દેખાતી હતી. એ દોડી આવી અને બોલી, " શેઠ આ શું?"

શેઠ શરમાઇ ગયા.

" ઓહો, એમાં શું ! એને સાફ કરવા આપવાની જરૂર જ નથી. નોકર માણસો જાણે તે ઠીક નહિ. લાવો હું ચાટી જાઉં."

" અરે...અ...રે......"

" કાં ? "

" એવું તે ચટાય ? " ખંચાતો એ બોલ્યો.

" એ તો સ્નેહની કીંમત છે, સમજ્યા ? પતિવ્રતાને એવો યોગ મળવો ધન્ય છે. " પ્રપંચી વેશ્યા જાણે એની સ્નેહરાણી પતિવ્રતા જ ન હોય એવો દંભ બતાવવા લાગી. નિષ્ણાત પણ ભોળો શેઠ તાકી રહ્યો. એ વેશ્યાની યુક્તિ ન સમજ્યો. અને એ ચાટતી વેશ્યાના મુખ ઉપર એની નજરો ચોંટી રહી.

" શાબાશ ! એવું તો મારી સ્ત્રી પણ ન કરે. "

" નાથ, તમારી પ્રસાદી........"

શેઠ લટ્ટુ બનતો ગયો. અને છેવટ તો તે વેશ્યાએ જાગીર, માલ-મીલ્કત, બંગલા, સઘળું શેઠ પાસે લખાવી લીધું. એ વેશ્યાને ત્યાંજ રહેવા લાગ્યો. ઘેર મદઘેલી યૌવના સ્ત્રીને વિરહના દવમાં બળતી છોડી એ ચાલ્યો ગયો. રસ્તાની ભીખારણ બનાવતાં એને દયા ન આવી.

પણ ચતુર સ્ત્રી એ સમજી ગઇ. એણે પોતાના ભાગ્યનો દોષ જોયો, ને પોતાના સાસરાના બીજા મકાનમાં રહેવા ગઇ. એણે પિયર જઇ પિતાના વૈભવને ન ઇચ્છયો. પિતાની પાલખી કરતાં સાસરાની શળી એણે ઉત્તમ ગણી.

૭ માસમાં તો શેઠને વેશ્યાની વૃત્તિ ઉપર તીરસ્કાર આવ્યો. પોતાની રૂબરૂમાં એ બીજા સાથે હસે, અને આનંદ કરે એ એને

ન ગમ્યું. એ ઘડી ઘડીમાં છેડાઇ પડતો. પણ સ્વાર્થી વેશ્યાને એની શી દરકાર હોય ? મધપૂડામાં હવે મધ ક્યાં હતું ?

એક દિવસ બન્ને લડી પડયાં. એણે શેઠને દાસીઓ પાસે ધક્કો મરાવી બહાર કાઢયા. શેઠના પુત્રની આંખો ઉઘડી ગઇ. દૃષ્ટિ પડળ અદૃશ્ય થયું, અને પોતાને રસ્તાનો ભિખારી થયેલો એણે જોયો. એ નિરાશ વદને ઘેર ગયો. મહા કષ્ટે દિવસ ગુજારતી સ્ત્રીએ પોતાના પતિને આશ્વાસન આપ્યું, અને એ બધું ભૂલી જવા એણે સમજાવ્યો.

" પણ, મેં તને બહુ દુઃખ દીધું. " ઓશીયાળા મોઢે શેઠ બબડયા.

" હોય, નાથ ! એમાં શું ? હિન્દુ રમણીને હંમેશાં કસોટી તો હોય જ છે. "

" પણ, હું એ કપટી વેશ્યાનો પ્રપંચ ન જાણી શકયો..." એની આંખમાં અશ્રુ દેખાયાં. એ ભીની થયેલી આંખમાં પસ્તાવો સ્પષ્ટ વાંચી શકાતો.

" આપણું ભાગ્ય. "

" અને મેં તને રીબાવી. પ્રભુ મને એ માફ કરશે ? "

" હું માફ કરૂં, પછી પ્રભુની માફ કરવાની ના હોય જ કયાંથી ? "

" એમ...તે...હો...ય ! "

" પતિવ્રતા સ્ત્રીનું પ્રાબલ્ય પ્રભુ કરતાં પણ વધે. સમજ્યા ? "

" ત્યારે, મને માફ કર...."

" માફ......" એણે સજળ નયને પોતાનું મોઢું છૂપાવ્યું. ભાવભીનું દુઃખ એની આંખે તરવર્યું પણ આખર તો આર્ય રમણી !

( ૫ )

બુદ્ધિશાળી સ્ત્રીઓ પોતાનો દાવ ખેલે છે. એ ગુમાવેલું પાછું મેળવવા પ્રયત્ન કરે છે અને છેવટે વિજયવરમાળ પહેરે છે.

એણે અનેક વિચાર માળામાંથી મેર આવતા પહેલાં એક મણકો પકડી લીધો. એનું હૃદય બેવડા આનંદથી કુદવા લાગ્યું. એની આંખોમાં નૂર ચમક્યું. એ ઉઠી અને પોતાની વિશ્વાસુ બ્હેનપણીને સાથે લઇને એ ઉપડી.

જે ગણિકા પાસે અભ્યાસ કરી શેઠનો પુત્ર પારંગત બનેલો, તેની મુલાકાતે એ ગઇ. અંદર વૃદ્ધાવસ્થાને આરે પગ મૂકતી એ વેસ્યા હીંડોળે બેઠી હતી. એણે એ બન્ને નવીન આગંતુક સ્ત્રીઓને નીરખી, પણ ઓળખી ન શકી. એણે ધીમેથી ઉચ્ચાર્યું, " બ્હેન, ઘર ભૂલ્યાં લાગો છો. " ખાનદાન સ્ત્રીઓને ઓળખી જતાં એને વાર ન લાગી. પણ તેઓ કોના ઘરની હતી તે ખબર એને ન હતી.

" કાં ? " આવનારમાંથી શેઠની પુત્રવધુએ પ્રશ્ન કર્યો.

" તમે કોઇ તમારાં સગાંને મળવા આવ્યાં જણાવ છો. "

" હા. "

" અને આ તો એક ગણિકાનું ઘર છે, સમજ્યાં ? " જાણે શીખામણ આપતી હોય તેમ એણે શબ્દો ઉચ્ચાર્યા. પોતાના ઘરે પુરૂષોનીજ અવર જવર હોય અને કદી કોઇ ખાનદાન સ્ત્રીને આવતાં ન જોઇ હોય એ ગણિકાને આવી ખાનદાન સ્ત્રીઓને પોતાને આંગણે આવેલી જોતાંજ એને કાંઇ કાંઇ વિચારો આવી ગયા હતા.

બન્ને સ્થીર ઉભી રહી. જવાની નિશાની ન જણાઈ એટલે ગણિકાને વ્હેમ પડયો.

" બ્હેન! કેમ મારૂં જ કામ છે? "

" હા. " મક્કમતા દર્શાવતો અવાજ આવ્યો.

" શું? "

" તમારા શિષ્યને બચાવવા. "

" કોણ? કયો શિષ્ય? "

" નગરશેઠનો પુત્ર......" આટલું બોલી એ નીચું જોઇ ગઇ.

" અરે...હા..." જાણે ઘણે દિવસે યાદ આવ્યું હોય એમ આશ્ચર્યમાં એ બોલી ઉઠી.

" તે ફસાયા છે. "

" ન હોય. કદી ન હોય. મારી પાસે તાલીમ લેનાર પુરૂષ કદી ક્યાંઈ ન ફસાય. " એણે ગર્વથી જવાબ વાળ્યો.

" પણ એ ખોટું પડ્યું. "

" હેં!........"

" હા. "

" તો તો મારી જાત લાજે. મારૂં શિક્ષણ એળે જાય. મારી જાતે એવું સાંભળવા કરતાં મને મરણ વધુ ઇષ્ટ લાગે. " એની દ્રષ્ટિએ દારૂને બદલે પેશાબનો શીસો તરવરવા લાગ્યો.

"પણ એ બધું તો તમે જાણો. હવે એને બચાવવાનો કાંઇ ઉપાય?"

ગણિકા વિચારમાં પડી ગઇ. પણ શેઠની પુત્રવધુ કાંઈ ઓછી બુદ્ધિશાળી હતી? એણે કહ્યું, " બાઇ, મુંઝાવ માં. મારે તમારી મદદની જરૂર છે. બાકી તો હું સુધારી લઇશ. "

" ત્યારે મેં જે શેઠનું લુણ ખાધું છે એને માટે ગમે તેમ કહેશો તે કરીશ. " ગણિકા ટટ્ટાર થતાં બોલી.

" વચન ! "

" હા, વચન. "

" થયું. " અને એ બન્ને તરતજ પાછી વળી નીકળી.

× × × ×

" બાપા ! "

ગાદી ઉપર બેઠા બેઠા નામું લખતા શેઠે માથું ઉંચું કરીને જોયું તો સામે પોતાની પુત્રીને ઓશીયાળા વદને ઉભેલી જોઇ. એ ગળગળા થઇ ગયા. ઉઠયા અને એને પોતાની પાસે બેસાડી હાથ ફેરવવા લાગ્યા. પિતાના અંતરમાં વર્ષો પહેલાંનું વાત્સલ્ય ઉભરાયું.

" બેટા, અત્યારે ક્યાંથી ? "

" બાપા, એક કામ પડયું છે. " નીચું જોઈ એ બોલી.

" એક નહિ પણ એકવીશ. બોલ બેટા, શું કામ છે ? "

" મારે એમને બધું અપાવવું છે. " એ વધુ ન બોલી શકી.

શેઠ બધી વાત જાણુતા હતા. પુત્રી બુદ્ધિશાળી છે એમ એ સમજતા એટલે એમણે તરતજ બધી રીતે મદદ કરવા કબુલ્યું.

" બાપા...બે લાખ રૂપીઆ આપો. હું તમને એ બધા ભર્યા-પુર્યા પાછા આપીશ. "

" ના રે બેટા ! આ બધું કોનું છે ? મારે તારા વગર કોણ વાપરનાર છે ? " અને એના ચહેરા ઉપર દીલગીરી છવાઇ. આટલું આટલું ધન વાપરનાર ભાઇની ખોટ એ શેઠની પુત્રવધુને જણાઇ. અને તે રડી પડી.

રૂપીયા લઇ એ ઘેર આવી. અને બીજે દિવસે જ એણે પોતાનો વિચાર અમલમાં મૂકી દીધો.

( ૬ )

" બાઈ, જુઓ તો ખરાં!" દાસીએ આશ્ચર્યમાં પોતાની બાઈને બોલાવી, અને નીચે વાળતા ભંગી તરફ એણે આંગળી કરી.

વેશ્યાએ એ જોયું. સોનાની સળીઓવાળા સાવરણાથી શેરી વાળતો ભંગી એની નજરે પડ્યો. પૈસાની લાલચુ વેશ્યાને એ છીનવી લેવાનો લોભ લાગ્યો. એણે યુક્તિથી દાસીને ખસેડી અને એ ભંગીને પાછલે બારણેથી અંદર બોલાવ્યો.

સંકોચાતો ભંગી દૂર ઉભો.

" અંદર આવો. બીઓ નહિ." એની આંખમાં સ્પષ્ટ આમંત્રણ હતું.

" પણ, હું...ભં...ગી......"

" અહીં કોણ જાણનાર છે? આવો અંદર આવો." નફ્ટ વેશ્યાએ હદ ઓળંગી.

ભંગીએ પોતાનો પાસો સવળો પડતો જોયો. એ ધીમે પગલે અંદર ગયો.

એણે પોતાની અગાઉની જીંદગી યાદ કરી, અને એના સ્મરણ-પટ પર કોતરાઈ ગયું. એ કંપ્યો, પણ દેખાવા દીધું નહીં. વેશ્યા પણ એને ઓળખી શકી નહિ. એ તો લોભમાં અંધ બની ગઈ હતી.

અને એ દિવસે તો એ સાવરણો મૂકીને ગયો.

બીજે દિવસે એ બીજો સાવરણો લઈને ગયો. વળી એ પ્રમાણે બન્યું. અને ત્રીજે દિવસે તો એ જઈને એની સાથે હિંડોળે બેસી હીંચવા લાગ્યો. ત્યાં તો શેઠની પુત્રવધુ અને પેલી ગણિકા આવી

પહોંચ્યાં. એમણે ક્રોધથી વેશ્યા તરફ જોયું. ભંગી ધ્રુજતો હોય એમ દેખાયો, અને વેશ્યા શરમની મારી નીચું જોઇ ગઈ.

" આ...કોણ ? " ગણિકાએ વેશ્યાને પ્રશ્ન કર્યો.

એ બોલી ન શકી.

" ભં...ગી...છું. " ધ્રુજતાં ધ્રુજતાં એ બોલ્યો.

" હેં...ભંગી.........!" આમ બોલી અને ગુસ્સામાં ગણિકાના હોઠ દબાયા.

" બાઇ, માફ કરો. ભૂલ થઇ. મને ફજેત ન કરશો. " આજીજી કરતી એ પગે પડી.

" ફજેત ! ફજેતાઇથી બ્હીએ છે ? " ક્રોધથી ધ્રુજતી ગણિકા ગર્જી ઉઠી.

" હું ભૂખે મરી જઇશ. " એ કરગરતી રડી પડી.

" બીજાને લુંટી લઇને ભૂખે મારવામાં આનંદ આવે છે ? " તેણે શેઠની પુત્રવધુ તરફ હાથ લંબાવી પૂછ્યું.

" એ કોણ ? " દયામણા ચહેરે એણે પૂછ્યું.

" નગરશેઠની પુત્રવધુ. " ગુસ્સામાં લાલ થયેલી આંખોમાંથી અગ્ની ઝરવા લાગ્યો.

વેશ્યાને નગરશેઠની પુત્રવધુને જોતાં શેઠપુત્ર યાદ આવ્યો. એને પોતે ભીખારી બનાવ્યો તે સાંભર્યું અને એને નફટ હાસ્ય છૂટયું. પણ એ અંતરમાંજ દબાઇ ગયું. સત્તાવાહી ગણિકા પાસે એ ડઘાઇ ગઈ. શેઠની પુત્રવધુના ચ્હેરાની પણ એના ઉપર પ્રતિભા પડતી હતી.

" માફ કરો. "

" માફ......? "

અને વેશ્યા રડી પડી. એણે શેઠના પુત્રે આપેલા દસ્તાવેજો અને સઘળું ધન ગણિકાના દબાણથી પાછું આપી દીધું. એણે પસ્તાવો કર્યો.

“ આજે તો જવા દઉં છું, પણ હવેથી ચેતજે. આવા પાપી ધંધા માટે......”

“ મને પણ તીરસ્કાર છુટે છે. તમારી સાથે રાખી મને......”

અને તરતજ શેઠની પુત્રવધુ વચ્ચે આવી, “ બ્હેન, તમારા સારા વિચારો તમને સદ્‌માર્ગે દોરશે. પણ હવે કોઇને......સ્ત્રીને પતિસેવા વગર મોક્ષ નથી. ”

“ હા, પણ કોઇ મને પતિતને સ્વીકારનાર મળે તોને ? ” વેશ્યાનો પસ્તાવો સ્પષ્ટ દેખાતો.

“ મારો નોકર છે. ” ગણિકાએ કહ્યું.

એ ન બોલી, પણ એનું હૃદય મુંગી હા કહેતું હતું, એ એણે જોયું.

બીજે દિવસે એમનાં લગ્ન થઇ ગયાં અને આર્ય રમણીએ એ વેશ્યાને બચાવી લઇ અધમતાને માર્ગે દોરાતા ધનવાનોનો માર્ગ બંધ કર્યો. અપકાર ઉપર ઉપકાર કરનાર એ બુદ્ધિશાળી સ્ત્રીએ પોતાની જાહોજલાલી પાછી મેળવી.

* * *

“ પ્રિયે ! આ બધો તારો પ્રતાપ. ” ચાંદનીમાં આનંદ ઉર્મિઓમાં ઉછળતા નાવે વિહાર કરતાં શેઠે કહ્યું.

“ ના, તમારો. તમે જો ભંગી......” એ કંપી ઉઠી.

અને ખડખડાટ હાસ્ય સંભળાયું: “ વેશ્યાને કોઇ ન છેતરે તે તમારાથી છેતરાઇ. ” પાછળથી ગણિકાના કામે શેઠપુત્રની પાસે આવેલી વેશ્યાએ આવતાં ઉચ્ચાર્યું. એના મનની શંકાનું સમાધાન થતાં આભાર માની એ ચાલી ગઇ.

# (૨) શેઠાણીનું શાણપણ.

ધગધગતા ઉનાળાના તપતા તાપથી હવામાંથી વરાળો ઉઠતી અને એ વરાળોથી શેકાઇ જતાં પંખીઓ ઉડી શીતળ ઝાડની છાંયડીમાં વિરામ પામવા ટોળાંબંધ ધસ્યાં આવતાં હતાં. સર્વ જગ્યાએ પાન ખરી નવાં પાંદડાં આવી ગયાં હતાં. આમ્રતરૂ ઉપર કોયલો ટહુકી રહી હતી, અને પાસે એક સુંદર વાડીમાં કોસ ચાલવાથી પૈડાનો થતો કીચૂડકીચૂડ અવાજ કોયલના ટહુકારમાં સૂર પૂરાવતો હતો. તેવે વખતે દૂરથી ધૂળ ઉડતી દેખાણી.

પવન વેગે ધસ્યો આવતો એ રથ જેમ જેમ નજીક આવતો ગયો, તેમ તેમ તેનો વેગ ધીમો પડયો. અંદર બેઠેલ શેઠ અને શેઠાણી ખૂબ તરસ્યાં થયાં હતાં. અને તાપથી કાયર થઇ ગએલ એ નવયુવાન દંપતી શીતળ ઝાડની ઘટાને દૂરથી જોઇ સારથીને વારંવાર ઉતાવળે હાંકવા હુકમ કરી રહ્યા હતા. અધિરાઇમાં માર્ગ ન ખૂટે એમ એમને એ થોડું છેટું આકુળવ્યાકુળ બનાવતું.

રથ આવીને વાડી બહાર ઝાડની ઘટામાં ઉભો રહ્યો. શેઠ અને શેઠાણી બન્ને નીચે ઉતર્યાં. સારથીએ રૂપાના પ્યાલામાં પાણી લાવીને પાયું. એટલું બધું ઠંડું જળ મળવાથી એમના શરીરમાં નવીન સ્ફુર્તિ આવી. આંખમાં તેજ ચમકયું અને શોષાઇ જતો કંઠ કુમળો થયો. બન્ને જણુ શીતળ છાંયડામાં વિશ્રાંતિ લેવા આમ્રતરૂને છાંયડે પાથરણું નંખાવી બેઠાં.

ઘડી થયું ત્યાં એક ભરવાડ પોતાના ઢોરને ચારવા માટે જંગલમાં આવેલો, તે પણ તૃષાથી વ્યાકુળ બનેલો દોડતો ત્યાં આવ્યો.

અને ઢોરની પેઠે આડો પડી મોઢેથી ઘોરીયા વાટે ચાલ્યું જતું પાણી પીવા લાગ્યો. ભરવાડ રૂપરૂપનો અવતાર હતો. એના ચ્હેરા ઉપર યુવાનીનું તેજ ચમકતું. એનું કસાએલું શરીર અને ભરાઉ છાતી એની શૂરવીરતા બતાવતું અને એની ગભરૂતા એની આંખમાં તરવરતી. શેઠ એને જોઇ જ રહ્યા, અને પછી સ્હેજ મૂછમાં હસતા બોલ્યા, " ચોકખો જાનવર જ છે ને ! "

" નાથ ! એવું ન બોલો. સોબત તેવી અસર ! " શેઠાણીએ ધીમેથી કહ્યું.

" એટલે ? " શેઠ ગુસ્સાથી એની તરફ જોઇ રહ્યા.

" જાનવર સાથે રહે એટલે જાનવર પેઠે એ વર્તે. બાકી આખરે તો એક માણસ છે. "

શેઠાણીએ શેઠના ગુસ્સાની દરકાર કર્યા વગર સ્હેજ ઠપકાભરી દૃષ્ટિથી કહ્યું.

" જાનવર તે કદી માણસ થાય ? " આશ્ચર્ય સાથે તીરસ્કારથી શેઠ બોલ્યા.

" જાનવરને પણ માણસ કર્યા માણસ થાય. " પોતાનું મક્કમપણું બતાવતી તે બોલી.

"જાનવરનું માણસ થવું તો દૂર રહ્યું, પણ તું આ ભરવાડને માણસ બનાવે તો ખરી. " શેઠ શેઠાણીના શબ્દોથી ખીજાઇ ઉઠયા.

" એને માણસ બનાવવો તે શી મોટી વાત છે ! "

" એતો જાણ્યું ડહાપણ, હમણાં બે આંસુ ખરશે એટલે પત્યું ! " અગરૂરીથી શેઠ બોલ્યા.

" શું પુરૂષોજ મક્કમ હશે, અને ધાર્યું કરી બતાવતા હશે ? "

શેઠાણીથી શેઠના શબ્દો સહન ન થયા. એની વિશાળ આંખો જરા ચમકી અને એ શેઠના મુખ સામે જોઇ રહી.

" હા, હા. જાણ્યું એ તો ડહાપણ ! " નફટાઇથી શેઠ હસ્યા.

શેઠાણીથી એ સહન ન થયું. એ શેઠ તરફ જોઇ રહી, અને શેઠને પોતાના શબ્દો ખરા કરી બતાવવાની જીજ્ઞાસા જાગી. એ સ્ત્રી મટી ચંડીકા થઈ ગઇ. ગુસ્સામાં એની આંખો ફાટી અને એણે ભાન ખોયું. ધ્રુજતા દેહે એ લવી ગઇ, " જ્યારે હું એ ભરવાડના જોડા તમારી પાસે ઉપડાવું ત્યારે જ ખરી. "

" હેં ! હેં ! ! " શેઠ ઉઠી ગયા અને રથ તરફ ચાલવા માંડયું.

શેઠાણીએ પોતાની ભૂલ જોઈ. એનું કોમળ હૃદય કંપી ઉઠ્યું, પતિનો સ્નેહ યાદ આવ્યો અને વિરહની વેદનાના વિચારે એ તરફડી ઉઠી. પોતાના શબ્દો ઉપર એને તિરસ્કાર આવ્યો. એ પણ શેઠની પાછળ ચાલી. પણ રથ તૈયાર હતો તેમાં શેઠ બેસીને ચાલતા થયા. શેઠાણી પછવાડે પછવાડે ઘણે સુધી આજીજી કરતી ગઇ, પણ શેઠે પછવાડે નજર પણ ન કરી. એની દૃષ્ટિ તીરની પેઠે ખૂંચતી હતી.

શેઠાણીએ કપાળે હાથ મૂક્યો. પોતાના નસીબને દોષ દીધો. અને ભાંગેલ પગે આંબાવાડીયા તરફ પાછી ફરી. થોડે જ દૂર ભરવાડ પોતાનાં ઢોર ચારતો હતો તેની પાસે જવાનો એણે વિચાર કર્યો. પણ આવા તાપમાં, એકાંતમાં અને ખીણમાં જવાનું એ શેઠાણીને ઇષ્ટ ન લાગ્યું. એ પોતાના ભાવિ પરિવર્તનનો વિચાર કરતી સાંજ સુધી ત્યાં જ પડી રહી.

( ૨ )

સૂર્યનારાયણ ડૂબી જવાની તૈયારી કરતા હતા. ગાયોનાં ધણ પોતાનાં પ્રિય બચ્ચાં વાછરડાંઓને ભેટવા ઘરભણી વેગે ચાલ્યાં જતાં

હતાં. પક્ષીઓ પોતાના માળા ભણી ઉડી આવતાં હતાં. જંગલમાં ધીમો આછો સૂનકાર ફેલાતો જતો હતો. તેવે વખતે એક ભરવાડ ખભે કામળો અને ડાંગ લઇ પોતાની ગાયોને ડચકચ હાંકતો ગામ તરફ ચાલ્યો જતો હતો. થોડે દૂર ગયો અને એણે પાછું વાળી જોયું તો આજે જંગલમાં પોતે જે સ્ત્રીને આંબાવાડીયામાં બેસી રહેલી દૂરથી જોઈ હતી તેને પાછળ પાછળ આવતી જોઇ. એ ધ્રુજી ઉઠયો. એને ભૂતનો વ્હેમ આવ્યો. 'શંકા ડાકણ' એ મુજબ એનો ચહેરો બીકથી સફેદ બની ગયો. લોહી ઉડી ગયું. એ બનતી ઉતાવળે પાછું જોયા વગર ચાલવા લાગ્યો.

સંધ્યાના આછા અંધારામાં ભરવાડે ઝાંપો ઉઘાડયો અને ગાયોને વાડામાં પૂરી. ભરવાડ જૂએ તો પાછળ પેલી બાઈ ઉભેલી. એ ધ્રુજી ઉઠયો, અને પોતાની માને બૂમ મારી, "એ...મા ....."

"શું છે બેટા!" કહેતાંક સાઠેક વર્ષનાં ડોશી પોતાનો ધાબળો સમો કરતાં ઓસરીમાંથી ઉઠી ઝાંપે આવ્યાં.

"મા...આ...ભૂત......" ભરવાડે મહામુશીબતે શબ્દો ઉચ્ચાર્યાં અને એ ફાટી આંખે બાઈ તરફ જોઇ રહ્યો.

શેઠાણી સમજી કે હવે વખત ગુમાવવો ઠીક નથી. એ તરત જ ડોશીને પગે વળગી પડી. એની આંખોમાંથી ચોધાર આંસુ ખળખળ વહેવા લાગ્યાં. એની અશ્રુધારે ડોશીના પગ પખાળ્યા. ડોશીનું અંતઃકરણ દ્રવી ગયું. શેઠાણીએ હીબકાં ભરતાં ઉચ્ચાર કર્યો, "મા....."

"બેટા! કોણ છું તું?" ડોશીએ આશ્ચર્ય અને બ્હીકમાં પૂછયું.

"મા, હું એક દુઃખી સ્ત્રી છું. તમારે આશ્રયે રહેવા માગું છું."

" બેટા, તું કોઇ મોટું માણસ લાગે છે."

" હા મા. પણ દુઃખે આ સ્થિતિમાં આવી છું." એ કમકમી ઉઠી. ભૂતકાળ એને યાદ આવ્યો.

" ભલે, બેટા રહેજે." ડોશીએ ઉદારતાથી જવાબ આપ્યો.

ભરવાડ તો દિગ્મૂઢ જેવો ઉભો હતો. તેને શુદ્ધિ આવી. એ પોતાના જેવુંજ માણસ છે, ભૂત નથી, એમ ખાત્રી થઇ ત્યારે જ એનો શ્વાસ નીચે બેઠો. એણે ડાંગ પછાડીને પાણી માગ્યું.

× × × ×

" મા, આ ભાઇને હું રાજના જેવું સુખ અપાવું તો ?"એક દિવસ શેઠાણીએ ભરવાડને રાજ અપાવવાની લાલચ ડોશી પાસે મૂકી.

ડોશીના મોઢા ઉપર નવું તેજ પ્રગટયું. એના મોઢામાં પાણી છૂટયું. તે જોઈ રહી ને બોલી, " બેટા, રાજ શી રીતે મળે ?"

" મા, એમાં તે શું કરવું છે? બે દિવસમાં રાજ મળે."

" ત્યારે તો આ પંચાત રોજ શી કરવી! બા, હું તો આ છાણવાછીદું કરીને હવે તો થાકી ગઇ છું. રાજ મળે તો મારે આ બધું તો કરવું મટે." ભાવી આશામાં ડોશીએ પોતાની પંચાતો ગણાવવા માંડી.

" ત્યારે, મા આ બધું વેચી નાખો અને ચાલો મારી સાથે."

" ના, રે મા. પછી મારો વરજાંગ શું ખાય ?"

" ડોશી, તમારે એની શી પંચાત! રાજ મળશે પછી ખાવાનું નહિ મળે ?" સ્હેજ છણકો કરતાં શેઠાણી બોલી.

" ભલે તો મા, મારી કયાં ના છે." ડોશીએ મન વાળ્યું.

સહુ કબુલ થઇ ગયું, અને વરજાંગની માલમીલ્કત બધી વેચી નાખી. ગામમાં તો ચોતરફ વાતો થવા લાગી કે વરજાંગને ત્યાં કોઇ

ડાકણ આવી છે તેણે બધું ધૂળભેગું કરી નાખ્યું. એને ચૂનો ભૂંસતો બનાવી દીધો. કોઇ કહે કે ના, બાઇ છે તો કોઇ ખાનદાન. એ તો એને ઘેર એ બધાંને તેડી જતી હશે. હવે વરજાંગના નસીબ ખીલ્યાં. આમ અનેક પ્રકારની વાતો થતી તે બધી શેઠાણીને કાને આવતી અને શેઠાણી બધું મોટું પેટ રાખી ગળી જતી.

વરજાંગ વાતો સાંભળી ઘડી ઘડીમાં વિચારે ચઢતો. ડાકણ તો નહિ હોય ! ના ના, એવું હોય તો આમ ચાલે જ કેમ? એ મટકું જ ન મારે. સાંભળ્યું છે કે ભૂતનો પડછાયો ન પડે ને મટકું ન મારે. અને આ તો મટકુંય મારે છે ને એનો પડછાંયોય પડે છે, માટે ભૂત તો નથી. લોકો નાહક ખોટી વાતો કરે છે. એ તો અદેખાઇની આગમાં બળી જાય છે.

ડોશી તો ભાવી સુખની આશામાં મગ્ન થઈ ગયાં હતાં. એમને મન હવે નવી સૃષ્ટિ દેખાતી હતી. નવી આંખે જૂના તમાસા જોનારને જેમ બધું નવું લાગે છે તેમ જૂની આંખે નવા તમાસા જોવાની ડોશીની મહત્વાકાંક્ષા દીનપ્રતિદીન વધતી જતી હતી.

( ૩ )

ગગનચુંબીત હવેલીના ઝરૂખામાં એક બાઈ હંમેશાં બેસી રહેતી. એની તહેનાતમાં ફક્ત એક વૃદ્ધ ડોશી જ હતી. બાઇનો ભાઈ જરા ગભરૂ હતો. તેને એક ઉસ્તાદ પાસે ઘોડેસ્વારની તાલીમ અપાતી હતી. દરરોજ એને નવાં વસ્ત્રો પહેરાવી, ઘોડા ઉપર બેસવાની જુદી જુદી જાતની તાલીમ પેલો ખાસદાર એને આપતો, અને હંમેશના મહાવરાને લીધે પેલો ગભરૂ યુવાન પણ ઘોડેસ્વારીમાં પારંગત થતો જતો. એની તીવ્ર બુદ્ધિને લીધે ગમે તેવી જાતની ઘોડાની ચાલ અઘરી

હોય તોપણ જલદી ઘોડો અને બેસનાર સમજી જતાં, અને પેલા ઉસ્તાદને ઝાઝી તકલીફ લેવી પડતી નહિ.

બધી રીતે પારંગત થયા પછી પોતાના પાણીદાર ઘોડા ઉપર બેસી એ યુવાન હંમેશાં રાજમહેલના ઝરૂખા નીચે પોતાનો ઘોડો જુદી જુદી ચાલમાં ફેરવતો, અને રાજમહેલની રમણીયો આ ફાંકડા વીર નર તરફ જોઇ રહેતી. એ હંમેશાં નિયમીત ટાઇમે જ નીકળતો. એથી સર્વ એને જોવા માટે આનમિષ નયને એને આવતો જોઇ રહેતાં, અને મોડું થતું તો આકુળ વ્યાકુળ થઇ જતાં. એણે રાજ-મહેલની સર્વ સુન્દરી વૃન્દનાં મન હરણ કરી લીધાં હતાં. શી મનોહર એની બેસવાની ઢબ ! શું એનું રૂપ ! શો એનો પોશાક ! એ કોઇ રાજકુમાર હોય એવો શોભતો !

ગામમાં એની વાતો થતી. કોઇ કહેતું કે કોઇ રાજકુમાર રીસા-મણે નીકળી અહીં આવી રહેલ છે. કોઇ કહેતું કે એને ને રાજ-કુમારને દોસ્તી છે. કોઇ કહેતું કે એ કુંવરીનું રૂપ જોવા આવ્યો છે. આમ ઘણી તરેહની વાતો થતી. પણ કોઇને એની મૂળ સ્થિતિની ખબર ન હતી.

એક દિવસ એ પોતાની ઘોડી ઝરૂખા નીચેથી દોડાવી જતો હતો, તેવે વખતે રાજકુમારે એને જોયો. સાંજ પડી ગઇ હતી, અને એ સંધ્યાના આછા તેજમાં એની ઝડપમાં આગળ વધ્યે જતો હતો. રાજકુમાર એને જોઇ જ રહ્યો હતો. એ અંધકારમાં અદૃશ્ય થઇ ગયો.

બીજે દિવસે એણે એને આવતો જોયો. પોતાનો ખાસ હજુ-રીયો આગળ જ ઉભો હતો.

"અરે, કોઇ છે ?"

" હાં, બાપુ, હાજર છું." હજુરીઆએ નીચા વળી સલામ કરતાં કહ્યું.

" આ સ્વાર જોયો ? "

" બાપુ ! એ કોઇ અજાણ્યો છે. "

" એ ક્યાંનો છે ? "

" હું નથી જાણતો બાપુ ! "

" એને બોલાવ તો..." રાજકુમારનો હુકમ છૂટયો.

" જી ! " હજુરીઓ એકદમ નીચે આવ્યો. એણે દોડીને આ યુવાનની ઘોડીની લગામ ઝાલીને ઘોડીને ઉભી રાખી.

" કેમ ! "

" બાપુ, આપને બોલાવે છે. "

" બાપુ કોણ ? " ગુસ્સામાં લાલચોળ થઇ જતાં યુવાને પૂછ્યું.

" રાજકુમાર ! " એટલીજ નરમાશથી હજુરીઆએ જવાબ આપ્યો.

" હા, આવું છું. " એણે લગામ હજુરીઆને સોંપી અને પોતે દમામમાં ઉપર ચઢ્યો. હજુરીઓ પણ ઘોડીને નીચે ઉભેલા પહેરેગીરને સોંપી, યુવાનની પાછળ પાછળ ઉપર આવ્યો.

એક વિશાળ ઓરડામાં યુવાન દાખલ થયો. ચોતરફ મખમલની શેત્રંજીઓ પાથરેલી હતી. મુલાયમ ગાદીઓ બીછાવેલી હતી. અત્તરની ખુશબો મ્હેકી રહી હતી, અને દાસદાસીઓની અવરજવર હોવા છતાંય સર્વત્ર શાન્તી હતી. વચ્ચે એક સુંદર ગાદી ઉપર રાજકુમાર સ્હેજ હસતો બેઠો હતો. યુવાને દાખલ થઈ, સ્હેજ નીચા નમી કુમારને સલામ કરી, અને પોતે નીચું જોઈ અદબ બીડી.

" યુવાન...! " રાજકુમાર યુવાન તરફ જોઇ રહ્યો.

" જી. " એણે સ્હેજ નીચેથી ઉંચે જોયું. એણે રાજકુમારના ભવ્ય લલાટમાં ઝળકતું તેજ જોયું. ગર્વમાં સ્હેજ બીડાએલું મુખ એણે નીહાળ્યું, પણ વિનયી યુવાન કાંઈ ન બોલ્યો.

રાજકુમારનો ગર્વ ગળી ગયો. એણે પોતાનું હ્રદય કોમળ થતું અનુભવ્યું. એ ઉઠયો અને જેમ વેલી ઝાડને વીંટળાય, એમ એને વળગી પડયો. જાણે બન્ને ભાઇ ઘણે વખતે મળ્યા ન હોય !

અને પછી તો હંમેશાં યુવાન આ રાજકુમારને ત્યાં જતો. તેમની મૈત્રી વધતી ગઇ, અને ગાઢ મિત્રાચારીમાં કુમાર એને પોતાની સાથે શીકારે લઈ જતો.

( ૪ )

ઘોર અરણ્યમાં બે ઘોડેસ્વારો પૂરપાટે આગળ વધ્યા જાય છે. સપાટ મેદાનમાં ઝાડ પણ જણાતું નથી. અને દૂર દૂર પૂરપાટે આગળ વધ્યું જતું હરણ ઘડીમાં દૃષ્ટિમાં આવતું તો ઘડીમાં અદૃશ્ય થઇ જતું. ઝાંઝવાં બળતાં દેખાતાં ને બન્નેનાં શરીર પરસેવાથી રેલછેલ થયાં હતાં.

કુમાર તૃષાતુર થયો હતો. એનો કંઠ શોષાઇ જતો. એ નાહીંમત થઈ ગયો. હરણ અદૃશ્ય થયું. ઘોડો થાકી ગયો અને કુમાર બેભાન જેવો થઇ નીચે પડયો.

યુવાનના હોસકોસ ઉડી ગયા. એ દોડી આવ્યો અને કુમારનું માથું ખોળામાં લઈ એણે પોતાની પાસેની બતક કાઢી કુમારના મોઢામાં જળનાં બે ત્રણ ટીપાં મૂકયાં. મરેલા માણસને અમૃત પાય અને સજીવન થઇ માણસ ઉઠે, એમ કુમારના અચેતન શરીરમાં કાંઇક ચેતન આવ્યું. એણે આંખો ઉઘાડી. બીડાએલાં પોપચાં ઉઘડયાં અને કુમાર ફાટી આંખ્યે યુવાન તરફ જોઇ રહ્યો.

યુવાન સમજ્યો. એણે ધીમે ધીમે કુમારને પાણી પાવા માંડયું. અને એ શરબત જેવું મીઠું, ઠંડું જળ અમૃતમય બન્યું. કુમાર બચી ગયો. એણે ઉઠીને યુવાનને પગે માથું મૂક્યું ને તે બોલ્યો, " મિ હોય તો તારા જેવા હજો. "

" ભાઇ, મારાથી બનતું મેં કર્યું. " યુવાને નીચું જોઇ ઉચ્ચાર્યું.

બન્ને ઘેર આવ્યા. બીજે દિવસે સહુએ જાણ્યું કે કુમારને બચાવનાર પેલો યુવાન ન હોત તો કુમાર વગડામાં જ મરી જાત. સહુએ એનાં વખાણ કર્યાં. આંધળાની એક આંખ સમાન કુમારને ગણનાર વૃદ્ધ રાજવી એની ઉપર ખૂબ ખુશ થયા. રાજાએ એને બોલાવી કહ્યું,

" યુવાન! તેં મારા કુંવરનો જીવ બચાવ્યો છે. મારી આંધળા-ની આંખોનું રક્ષણ કર્યું છે. મારી વંશવેલને છેદાતી બચાવી છે. મારા જીવનનો દીવો હોલવાઇ જવાથી, અંધારામાં રઝળતો બની જતાં તેં મને ઉગાર્યો છે. તેના બદલામાં માગ, જે માગે તે આપું ! " વૃદ્ધ રાજવીએ આનંદમાં ગળગળા થઇ જતાં હર્ષના ઉભરામાં વચન આપ્યું.

આજે રાજવીના હર્ષને અવધિ નહતી. પૂર ઉપર પૂર વહ્યાં આવે એમ, જેમ જેમ એ આ યુવાનને જોતા, તેમ તેમ તેમનું અંતઃકરણ ખીલી ઉઠતું. એનું હૃદય વિકાસ પામતું અને યુવાન એ બધું જોઇ આનંદના ઉમળકામાં ન્હાઇ તરબોળ થતો.

" યુવાન, માગ, જે માગ તે આપું. "

" બાપુ, આપની મહેરબાની. " શરમાતાં કહ્યું.

" નહિ, એમ નહિ. ધન માગ, દોલત માગ, ગામ માગ,

ગરાસ માગ, રાજ માગ, પાટ માગ, અરે મારી જિંદગી માગ, માગ, માગ, જે માગે તે આપું." હર્ષના ઉમળકામાં આવેલા રાજાએ સર્વસ્વ આપી દેવા વચન આપ્યું. પુત્રજીવનની કિંમત એને બહુ મોંઘી બેઠી એમ ન લાગ્યું. જિંદગી પાસે એ નિર્જીવ વસ્તુઓ એને કિંમત વગરની દેખાઇ.

" ત્યારે બાપુ, મને આ શહેરની માંડવી આપો. રાજ્યની જકાત મારે ત્યાં ચૂકવાય." શરમાતાં શરમાતાં પોતાની બ્હેનના સૂચવ્યા મુજબ એણે વચન માગ્યું.

" ઓહો.........માગી માગીને આ શું માગ્યું ? આમાં તારૂં દળદર કેમ ફીટશે!" પાસે બેઠા હતા તેમાંથી એકે કહ્યું.

" મારે ધન દોલતને શું કરવાં છે? મારે ત્યાં સાક્ષાત લક્ષ્મી પધાર્યાં છે પછી આ થોડું લઇને હું શું કરૂં?" યુવાને પ્રત્યુત્તર આપ્યો.

તેના માગવા મુજબ રાજા તરફથી સર્વસ્વ કબુલ કરવામાં આવ્યું.

( ૫ )

વહાણવટીઆ મોટી મોટી સફરો ખેડી બંદરને બારે વહાણના લંગર નાખવા મંડયા. હડુ...ડુ...ડુ...તોપોના અવાજ થવા લાગ્યા, અને જકાતી અમલદારોની ખુશામત શરૂ થઇ. પણ હવે તો જકાત પેલા યુવાનને ત્યાં ચુકવાતી હોવાથી સહુએ જકાતી અમલદારોની સામે નજર પણ કરતા બંધ પડયા. ગાદીને સલામ એ મુજબ જેને એક વખત ઝુકી ઝુકીને સલામો કરતા તેને આજે મીઠા શબ્દથી કોઇ બોલાવતા પણ નથી. કહ્યું છે કે ઉતર્યો અમલ કોડીનો.

યુવાનને ત્યાં વેપારીઓની પડાપડી થાય અને જકાત ચુકવી સહુ પોતપોતાને રસ્તે પડે. ચક નાખી પછવાડે બેઠેલી પેલી રમણી બેસી રહેતી અને આવતા જતા વેપારીઓની ચેષ્ટા અને રીતભાતનું અવલોકન કરતી.

સ્ત્રીઓમાં આજ્ઞાંકિતપણું છે છતાંય ઓશીયાળાપણું અથવા પોતાનું અપમાન તીરસ્કારવાનું સિંહણસમું આત્મબળ છે. શેઠાણીને શેઠના પેલા શબ્દો તીર પેઠે ખૂંચતા હતા, અને પોતાના શબ્દોનું સ્મરણ કરી એને ખરા કરી બતાવવા તલપાપડ તે થઇ રહી હતી.

જેમ જેમ દિવસો જતા, તેમ તેમ તેની ઉત્કંઠા વધ્યે જતી હતી. તે હિંમત ન હારતાં વધુ ને વધુ દિવસની રાહ જોયા કરતી. પણ ધીરજનીયે હદ હોય છે. એ નાહિંમત થવાની તૈયારીમાં હતી એવામાં બંદરકાંઠે તોપો પડી. કોઇ પરદેશી વેપારીએ બંદરમાં પોતાનાં વહાણો નાંગર્યાં.

એના આશાહિણ હૈયામાં આશાના ફણગા ફુટયા. એને અંતઃ-કરણમાં જુદી જ ભાવનાઓ થવા લાગી. અને કોઇ સ્નેહીનો મેળાપ થવાનો હોય ત્યારે મોડું થતાં જેવું હૃદય વલોવાઇ જાય છે, તેમ એને થવા લાગ્યું. એની ડાબી આંખ ફરકી અને એ હર્ષમાં આવી ગઈ.

એણે ભાતભાતના ભોજન જલદી રાંધી નાખ્યા અને આજની જકાત મારી હાજરી સિવાય ન ચૂકવાય એવો તાકીદનો હુકમ પોતાના ભાઇને સંભળાવી દીધો. પણ પેલા ભરવાડને હવે કાંઈક હિંમત આવી હતી. બાઇ શા માટે આમ કહે છે તેની એને બીલકુલ ખબર નહતી. તેમજ એ બાઇ કોણ છે તે પણ એ જાણતો નહતો. જાણતો હતો ફક્ત એટલું જ કે એ એની ધર્મની બ્હેન છે, અને તે કહે તેમ પોતાને કરવાનું.

છતાંય યુવાન હૃદય ઘણી વખત ગણકારવાનું પસંદ નથી કરતું. એને પોતાનું અપમાન થતું જણાયું. પોતાના કાર્યમાં ડખલગીરી કરતી બ્હેન ઉપર એને તીરસ્કાર આવ્યો. લાલચોળ મુખડે એ પોતાના મકાનમાં આવ્યો.

આટલા આટલા દિવસથી જે સાદાં વસ્ત્રો પરિધાન કરતી, અલંકારોનો જેણે ત્યાગ કર્યો હતો, ભૂમિ શયન કરી જેણે કાયાને કષ્ટ આપ્યું હતું, વિધવાની પેઠે સાંસારિક સર્વ સુખનો પરિત્યાગ કરી જેણે દેહલતાને સુકવી નાખી હતી, એને આજે સોળે શણગાર સજી, ભાલે કુમકુમ ચંદ્રક કરી જાણે કોઇ યુવાન સુંદરી પોતાના પતિને મળવા જતી હોય એમ યુવાનીને તજેલી છતાંય યુવાનીના કોડ મનમાં ધારણ કરી ઉભેલી બ્હેનને જોતાં એ ઘડીભર આભો બની ગયો.

" બ્હેન, આજ આ શું ? "

" ભાઇ......" એ બોલી ન શકી. એની આંખમાંથી અશ્રુ ખરી પડયું.

" બ્હેન, રડે છે કાં ? " ભોળો ભરવાડ કાંઈ ન સમજ્યો.

" ભાઇ, મારો મોકલેલ સંદેશો મળ્યો ? " આંસુ લુંછતી બ્હેને ગળગળા અવાજે પૂછ્યું.

" હા. " મક્કમતા દર્શાવતો સ્પષ્ટ ગુસ્સાનો જવાબ મળ્યો.

" ભાઇ, કેમ મારી ઉપર તું ગુસ્સે થયો ? "

" કેમ ન થાઉં ? પુરૂષોના કાર્યમાં સ્ત્રીઓએ હાથ ઘાલવાથી પુરૂષનું અપમાન થાય એમ નથી સમજતાં ? "

" જરૂર. પણ કદિ પુરૂષો કરતાં સ્ત્રીઓની બુદ્ધિ અમુક કાર્યમાં

કાંઇક ગૂઢ બાબતને માટે જ વચ્ચે પડવાની હોય છે." સૂચના સાથે ઠપકાની દૃષ્ટિથી બ્હેન બોલી.

બ્હેનના શબ્દો શીતળ જળ જેવા હતા. ગુસ્સા ઉપર અમૃતમય શબ્દોની અસર થઇ. ગુસ્સાનો અગ્નિ ઠરી ગયો અને તેમાંથી હોઠના ફફડાટ વાટે ઝીણો ગણગણાટ થવા લાગ્યો.

"ભાઇ, મારો બીજો આદેશ સાંભાળ."

"શું?"

"ભાઇ પાસે બ્હેન વીરપસલી માગે છે તે ખબર છે ને?"

"હા. બોલ તને શું જોઇએ છે? કહે તો મારા ચામડાના જોડા શીવડાવી આપું. તારા જેવી બ્હેનના પ્રતાપે જ આ સ્થિતિ અત્યારે હું ભોગવું છું, નહિં તો ક્યાંઈ વગડામાં ઢોર ચારતો રખડતો હોત." અસંસ્કારી ભરવાડ કેળવણી પામવાથી સંસ્કારી બનેલો, જાનવર સાથે રહી જાનવર જેવો બનેલો ભરવાડ, સારી સોબત અને સુસંસ્કારથી મનુષ્ય બનેલો આજે બ્હેનના શબ્દ ઉપર વારી જવા તૈયાર થયો. ભૂતકાળ સાથે વર્તમાનકાળની સરખામણી કરી પોતાની બ્હેનના આભાર તળે દબાયલું હૃદય આજ્ઞાંકિત થઇ ગયું.

"ભાઇ, જીવતો રહે. તારે એકના એકવીશ થાય."

"બ્હેનની આશિષ."

"ભાઇ, આજે હું કહું તેને જમવાનું આમંત્રણ આપજે. તે ન આવે તો પરાણે ખેંચી લાવજે, અને દાદર ચડતાં તું પહેલો ચડી છેલ્લે પગથીયેથી તારી મોજડી નીચે પાડી દેજે, અને જો સાથે આવનાર માણસ તારી એ મોજડી લેવા જવા નીચે ઉતરવા આગ્રહ કરે તો થોડી આનાકાની સાથે મોજડી લેવા એને જવા દેજે. યાદ રહ્યું?"

"પણ બ્હેન, આટલું બધું શા માટે ?" શંકાશીલ ભાઇએ પૂછ્યું.

બ્હેન કાંઇ જ બોલી ન શકી. ભાઇને પણ કાંઇ કાંઇ વિચાર આવી ગયા. બ્હેનના ચારિત્ર ઉપર એને શંકા આવી. બ્હેનનું વાતા-વરણ એને કાંઇક અણગમતું જણાયું. નીખાલસતાની સુગંધમાં શંકા રૂપી દુર્ગંધની બદબો આવવા લાગી. પણ એ બોલી ન શકયો. શું થાય છે તે જોવાની ઇચ્છા રાખી, એ ભવિષ્યમાં જોયું જશે, કરી ચાલ્યો ગયો.

( ૬ )

માંડવી ઉપર જકાત ચૂકવવાની પડાપડી થવા લાગી. ઉપરા-ઉપર માણસો પડવા લાગ્યાં. 'મને વ્હેલો પતાવો, મ્હને વ્હેલો પતાવો' એમ બૂમો પડવા લાગી. એટલામાં ચક પછવાડે બેઠેલી બ્હેને ભાઇને અંદર બોલાવ્યો.

"ભાઇ, પેલા શેઠની જકાત હમણાં ન ચૂકવતો." બ્હેને અંગૂલી નિર્દેશ કરી શેઠને બતાવ્યા.

અને ભાઇ બધું સમજી ગયો. રૂપરૂપના અવતાર જેવા શેઠના રૂપ ઉપર બ્હેન મોહી પડી હશે એમ એણે ધાર્યું. બ્હેનના શબ્દોમાં થતો ઝીણો ઝણઝણાટ અને હૃદયનો ખળભળાટ એના ચ્હેરા ઉપર દેખાઇ આવતો. ભાઇ સમજ્યો કે બ્હેન આમ એકલી અટુલી જીંદગી ગાળે તેના કરતાં ઠેકાણે પડે તે શું ખોટું ?

બપોર જામ્યા ને સહુ જમવા માટે વીખરાયું. શેઠની જકાત કોઇ લેતું નહતું. શેઠ તો આજીજી કરીને થાકયા પણ કોઇ સામુંય ન જુએ. પોતે ગમે તેટલા ધનાઢ્ય હોય કે આબરૂદાર હોય પણ પર-દેશમાં એની શી ગણના ! તેમ છતાંય સત્તા આગળ શાણપણ કામનું

પણ શું ? એ તો ઓશીયાળા જેવા બેસી રહ્યા. યુવાન જકાત લેવી બંધ કરી જમવા ઉઠયો અને શેઠનું કાંડું પકડયું.

"શેઠ, ચાલો જમવા."

"જી ના......" એણે હાથ જોડયા.

"નહિ, નહિ, આવવું જ પડશે. મારે આંગણે તમે જમ્યા વગર બેસો તેથી મારા ગૃહસ્થાશ્રમને ઓછપ લાગે. મારૂં નાક કાપવું છે ?" એણે આગ્રહ સાથે આંખ ફેરવી.

ચતુર શેઠ વસ્તુસ્થિતિને અનુકૂળ થવામાં પોતાને લાભ સમજ્યો. તે ઉઠી સાથે ચાલ્યો ને તેના નોકરો બંદર પર ચાલ્યા ગયા.

દાદર ચડતાં યુવાન આગળ ચડયો, અને છેલ્લે પગથીયે પહોં-ચતાં પગમાંથી મોજડી કાઢી નાખી તે નીચે દડી પડી. પડતાં જ યુવાને તે લેવા જવા નીચે ઉતરવાનો ઢોંગ કર્યો.

ગરજ હોય ત્યારે ગમારની પણ ખુશામત કરવી પડે છે. એમ શેઠને પણ અત્યારે ગરજ હતી. એણે ખુશામત આદરી.

"રહેવા દો. હું લેતો આવું છું."

"અરે, નહિ, નહિ. તમારી પાસે મોજડી ઉપડાવાય." સ્હેજ હસતાં એ બોલ્યો.

"એમાં શું ?" નીખાલસતા દર્શાવતો ખુશામતી શેઠ બોલતા બોલતા નીચે ઉતર્યા અને મોજડી ઉપર લાવ્યા.

બાઈ ઉપર બેઠી બેઠી બધું જોતી હતી. તે ભાઈ સામે જોઇ સ્હેજ હસીને રસોડામાં પેસી ગઇ. પોતાની ઇચ્છા પાર પડી જાણી એ ગર્વિષ્ટ બની.

શેઠને જમવા બેસાર્યાઃ યુવાન સ્હેજ દૂર બેઠો.

"અહીં બેસોને." પોતાની પાસે જ બેસવા માટે આગ્રહભરી સજ્જનતા દર્શાવતા શેઠ બોલ્યા.

" ના શેઠ, હું જાતે ભરવાડ છું. બ્હેન, પીરસો." બ્હેન તરફ દૃષ્ટિ કરી એ બોલ્યો.

શેઠ મુંઝાયા. ભરવાડને ઘેર જમવું ? એમનું મોઢું પડી ગયું. ધર્મ સરી પડતો જણાયો.

" શેઠ ન મુંઝાવ. મારી બ્હેન વાણીયા છે."

શેઠ જોઇ રહ્યા. તેને મનમાં થયું કે "ભરવાડ આવો હોય ? ને તેની બ્હેન વાણીયા કયાંથી ? "

બાઇ બહાર આવ્યાં. શેઠ પાસે ભોજનનો થાળ ધર્યો, ને શેઠે ઉંચે જોયું. જોતાંજ એ આભા બન્યા. એના મોઢામાંથી બેભાનમાં બોલાઇ જવાયું, " શેઠાણી ! "

અને બાઇની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. તે શેઠને પગે પડી બોલી, " માફ કરો. "

યુવાન જોઇ રહ્યો. તેને કાંઇ ખબર ન હતી.

"સ્ત્રીએ પોતાના વચનને સત્ય કરી બતાવવા આટલી મહેનત ઉઠાવીને આખરે સત્ય કર્યું ખરૂં !" શેઠની આંખે ભરવાડ, મોજડી અને શેઠાણી આવ્યાં. એ બધું સમજી ગયો અને મ્હોંમાં આંગળી ઘાલી.

શેઠ-શેઠાણીના હર્ષનો પાર ન રહ્યો. ઘણે દિવસે એક બીજાને મળવાથી તેમના હર્ષનો પાર ન હતો. શેઠ ને શેઠાણીએ બધી વાત કહી, ને એ શેઠાણીના ચાતુર્ય-શાણપણ ઉપર ફીદા થયો. ભાઇની રજા લઇ બ્હેન શેઠની સાથે વિદાય થઈ. પણ એ ભરવાડ આ બધું શું થયું તે ન સમજ્યો.

# (૩) નાની વહુનો નિર્ણય.

રામો શેઠ એ અમારા ગામના નગરશેઠ હતા. મૂળ તો ગરીબ પણ એમનાં માતપિતાએ એમનામાં સારા સંસ્કાર પાડેલા એટલે મોટપણે એ ગુણો ઉગી નીકળ્યા અને એના ફળરૂપ લક્ષ્મીદેવી એમને વરી ચૂક્યાં. એ લક્ષ્મીપતિ બન્યા. શ્રી અને સરસ્વતીનો યોગ વિભુએ આ જગતમાં ક્યાંઈકજ સાથે રાખ્યો છે, અને એમાં આ રામો શેઠ પણ હતા. એમનું ખરૂં નામ તો રામજીશેઠ પણ નાનપણમાં રામો રામો કહેલું એટલે કોઈના એ હુલામણાના શબ્દો હજુએ પ્રેમની નિશાની સ્વરૂપે કાયમી થઈ ગયા.

એ શેઠ ગરીબીમાંથી વધેલા એટલે એમણે ખૂબજ તડકી છાંયડી જોએલી. વેળાવેળાની છાંયડી પ્રમાણે એમણે દુનીયાના રંગઢંગ નીહાળેલા અને સંસારના કાવાદાવા જોઈ એ એમાં પારંગત થએલા હતા. છતાંય માંબાપ પાસેથી મળેલા સુસંસ્કારોને લીધે એમનામાં દુર્ગુણો પેસી શક્યા ન હતા. દુશ્મનોએ ઘણાય હલ્લા કરેલા પણ વાડ મજબુત એટલે એમનું ચાલેલું નહિ.

શેઠાણી પણ ધર્મિષ્ટ હતાં. બંને સદ્‌ગુણી તથા સુશીલ હોવાથી ગામમાં સહુ કોઈ એમનાં વખાણ કરતું. એમના પુત્રો તો પાટોશણો અને નોકર વર્ગના હાથમાંથી હેઠા હોય જ શેના! કેડમાં જ સદાય બેસી રહેવા જન્મ્યા હોય એમ એમને સહુ કોઈ ફેરવ ફેરવ કરતું. પણ જેનામાં સુકેળવણીનાં બીજ પણ ન હોય એમની પાસેથી આ બાળકોને શું મળવાનું હતું?

બાળકો મોટા થતા ગયા, પણ જે સંસ્કારો શેઠને મળ્યા હતા, તે આ બાળકોને ન મળ્યા. કારણ કે શેઠાણી અને શેઠની માતા બન્ને સંસ્કારી હતાં; પણ તેમણે પોતાની સુકેળવણીનો ઉપયોગ જુદી જુદી રીતે કર્યો હતો. એકે બાળકને પોતાના હાથે રાખ્યો, બીજીએ બીજાને ભરોસે સોંપ્યો. એકે ગરીબાઇમાં ગૃહસંસાર ચલાવતાં બાળક પાસેથી લાભ લેવાની ઇચ્છાએ એને યોગ્ય તાલીમ આપી ભવિષ્યનો સત્પુત્ર બનાવ્યો; બીજીએ પૈસાના મદમાં સંસ્કારોને વિસારી, બાળકોના ભવિષ્યની દરકાર કર્યા વગર ચાકરોને હાથમાં એને સોંપી દઇ, પોતાને માથેથી એટલું કામ ઉતર્યું ગણી ભવિષ્યના મોજશોખી બનાવ્યા.

શેઠના ચારે પુત્રો બાળઅવસ્થા મૂકી યુવામાં પ્રવેશ્યા. મૂછનો દોરો ફૂટતાં તો ખૂબ જ એ મોજશોખી બની ગયા, અને વીશ વર્ષના લગભગ થવા જતાં તો એમણે હદ છોડી. પિતાથી પુત્રને કહી શકાતું ન હતું, અને સહન પણ થતું ન હતું. સોળ વર્ષના પુત્રને મિત્ર સરખો ગણવો જોઇએ એ સૂત્રને અનુસરીને શેઠ ઘરનો કારભાર પુત્રોને સોંપી દઇ માત્ર સલાહ આપવા જેટલી જ દરકાર કરતા હોય એમ બતાવતા. પણ એ કાબેલ શેઠની ધ્યાન બહાર કોઇ કામ થતું હોય એમ બની શકતું નથી.

દિવસ ઉગતો અને આથમતો, અને જગતનાં પાપકર્મો જોઇ એ હંમેશા બળી જતો; પણ ફરી પાછો બીજે દિવસે એવો ને એવો જ આવીને ઉભો રહેતો. માણસો કહેતા કે એ તો કસોટીમાંથી પસાર થવા પ્રયત્ન કરે છે. ગમે તેમ હોય પણ એ સવિતાનારાયણ કદ એ સંસારીયોનાં દુષ્કૃત્યો જોઇ ગુસ્સે થયા વગર રહ્યો નથી. અને ફરી પાછો સવારે પોતાની તેજની છોળોને વહેતી કરીને મનુષ્ય મેદનીને અજવાળું આપ્યા સિવાય જંપ્યો નથી. એમ દરેક વર્ષ વીતી ગયાં.

માણસને માથે દશકા આવે ને જાય, એમ શેઠે પોતાની દશાને બદલાતી જોઈ. એ વિચારશીલ અનુભવી વણિકશેઠ પોતાની આવતી સ્થિતિને ઓળખી ગયો. પુત્ર વંઠે ને લક્ષ્મી રહે જ ક્યાંથી ? અસત્ય હોય ત્યાં સરસ્વતી ક્યાંથી ? કજીયો હોય ત્યાં સંપ ક્યાંથી ? અને અબોલા હોય ત્યાં આનંદ ક્યાંથી ? શેઠ હંમેશાં મુંઝાતા, અને એ ચિંતામાં હંમેશાં સૂકાતા જતા. ચીતા અને ચીંતા સરખાં જ દહન કરનાર છે. એક બહારથી દહન કરે અને બીજું અંદરથી: એક એકદમ બાળે બીજું ધીમે ધીમે-રીબાવી રીબાવીને મારે.

બુદ્ધિશાળી શેઠે વિચાર અને ચીંતામાં પોતાના શરીરને ગળતું જોયું. શેઠાણી પણ પોતાના પુત્રોની ચાલચલગત જોઇ શોષાઇ જતાં અને એમ કરતાં શેઠાણી તો સંસારનો ત્યાગ કરી ગયાં. શેઠ પોતાના અર્ધા અંગને વિદાય કરી, સંસારમાં હવે પોતાને પણ કાંઈ રહ્યું નથી એમ સમજી એમણે પોતાની મીલ્કતની વ્યવસ્થા કરવા માંડી.

ચાર ચાર દીકરા અને ચાર ચાર વહુરો હોવા છતાં કોઇ એમની ચાકરી ન કરતું. ફક્ત નાની વહુ જરા સમજુ અને ડાહી હતી, એ આ શેઠની વારંવાર ખબર લેતી. અને તેથી મોટી ત્રણે વહુઓ ઇર્ષાથી બળી જતી, અને કોઇ કોઇવાર તો એના ઉપર વચન-બાણોનો હલ્લો પણ થતો. ઉદાર દીલની નાની વહુ એ બધું સહન કરતી અને કદિ કોઇને મોઢે એ એકે શબ્દ ઉચ્ચારતી નહિ.

(૨)

"બેટા, આજે મને જરા ઠીક નથી જણાતું." શેઠે મરણ-પથારીએ સૂતા સૂતા પોતાના ચારે પુત્રોને પાસે બોલાવીને કહ્યું.

"બાપા, તમને શું થાય છે ?"

"તમે જૂઓછોને, કે હું કેટલું રળ્યો છું."

"હા તે અમે જાણીએ છીએ, પણ એ ધનને ને તમારે હવે શું લાગે વળગે?" એક ઉતાવળીઆએ ચટ દઇને જવાબ આપ્યો.

"સાચું છે. બેટા! માણસો પહેલેથી સમજતા નથી અને મારૂં મારૂં કરી, ખૂબ ધન એકઠું કરે છે. તેનો ઉપભોગ એ કરતો નથી, કોઇને એ વાપરવા દેતો નથી, અને છેવટે એ બીજાને હાથ જાય છે. બાપુ, મારે એ ધન નથી જોઇતું." બાપે નિસાસો મૂકતાં જવાબ આપ્યો.

"ત્યારે, એ વાત અત્યારે કેમ ઉચ્ચારો છો?"

"મારી અંતવેળા છે, એ તમે જાણો છો. મારૂં કુળ, મારૂં નામ, મારી આબરૂ એ બધું હવે તમારે હાથ છે.........."

"અને ધન પણ........" શેઠને બોલતા અટકાવી બીજાએ વચ્ચે જ કહ્યું–રખેને શેઠ ધનની વાત ભૂલી જાય એ બીકથી.

"હા ભાઇ, હા. ધન પણ તમારૂં."

"ત્યારે હવે શું છે?"

"હું એ ધન–માલ–મીલ્કતના ભાગ વહેંચી આપવા ઇચ્છું છું."

"તે અમે ક્યાં ના કહીએ છીએ."

"ઠીક. ત્યારે સાંભળો. મારો આ પલંગ તમે જુઓ છો. એના ચારે પાયાની નીચે એકેક કળસ છે. તે હું મરી જાઉં ત્યારે કાઢજો, અને તે દરેક જણ એકેક વહેંચી લેજો."

"આપણી કરોડોની મીલ્કત તમે એ ચારે કળસમાં દાટી છે?"

"હા."

"પણ, એમાં સમાઇ જ કેમ શકે?"

"બેટા, એ બધી મૂલ્યવાન વસ્તુઓ છે."

"તે હશે."

"અને તમારે એ પ્રમાણેજ ભાગ લેવા, એવું મને વચન આપો."

"બાપા, જો સરખા ભાગ હશે તો જ અમે એ વહેંચી લેશું. વધુ ઓછું હશે તો અમારે નહિ બને."

"જરૂર. એ ચારે ભાગ સરખા જ છે, અને એ બાબત તમારે મુંઝાવાની જરૂર જ નથી. ફક્ત આ એક કાગળનો કકડો મારી નાની વહુને આપું છું."

"બાપા, એમાં શું છે?" એકે ઉત્સુકતાથી પૂછ્યું.

"એમાં લખ્યું છે કે ચૈત્ર શુદી પૂર્ણિમાને દિવસે બપોરે બાર વાગ્યે આપણા ઘર પાસેના દેરાસરના શીખરમાં ધન છે તે તારે લેવું." શેઠે ખુલાસો કર્યો.

"ઓહો...એમાં શું? શીખરમાં તે કેટલુંક ધન હશે? બહુ તો હજારેક રૂપીયા હશે."

"કહો, હવે વચન આપો છો? તો હું શાન્તીમાં મરણ પામું."

"બાપા, અમારૂં વચન છે." બધાએ વચન આપ્યું.

શેઠ શાન્તીમાં મરણ પામ્યા.

(૩)

વસંત પંચમીની શીળી પ્રભાતે વનખંડી લચી રહી હતી. પુષ્પો ખીલી ઉઠયાં હતાં, અને આખું જગત કોઇ નવીન અકથ્ય ભાવોથી રંગાઈ રહ્યું હતું. જ્યાં જુઓ ત્યાં આનંદ અને કલ્લોલ હતા. તેવે વખતે શેઠની હવેલીમાં ઝગડાના મંડાણ મચાયા હતા. એક બીજા પ્રત્યે ચારે ભાઇ તીરસ્કારથી જોતા બેઠા હતા. દરેકની આંખોમાંથી ઇર્ષાના અંગારા ઝરતા હતા. કોઇ દારૂના કેફમાં તો કોઈ પૈસાના

મદમાં તો કોઇ યુવાનીના નીસામાં તો કોઇ ક્રોધમાં ભાન ભૂલીને એક બીજા પ્રત્યે બાંયો ચડાવી બેઠા હતા.

મોટો તો વિચારવમળમાં ગુંચવાઇ પડયો હતો કે "બાપા આ શું કરી ગયા?"

"અમારે આ કબુલ નથી."

"પણ હું શું કરૂં?"

"શું તે કેમ વળી! તમારૂં જ આ કામ છે."

"પણ, બાપા મારૂં કહેવું થોડું જ કરે એમ હતા?"

"ત્યારે તમનેજ કેમ સોનામહોરૂં આપી?"

"અને મને કેમ આ ધૂળ?" બીજાએ પૂછ્યું.

"અને મને તો આ હાડકાં આપ્યાં બાપાએ શું વિચાર કર્યો હશે?" ત્રીજાએ પૂછ્યું.

"અને મારે તો આ કાગળના ડૂચા. મારે કાંઇ પૈસાની જરૂર હશે ખરી?" ચોથો તો ગુસ્સામાં ધ્રુજી રહ્યો હતો.

શેઠના પુત્રોએ પલંગ નીચેથી કાઢેલા ચાર ઘડામાં એકમાં સોનામહોરૂં, બીજામાં ધૂળ, ત્રીજામાં હાડકાં અને ચોથામાં કાગળના ડૂચા નીકળ્યા હતા. દરેક જણને એકેક આપવા માટે નામ સહીત ચીઠ્ઠીઓ એ ઘડા ઉપર બાંધી હતી.

આ વાતનો નીકાલ શી રીતે થાય? સહુ મુંઝાતા હતા. અંતે ગામના બે ચાર બુદ્ધિશાળીઓને બોલાવી આ વાતનો નિર્ણય લાવવા કર્યું. પણ ડાહ્યા અને સુજ્ઞ શેઠની બુદ્ધિએ જે વહેંચણ કરી હતી, તેનો પાર કોણ પામી શકે? એમણે શેઠના નિર્ણયને ટેકો આપ્યો પણ ગુંચ ન ઉકેલાઈ.

પણ એવી ગુંચો ઉકેલવા માટે એમને દૂર જવું પડે એમજ

નહતું. કેડે છોકરૂં અને ગામમાં શોધવા નીકળવા જેવી વાત હતી. નાના ભાઇની વહુ ડાહી હતી. એ પોતાના સસરાની આ ગુંચ ઉકેલવા સમર્થ હતી. એ વાત સાંભળતાં જ આનો નિર્ણય કરી શકી હતી. પણ પૂછ્યા વગર જવાબ કેમ અપાય ? વચ્ચે મત આપવાની એની ઇચ્છા નહતી.

ત્યાં તો ચારે ભાઇઓમાં ઝગડાએ સ્વરૂપ લીધું. હવે નાની વહુથી ન રહેવાયું. એણે પોતાની જેઠાણીઓને બોલાવી અને સહુથી મોટી સાથે એ ઝગડાનું નિરાકરણ કરી પોતે આપવાનું જણાવ્યું.

ચારે ભાઇઓ આ વાત સાંભળી અજાયબ બની ગયા. નાની વહુ આનો નિર્ણય કરશે ? એ વિચારે એમનામાં કમકમા આવ્યા. મોટા મોટા ન કરી શક્યા એ નાની વહુ કરશે, એ વિચારે એમને તીરસ્કાર આવ્યો, અને જેઠાણીઓ નાની વહુની આ શીખામણથી ઇર્ષા કરવા માંડી.

અંતે સહુએ નિર્ણય કર્યો કે જો નાની વહુ આ વાતનો નીકાલ આણે તો પિતાએ આપેલ પેલો કાગળ એમને રહેવા દેવો અને નહિ તો એ પાછો લઈ લેવો.

નાની વહુને પોતાની બુદ્ધિની ખાત્રી હતી. એ સમજતી હતી કે ના કહીશ તો આ બધી વાત બગડી જશે, અને કદાચ જો હું આ કાર્યમાં ફતેહ નહિ પામું તો કાગળ તેઓ લઇ લેશે, એથી કાંઇ એ કાગળનો ભેદ એમાંથી કોઇ પામી શકનાર નથી. એણે એ વાત કબુલ કરી. અને સર્વ ઘરના એકઠા થઇ, પોતાના વડિલે કરેલ નિર્ણયનો ખુલાસો સાંભળવા ઈંતેજાર થઈ બેઠા.

નાની વહુએ ચારે ઘડા પોતાની પાસે લીધા, અને દરેકનો એક પછી એક ખુલાસો કરવા માંડયો. પહેલાં તો એણે દરેક ઓરડા અને

માલ મીલકતની યાદી કરાવી અને દરેક ઉપર પોતાના નામનાં તાળાં વાસી સીલ કર્યાં.

પછી પોતે નિર્ણય આપવા બેઠી.

"આપણા વડીલ બુદ્ધિશાળી, ચતુર અને વિવેકી હતા. એમણે આપેલ નિર્ણય આપણાથી ફેરવાય નહિ અને......"

"પણ તેમણે કહેલું કે દરેકમાં સરખો હિસ્સો છે, છતાંય આમ નીકળ્યું. એમના જેવા નર..........."

"ન બોલો; એ શબ્દો ન બોલો. આપણા કરતાં એ વધારે અનુભવી હતા. એમણે આપણા કરતાં વધારે દિવાળીઓ જોઇ હતી. એ જે કરી ગયા છે તે બધું બરાબર અને યોગ્ય જ કરી ગયા છે."

"એ તો તમને પેલા પૈસાનો કાગળ આપી ગયા છે માટે વકીલાત કરતાં હશો !"

"એ તો જે હોય તે. તમને એમ લાગતું હોય તો મારો કાગળ તમને હું આપું ને તમારી પાસેથી તમારો હિસ્સો મને આપવાનું કબુલ કરો."

"ના. એટલા થોડા પૈસા માટે હું મારો ભાગ આપી દઉં?"

"હજુએ લોભ નથી સમાતો?"

"ક્યાંથી સમાય? લોભ તો ઘડપણમાં પણ ઓછો થતો નથી, એ તમે ક્યાં નથી જાણતાં?"

"અને તેથી જ છો........"

"હવે એવી વાત જવા દ્યો અને નિર્ણય આપો." બીજાએ વાતને અડધેથી કાપી.

ન્યાય આપવા બેઠેલી નાની વહુ જાણે કોઇ દેવી બેઠી હોય એમ શોભતી. એના કપાળ ઉપર તેજ ઝળહળી રહ્યું હતું. એની

આંખોનું તેજ ઝીલાતું નહતું. એ પવિત્ર મૂર્તિ ઈશ્વરને ત્યાંથી ન્યાય કરવાની સત્તા લઇને આવી ન હોય, એમ એ દેખાતી હતી. એણે ધીમા પણ બુલંદ અવાજે બોલવું શરૂ કર્યું:

"વડિલો, આ જે ઘડામાં સોનામહોરો છે, અને જેનું નામ તે ઘડા ઉપર લખેલ છે, તેમણે આપણા ઘરની તમામ લક્ષ્મી લેવી. તેમને હું આ તીજોરીની કુંચીઓ સોંપું છું."

"તે પછી સોંપજો-પ્રથમ અમને ખુલાસો આપો." બીજાએ કહ્યું.

"અને જે ઘડામાં ધૂળ છે અને તે ઉપર જેનું નામ લખ્યું છે,તેમણે તમામ ગરાસ કબજે લેવો. તેના દસ્તાવેજો હું તેમને સોંપું છું."

"અને જેમના ઘડામાંથી હાડકાં નીકળ્યાં છે એમણે આપણું તમામ પશુધન લેવું. અને જેમના ઘડામાંથી કાગળીયાં નીકળ્યાં છે, તેમણે ઉઘરાણી અને વેપાર કબજે લેવો. ચોપડા અને કાગળો બધા તેમને સોંપું છું."

"પણ એ ચારે ભાગ સરખા છે એની ખાત્રી શી?"

"હું તમને એ ચારેની કીમત કરી મેળવી લેવા કહું છું."

અને સાચે જ ચારે ભાગ સરખા હતા. શેઠના પુત્રો તો જોઇ જ રહ્યા! પોતાના પિતાએ વહેંચેલ ભાગ જોઇ એ ખુબ જ નવાઈ પામ્યા, અને પોતે એટલીએ અક્કલ ન દોડાવી શકયા, એ જોઈ પસ્તાવા લાગ્યા. તેઓ આ નાની વહુની વાહવાહ બોલવા લાગ્યા, અને પેલો કાગળ તેને સોંપી તેની તારીફ કરવા લાગ્યા.

(૪)

પાંચ વર્ષ તો જોત જોતામાં નીકળી ગયા. સ્વચ્છંદે ચડેલા એ ભાઇઓએ પોતાની સઘળી મીલ્કત ઉડાડી મૂકી, અને શેઠની

આબરૂ ઉપર પાણી ફેરવ્યું. કહ્યું છે કે બાપની આબરૂ રાખવી તે દીકરાના હાથમાં અને માવતર અને શ્વસુર પક્ષની બન્નેની કુળમર્યાદા રાખવી એ ગુણવંતી સ્ત્રીના હાથમાં છે.

મોટી વહુઓ તો હંમેશા ખાઇપીને મજા કરતી અને પોતે પણ ખૂબ મોજશોખમાં તલ્લીન બની ગઇ હતી. દોડાદોડ આવતી ગરીબાઇનો હાઉ એમને દેખાયો નહિ, અને છેવટે જ્યારે ગરીબાઇએ આવી એમના આંગણાગાં પગલાં પાડયાં, ત્યારે એ ભાવિનો વિચાર એમને રીબાવવા લાગ્યો. એમના અંગેઅંગમાં કંપવા છુટયો, અને જે સુખમાં ન હ સુઝેલું તે દુઃખમાં નજરે દેખાવા લાગ્યું. ગરીબાઇમાં કપડાં પણ સગા મટી જવા લાગ્યાં. છોકરા અન્ન વગર ટળવળવા લાગ્યા, અને તેમને સહુ કોઇની હાંશી મશ્કરી સહન કરવાં પડયાં.

નાની વહુથી આ સહન ન થયું. એણે પોતાનો કાગળ એ ચારે ભાઇને સોંપી દીધો. પણ એની ગુંચ કેમ ઉકેલાય ?

" મંદિરના શીખરમાં રૂપીયા કેટલા સંતાડયા હશે ?

" કેટલા તે કેમ વળી, હજારેક તો હશે ને ? "

અને એ લોકો તો શીખરને તોડવા તૈયાર થઇ ગયા. તેમણે શીખર તોડયું હોત તો એમને ધન મળત કે કેમ એ શંકા હતી. શીખર તૂટે તો મંદિરની શોભા જાય અને પોતાનો પૈસો જાય. એ નાની વહુ જોઈને કેમ બેસી રહે ? એણે તરત જ મંદિરનું શીખર તોડવા જતા એમને અટકાવ્યા.

" કેમ, તમારે એ ધન અમને નથી લેવા દેવું ? "

"ના, એ મારૂં છે. સાસરાજીએ મને આપ્યું છે; એટલું જ નહિ પણ તમારા ભાગો વહેંચી આપવા બદલ તમે મને એ સોંપી દીધેલ છે."

સહુ એક બીજાના મુખ સામે જોવા લાગ્યા.

ચતુર વહુ એ સમજી ગઇ. એણે આ વખતે સહુને ઠેકાણે લાવવાનો ઇરાદો કર્યો. તે બોલી, "હું તમને એ ધન આપું તો ખરી, પણ હવે પછી તમારે મારી સલાહ વગર એનો ઉપયોગ ન કરવો."

ગરીબાઇમાં અન્નવગર લથડતા એ સહુએ તે વાત કબુલ કરી અને નાની વહુએ ચૈત્રી પૂર્ણિમાને દિવસે બપોરે બાર વાગ્યે મંદિરના શીખરના પડછાયામાં જઇને તે જગ્યાએ ખોદી ત્યાંથી ધન કાઢી લેવા સૂચવ્યું.

પેલા ભાઇઓ તો જોઇ જ રહ્યા. ધન તે શીખરમાં છે કે આ જમીનમાં?

"અહીં છે. તમે ખોદી તો જુઓ!"

અને સાચે જ ધન ત્યાંથી નીકળ્યું. નાની વહુની બુદ્ધિ અને નિર્ણય જોઇ સહુ આશ્ચર્યમાં પડી ગયા, અને સમજ્યા કે નાની વહુની બુદ્ધિએ ચાલશું તો ગરીબાઇનાં દર્શન નહિ થાય.

એણે ધીમે ધીમે સહુને ધંધે ચડાવ્યા. અને આખરે સહુ સુધરવાથી, યુવાનીમાં ખાધેલી ઠોકરથી, અને જગતના કાવાદાવા જોઇ ઠેકાણે આવવાથી એમણે સારી રીતે વેપાર ખેડવા માંડ્યો. અને થોડાં વર્ષમાં બાપની આબરૂ, ધન અને જાહોજલાલી પાછી મેળવી.

પણ જ્યારે જ્યારે સહુ એકઠા થઇ પોતાની ચડતી પડતીના વિચાર કરે છે ત્યારે સહુ એક અવાજે નાની વહુના નિર્ણયની વાહવાહ બોલે છે, અને તેની બુદ્ધિનાં વખાણ કરે છે.

# (૪) પંચાતીયાની દીકરી.

ઉનાળાની એક મુલાયમ ગુલાબી પ્રભાતમાં ઠંડીની લહેરો અનુભવતા રામો પટેલ ખાટલામાં સુતા હતા, તેવામાં પાસે બાંધેલા વાછરડાએ પગ ચાંપ્યા, અને એની ઉંઘ ઉડી ગઇ. મોડું થઇ જવાથી એ હાંફળા હાંફળા ઉઠયા, બંડી પહેરી માથે ફાળીયું બાંધી, બળદને કોડમાંથી કાઢયા. હળ તૈયાર કરી એમણે ખેતરમાં જવાની તૈયારી કરી.

રામો પટેલ ગામમાં ખાનદાન હતા. પૈસાપાત્ર પણ ઠીક હતા. છોકરામાં માત્ર એક પુત્ર અને પુત્રી હતાં. ખેતર હતું, ઢોર હતાં અને આંગણે ઘુઘરમાળ ખખડાવતા સુંદર બળદોની જોડી હતી, ભગરી ભેંસોનાં જૂથ હતાં. સર્વ હતું. પછી પટેલને બીજી શી ચિંતા!

પટેલ પાંચમાં પૂછાતા, અને ગામમાં આગેવાન હોવાથી એમને પંચાત કરવા સહુ બોલાવી જતા. પહેલાં તો એમનું મન દુભાતું પણ પાછળથી એમને લત પડી ગઇ હતી. ગમે તેવું કામ હોય અને બગડતું હોય, તોપણ પંચાત કરવા કોઇ બોલાવે કે પટેલ તરત દોડી જતા.

" રામા પટેલ, ઘેર છો કે ? " બહારથી કોઇએ બૂમ મારી.

રામા પટેલ હળ જોડવાની તૈયારીમાં હતા. હળને નીચે મૂક્યું અને આવનાર કોણ છે તે જોવા બારણા તરફ ચાલ્યા.

" પટેલ, જરા મારે ઘેર ચાલો." ઉતાવળ સાથે આગ્રહપૂર્વક વિનંતી કરતાં એણે પટેલનો હાથ ઝાલ્યો.

" પણ છે શું ? " પટેલે હસતાં હસતાં પૂછ્યું.

" આ, જુઓ છોને ! પટેલ ! દુનીયામાંથી સત્ય ગયું. તમારા

જેવાને આધારે જ આભ ઉંચે ટકી રહે છે. તમે તો થાંભલા સ્વરૂપ છો, નહીં તો આકાશ અને પૃથ્વી એક થઈ જાય." એણે વાતમાં મોણ નાખવા માંડયું.

"ભાઇ મારે મોડું થાય છે. વાત કરો કે શું છે ?" પટેલે ઉતાવળ કરી.

"બાપુ, જુઓ તો ખરા ! આ મારા ખેતરમાં હવે પેલો હીરો ભાગ લેવા આવ્યો છે. કહે છે કે તારા બાપે ને મારા બાપે એ સહીયારૂં ખેતર લીધું છે."

"સાક્ષી હશેને કોઇ ?"

"સાક્ષી કેવો ? મારૂં જ ખેતર છે. મારા બાપે લીધેલું. મ્હેં ભાઠાં ઉગે એવી જમીન ખેડીને તૈયાર કરી છે અને હવે તૈયાર માલ જોઇ એનું મન લલચાયું, અને ભાગ પડાવી લેવાનો ઈરાદો કર્યો. શી દાનત છે ને !" એણે ગુસ્સામાં દાંત કચકચાવ્યા.

પટેલે હળ મૂક્યું. બળદ એમના એમ છૂટા ઉભા રહ્યા અને પટેલ તો પંચાત કરવા એની સાથે જવા પાઘડી પહેરવા ગયા.

"બાપા ! ખેતર પાઘડી પહેરીને કેમ જાઓ છો !" વિશેક વર્ષની યુવાન છોકરીએ પટેલને ઓસરીમાંથી સાદ કરતા પૂછ્યું.

એ પટેલની દીકરી હતી. બુદ્ધિશાળી હતી. એને અસત્ય ઉપર તિરસ્કાર હતો. ઘરધંધો મૂકી પારકી પંચાત કરવા જવાનું એને પસંદ ન હતું. એ સમજતી કે પંચાતીયાના છોકરાં ભૂખે મરે !

"બાપા, અટાણુમાં શીદ જવું છે ?" પટેલને મુંગા રહેલા જોઇ એણે ફરી પૂછ્યું.

"આ જરા પેલા હીરા પટેલને ને આમને તકરાર છે તે..." પટેલે આડું જોઇ ઉચ્ચાર્યું.

"આપણે શું તેમાં !" સીંહણ જેવી એ તાડુકી.

"ગયા વગર તે ચાલે !" પટેલે વધારે જવાબ આપ્યા વગર ચાલવા માંડયું.

છોકરી પાછળ જોઈ રહી. એણે પટેલને પાછા બોલાવ્યા, "બાપા ! તમે આ ન્યાય કરશો તે ખરો ન્યાય કરશો ?"

"હા બેટા. સાચને આંચ શી ? પંચ ત્યાં પરમેશ્વર !" પટેલે મક્કમતાથી જવાબ આપ્યો.

"ન હોય, બાપા, ન હોય. એકને લાભ અને બીજાને ગેરફાયદો. એક ખુશી થાય અને બીજું દુભાય. એક મલકાય અને બીજાની આંતરડી કકળી ઉઠે, અને એના શ્રાપથી તો ખાવા અન્ન ન મળે !" દીકરીએ બોલવા માંડયું.

"એ તો જે ખોટું હોય એને શીક્ષા થવી જ જોઇએ. પછી એનો શ્રાપ શું નડવાનો હતો !" પટેલે દરકાર ન કરી, અને જાણે પોતે ન્યાય કરવાનો પરવાનો જ લઇ આવ્યા હોય એમ પેલાની સાથે ચાલ્યા ગયા.

સીંહણ સમી એ જોઈ રહી. એણે ગુસ્સામાં પગ પછાડયો અને સ્હેજ હોઠ બીડી સીકાર કર્યો. એ કડકાઇથી તાકી રહી. એના કપાળ ઉપર કરચલી પડી, ભ્રમર ખેંચાઈ અને આંખો ઉપરનાં પોપચાં ઉંચાં ચઢયાં. એણે બબડવા માંડયું, 'આમને પંચાત કરતા ભૂલવવા જ પડશે.'

( ૨ )

બબ્બે વરસનાં વ્હાણાં વાયાં પણ સાસરે ગયેલી દીકરી સંદેશોય મોકલતી ન હતી. સારા ઘરની દીકરી મોટે ઘેર સાસરે ગઇ એટલે પીયરને ભૂલી ગઇ, એમ ગામની સ્ત્રીઓ વાતો કરતી. રૂપાળી સ્ત્રી, એને ધનનો મદ પછી એની ઓળખાણ કોણ ન કરે ! ગામની કેટલીક યુવાન સ્ત્રીઓ તો પટેલની દીકરીની સહીયરો હતી. અને વારંવાર એને સંભારી વાતો કરતી કે એ તો હવે નહિ આવે !

લાંબો પંથ ખેડતી, ઘુઘરીઆળા બળદ જોડેલા રથમાં બેસી, એ પ્હોરેક દિવસ ચઢતાં એક દિવસ ગામને પાદરે આવી પહોંચી. પનીહારીઓએ એને જોઇને બેઢાં કુવે મૂક્યાં, ગોવાળીયાએ અણહાંકયાં ધણ મૂકી એના રથ પાસે ભમવા માંડયા, સુંદરીઓના વૃંદેવૃંદ એના રથ ફરતાં ઉછળ્યાં, જાણે કોઇ ઉદધીએ માઝા મૂકી. જેમ જેમ ગામમાં ખબર પડતી ગઇ તેમ તેમ ગામનાં સર્વ માણસો આ પટેલની દીકરીને સામા લેવા ગયા. રામા પટેલનો હર્ષ તો માય જ નહિ. બે વર્ષે આજે દીકરી ઘેર આવી હતી. પૈસાવાળી હતી, એટલે સહુ એની ખુશામત કરતું. ગરીબનું કોણ ?

વાજતે ગાજતે સામૈયા કરી એને ઘેર તેડી લાવ્યા. આંગણામાં રથ છૂટયો. ગામનાં માણસોએ ખબરઅંતર પૂછ્યા અને સહુ રસ્તે પડયું. માત્ર ગણ્યાં ગાંઠયાં માણસો બેઠાં હતાં. ત્યાં લાવીને દાતણ કળશીઓ હાજર કર્યાં.

" ના બાપા, મારે દાતણ નથી કરવું ! " જાણે પોતે અભડાઇ જતી હોય એમ લુગડાં સંકોરતી એ પાછી હઠી.

" હાં......? " પટેલ ફાટી આંખે જોઇ રહ્યા.

"જુઓ, બાપા, મ્હેં તમને મારા ઘરેથી ખાનગી દશ હજાર રૂપીઆ મોકલ્યા છે તે લાવો. તમને બે વખત કહેવડાવ્યું છતાંય તમે મોકલતા નથી, માટે આજ તો એ રૂપીઆ આપો, પછી જ હું દાતણ કરીશ."

"હેં! રૂપીયા શેના!" પટેલને ફાળ પડી. એમના હાથમાંથી કળશીયો પડી ગયો.

"બાપા! એમાં આમ શેના ગભરાઇ જાઓ છો! રૂપીયા તો કાલે મળશે, પણ દીકરીનો પૈસો ઘરમાં ન રાખીએ." દીકરીએ ધીમેથી કહેવા માંડ્યું.

"પણ દીકરીના પૈસા શેના!" પટેલે ઉશ્કેરાઇ પૂછ્યું.

"આ મારા પૈસા, મેં તમને મોકલ્યા છે તે."

"મોકલ્યા વગર!"

"લ્યો રાખો હવે."

"ત્યારે શું હું જુઠું બોલું છું!"

"જૂઠું નથી બોલતા, પણ તદ્દન ના કહો છો–નામકર જાઓ છો, એ અસત્ય નહિ તો બીજું શું?"

પટેલ ગુસ્સામાં બળી ગયા. ગળે પડતી આવેલી દીકરી આંખના પાટા જેવી લાગવા માંડી. ક્યાં ઘડી પહેલાનું અંતઃકરણના ઉમળકા સાથેનું સ્નેહભર્યું સ્વાગત અને ક્યાં આ આંતરડી કકળાવતો તીરસ્કાર-ભર્યો અણબનાવ!

"બાપ, આવું જુઠું ન બોલ. મારી સાઠ વર્ષની આબરૂ ત્હેં ધૂળમાં મેળવી."

"ના બાપા, હું જુઠું નથી બોલતી. તમારી બુદ્ધિ ફરી ગઇ છે. સાઠી બુદ્ધિ નાઠી એ હું જાણું છું. તેથી વધારે કાંઇ બોલતી નથી.

ફક્ત મારા રૂપીયા આપી દ્યો.” દીકરીએ નીચું જોઇ પૈસા કઢાવવાની ઉતાવળ કરવા માંડી.

પાસે બેઠેલા સહુ જોઇ રહ્યા. એમના ચ્હેરા ઉપર આશ્ચર્યની રેખાઓ દેખાઈ. પટેલને બે વર્ષથી જ વધારે ઉપજ આવેલી અને તેથી એમની ગાંઠે પૈસો વધારે થયો હતો. ગામમાં સહુ માનતું કે એ એમની ઉપજમાંથી થયા છે. પણ આજે તો કોઇ નવીન વસ્તુ દૃષ્ટિ સમક્ષ આવી. જરૂર દીકરીના પૈસે તાગડધીન્ના કરતા પટેલ પૈસાની રેલમ છેલ ચલાવી રહ્યા છે, એમ ત્યાં બેઠેલા સહુએ પોતપોતાના મનમાં નિર્ણય કર્યો.

“દીકરી, મારી પાસેથી જોઇતા હોય તો અમથા લઇ જા. પણ તારા લેણા છે, એમ કહી મારી આબરૂના કાંકરા ન કર.” પટેલે દિકરીને સમજાવવા માંડી.

“રોકડા આપ્યા હોય ને ઉછીના શું કરવા લઈ જાઉં!” ઉકળી જતાં એ બોલી.

“ઉછીના ક્યાં, બક્ષીસ આપુ છું ને!”

“અને મ્હેં મોકલ્યા છે એનું શું?”

“ધૂળ એની!” પટેલે ઉશ્કેરાઇ જઇ જવાબ આપ્યો.

“ધૂળ શેની! રૂપીયા પહેલા. એ તો તમારે આપવા જ પડશે.”

પટેલ ગભરાઇ ઉઠ્યા. કલંક માથે આવ્યું. એમની ઉજ્જવળ કીર્તિને કાળો હાથ બેઠા. દીકરી કરતાં કોઇ શત્રુ હોત તો વધારે ઠીક એમ એમને લાગ્યું.

બપોર થયા પણ કોઈ જમવા ન ઉઠ્યું. રાંધ્યું રઝળ્યું. જ્યાં હર્ષ ઉછળી રહ્યો હતો, ત્યાં શોકછાયા ઢળી પડી હતી. જ્યાં આનંદ હતો ત્યાં વિષાદ દેખાતો. જ્યાં દોડાદોડી હતી, ત્યાં શાન્ત વાતાવરણ જામ્યું.

અને તે વધારે ને વધારે ભયંકરતા ક્યું જતું હતું. પટેલની આંખોમાંથી ચોધાર આંસુ વહ્યે જતાં હતાં. પણ દીકરી એકની બે થતી ન હતી.

સાંજ પડી. છોકરાં ભૂખે ટળવળવા લાગ્યાં.

"બાપુ ! આ છોકરાં ઉપર તો દયા લાવ !" પટેલે પુત્રીને આજીજી કરી.

"ના, બાપા રૂપીયા પહેલા પછી જમવાનું."

"દીકરી, આવી હઠ ન હોય."

"તો શું દીકરીના રૂપીયા પચાવી પાડવા છે ?"

બસ થઇ રહ્યું. પટેલને એ શબ્દો બાણ પેઠેજ કાળજામાં પેસી ગયા. એનું હૃદય ખળભળી ઉઠ્યું. એ ગામમાં ગયા અને પોતાના સાથીઓને તેડી લાવ્યા.

પંચ મળ્યું અને ન્યાય થયો. દીકરીએ રૂપીયા મોકલ્યાનો સાક્ષી નથી, પણ એને ઘેર લક્ષ્મીની છોળો ઉડે છે, તેથી માનવા જેવું છે કે એણે રૂપીયા મોકલ્યા હોય. અને પટેલ પાસે બે વર્ષથી રેલમછેલ છે, એટલે એ પૈસો આવ્યા પછીજ આ બધું થયું હોય. પણ સાક્ષી કોઇ નહિ હોવાથી બન્નેની અર્ધી રકમ જાય. પાંચ હજાર રૂપીયા પટેલે દીકરીને આપવા.

"ના. મારે પાંચ હજાર નથી જોઇતા, દશ હજાર આપો."

"જો પંચ કરે એ કબુલ. એમાં અસત્ય ન હોય. એ તો જે કરે તે બધું સાચુંજ કરે." પંચે પોતાની સત્યતા જાહેર કરી.

"તમે આવો જ ન્યાય કરો છો ?"

"હા, જ્યાં જ્યાં અમને ન્યાય કરવા બોલાવે છે, ત્યાં ત્યાં અમે તરતજ અડધો અડધ કરી આપીએ છીએ અને એથી બન્ને પક્ષ રાજી રહે છે. પૂછને તારા બાપને !"

" પટેલે પાંચ હજારની થેલીઓ લાવીને પછાડી અને કહ્યું, " જા, કર તારૂં કાળું. મને મોઢું ન બતાવીશ. ગળે પડતી આવી છે તે ! મારે દીકરી જ નથી એમ માનીશ. "

" બાપા, હવે હું નહી આવું. તમારે તો ઠીક પચાવી પાડવા હતા. " એ અગ્નીમાં ઘી રેડતી જતી હતી અને એ અગ્નીની જ્વાળાઓમાં પટેલ બળી જતા હતા.

રથ જોડાયા. ભૂખી ને તરશી દીકરી રથમાં બેઠી. આવતી વખતે જે સેંકડો માણસો સામા લેવા આવ્યા હતા, તે અત્યારે વળાવવા તો શું પણ સામાય ન મળ્યા. આનંદમાં કલ્લોલતાં માણસોથી ઉભરાતી શેરીઓ ભયંકર અને ખાવા ધાતી દેખાવા લાગી. જાણે ઉજડ અને અડેડાટ !

ગામને પાદરે જઇ, એણે બીજે રસ્તેથી રથ પાછો વાળ્યો. પટેલને આંગણે ફરી રથ આવી ઉભો રહ્યો.

( ૩ )

પટેલ ઝાંપે ઉભા હતા. એણે રથ જોયો, ને મોઢું છૂપાવ્યું ! એ અંદર જતા રહ્યા. કોઇએ આવકાર સરખોયે ન આપ્યો. પણ આ દીકરી કાંઇ ગાંજી જાય એમ ન હતી. એને તીરસ્કારની દરકાર ન હતી. એ અંદર ગઇ.

" બાપા ! બહાર આવો. "

પટેલ ન બોલ્યા.

દીકરીએ થેલીઓ ઉપાડીને પટેલ પાસે મૂકી.

પણ પટેલ તો એના ઉપર ગુસ્સામાં બળી રહ્યા હતા. થેલીઓને એણે પાટુ મારી અને કહ્યું, " જા જા, હવે શું તારૂં મોઢું બતાવી રહી છું ? "

" તમને એક શીખામણ આપવા આવી છું. "

" મ્હને આપીને શીખામણ કે દીકરી ઉપર બહુ હેત ન રાખવું. "

" ના, રાખવું. " એણે મક્કમતાથી કહ્યું.

" શું આમ બેઆબરૂ થવા ? "

" ના, ભવિષ્યમાં કોઇની પંચાત કરવા જવાનું મન ન થાય, તે માટે. "

" એટલે ? " ઉત્સુકતાથી પટેલે ઉંચે જોયું.

" એટલે કે તમે પંચાત કરો છો તે બધી ખોટી જ કરો છો."

" શી રીતે ? "

" જુઓ, તમે જ્યાં જાઓ છો ત્યાં અડધો અડધનો ફડચો કરો છો, તેથી. "

" એમાં ખોટું શું ? "

" મેં તમને પૈસા આપ્યા હતા ? "

" ના, મુદ્દલે નહિ. "

" છતાંય મને રૂ. પાંચ હજાર કેમ આપ્યા ? "

" તું ગળે પડી તેથી. " તીરસ્કારમાં એ બોલ્યા.

" અને કહો જોઉં, તમને કેટલું દુઃખ થાય છે ? "

" થાયજને ! "

" ત્યારે બીજાઓને કેમ થતું હશે ? "

પટેલ જોઇ રહ્યા.

" બાપા ! આ રૂપીયા મેં તમને નથી આપ્યા, અને મારે જોઇતા પણ નથી. મારે તો તમને શીખવવું હતું કે પારકી પંચાત કરવા

જવામાં સાર નથી. જેમ તમારી લાગણી દુઃખાણી એમ કેટલાંય અંતઃકરણો તમે દુભાવો છો, માટે હવેથી પંચાત કરશો નહિ."

પટેલ દીકરી સામે જોઇ રહ્યા. એના બળતા અંતઃકરણમાં અમી વારી સીંચાયું. ક્રોધ ઉડી ગયો અને હર્ષના ઉમળકામાં આમ એ બોલી ઉઠ્યાઃ "વાહ, મારી ડાહી દીકરી! વાહ!"

## (૫) શારદાની યુક્તિ.

"એલા દેવલા! તું ભીખ માગી ખાઇશ હો! માગ્યુંય કોઇ આપશે નહિ!" શેઠે પોતાના હઠીલા છોકરા પ્રત્યે જોઇ ક્રોધમાં કહ્યું.

લાલચંદ શેઠનો એ એકનો એક લાડઘેલો દીકરો દેવજી અક્કલ વગરનો અને ખૂબ તોફાની હતો. આખો દિવસ રખડવા સિવાય એને બીજો કાંઇ કામધંધો નહતો. હંમેશ એ ઘરમાંથી કાંઇને કાંઇ લઇ જાય અને ગામમાં એ અર્ધી કીંમતે આપી દઇ તે પૈસા વડે હંમેશાં આનંદ કરે. શેઠ જેમ જેમ તેની વાતો સાંભળતા જાય, તેમ તેમ એ બળી જતા હતા અને જ્યારે દેવજી ઘેર આવતો ત્યારે હંમેશાં એને ઉપરના શબ્દો કહી સંભળાવતા, પણ એતો પત્થર ઉપર પાણી હતું. એની અસર એને કદીએ ન થતી. પણ શેઠાણીથી એ સહન ન થતું. તે તરતજ તાડુકી ઉઠતાં,

"ઉ...હ......તમેજ એ છોકરાને આમને આમ રોજ કહીને બગાડયો છે."

"મ્હેં બગાડયો છે?" શેઠનો ગુસ્સો વધતો જતો.

"તમે નહિ તો શું મ્હેં? રોજ એના એ શબ્દો કહેવાથી તો છોકરો નીંભર થતો જાય છે. એને હવે કાંઇ ન કહેશો." શેઠાણીએ ઠપકાની દૃષ્ટિએ શેઠને કહી છોકરાનું ઉપરાણું લીધું.

" તો તો એ રસાતાળ જશે. કોઈની બ્હીક નહી રહે તો પછી એ કોઇને પણ ગાંઠવાનો ખરો ? "

" હું તો કેટલા વરસ સુધી જીવીશ. કાળનો ભરોસો કોઇનેય છે ખરો ! "

" તો પછી ઇશ્વર જેવડો ધણી છે. કોઇએ ભાગ્ય વેચી ખાધું છે ? " શેઠાણીયે કપાળે હાથ મૂકયો.

" અને તેથીજ કહું છું ને કે એ ભીખ માગશે તોયે કોઇ આપશે નહિ. જોને એનું કપાળ ! કાળું ભમ્મર જેવું. છે જરાય તેજ ? ત્રણ તસુનું કપાળ ને છ તસુનો ભમરો ! "

" લ્યો રાખો હવે. છોકરાને આવું કહેતાં શરમાતા નથી ? " શેઠાણીએ રોષપૂર્ણ આંખો નીચી ઢાળી.

આમ વારંવાર શેઠ શેઠાણીનો ઝગડો ચાલતો એથી અને માના ઉપરાણાથી છોકરાને ઉત્તેજન મળતું. બાપની બ્હીકથી અને રોજના શબ્દોથી ટેવાએલા છોકરાએ છેવટે લાજ મૂકી હોવાથી નીંભર થતો જતો, અને એનાં તોફાન દીનપરદીન વધે જતાં હતાં.

શેઠ જેમ જેમ એને જોઇને વિચાર કરતા તેમ તેમ એમના અંતઃકરણમાં ધ્રાસકો પડતો. ડોકીયા કરતી અપકીર્તિ અને ગરીબાઇથી એ ડરતા. પોતાની જીંદગી પછી છોકરો બધું ધૂળમાં મેળવશે એ વિચારમાં એમનું અંગ કંપી ઉઠતું અને મોઢા ઉપરથી લાલી અદસ્ય થઇ જતાં સફેદ પુણી જેવું થતું ને વિચારમાં મ્હોં કદરૂપું લાગતું. એ શોકમાં ડૂબી જતા. જાણે એમનો યુવાન પુત્ર આજે જ મરી ગયો ન હોય !

અંતે એમણે એક વિચાર શોધી કાઢયો. આ છોકરાને પરણાવી દીધો હોય તો ઠેકાણે આવે એમ લાગવાથી એમણે તરત જ એક

ખાનદાન કૂળની ભણેલી અને ડાહી, બુદ્ધિશાળી કન્યા સાથે એનું લગ્ન કરી આપ્યું.

હીરા શેઠની એ લાડકી કન્યા શારદા લાડકોડમાં ઉછરેલી હોવા છતાંય ખૂબ જ શાંત અને વિનયી હતી. ન્હોતી એનામાં મોટાઇની હઠીલાઈ, લક્ષ્મીનો મદ, કુળનું અભિમાન, યુવાનીનો ગર્વ કે તોછડાઇ. એ ચંચળ અને ઉદાર કન્યાનાં પગલાં ઘરમાં થતાં જ શેઠ ખુશખુશ થઇ ગયા. એમને લાગ્યું કે આ વહુ જરૂર એ હઠીલા દેવજીને ઠેકાણે લાવશે. ભવિષ્યના કાંઇ કાંઇ વિચારો એમના અંતઃકરણમાં આવી ગયા, અને એ આશાએ એમને અત્યારનું દુઃખ ભૂલાવ્યું. આશાનો ક્યાંઇ અંત છે! આશાના એ દોરનો છેડો આવવાની રાહ જોતા એ પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યા.

(૨)

" નાથ ! હવે આમ ક્યાં સુધી ભૂખે દિવસ કાઢવા છે !" શારદાએ નીસાસો મૂક્યો. એની આંખો સજળ થઈ અને એ ક્ષુધાના દુઃખે પીડાતી કંપી ઉઠી. નાનપણમાં પાણીને બદલે દૂધ હાજર થતું એવી સાહ્યબીમાં ઉછરેલી એ કન્યા સસરાના મરણ પછી–ગરીબાઇએ પોતાના ઘરમાં સામ્રાજ્ય જમાવ્યા પછી–કોઈક દિવસ એક ટંક તો કદી એકાદશી કરી પોતાના દિવસો ગુજારતી. દેવજીને કાંઈ કામધંધો સૂઝતો નહિ. એ હંમેશાં ખાઇને પડયો રહેતો. શારદા એ જોઈ એને હંમેશાં કાંઈ ધંધો કરવા વિનવતી, પણ એ આળસુ દેવજીને કાંઇ સૂઝતું નહિ. ' જ્યાં સુધી ગ્રહદશા નબળી હોય છે ત્યાં સુધી કાંઇ ધંધો સૂઝતો નથી ' એમ એ જવાબ આપતો, અને શારદા એવો જવાબ સાંભળી મનમાં ને મનમાં બળી જતી. એકાંત મળતાં એ રડી રડીને પોતાના હૃદયનો ભાર હલકો કરતી.

" મને કાંઇ સૂઝતું નથી હું શું કરૂં ? " એણે સૂતા સૂતા જવાબ આપ્યો.

" શું કરૂં ? પરદેશ જાઓ ને કાંઇક કમાઇ લાવો. ડાહ્યો દીકરો પરદેશ ખેડે એ તો આપણા વડવાઓનું સૂત્ર છે તે કાં ભૂલી જાઓ છો ? " શારદાએ ધીમેથી ઠપકાભરી નજરે આજીજી સાથે પરદેશ જઇ કમાઇ લાવવાની દરખાસ્ત મૂકી.

" પરદેશ ! પરદેશના દુઃખ શું ઓછાં છે ? " કટાણું મ્હોં કરી એણે જવાબ આપ્યો.

" તો, બાપના કુવામાં ડૂબ્યા રહી, દુઃખે દિવસો ગુજારવામાં કાંઈ સુખ વધારે છે ! "

" આખર તો જન્મભૂમિ છે ને ! " એણે ઠંડે કલેજે જવાબ આપ્યો.

" પણ જન્મભૂમિના કાંઇ બચકાં ભરાય ? " શારદાનો ગુસ્સો વધતો જતો હતો. એના હોઠ ધ્રુજતા હતા. આંખો અકથ્ય અંગારા-ભરી લાલ દેખાતી હતી.

" ત્યારે શું કરૂં ? " આખરે એ પીગળ્યો.

" જાવ પરદેશ અને પૈસા કમાઇ લાવો બીજું શું ? " એનો ચ્હેરો ઉગ્ર થતો ગયો.

" વારૂ. મારો મિત્ર પેલો શીવો ભટ છે તેની પાસે મુહુર્ત જોવડાવું અને પછી જાઉં તો ખૂબ પૈસા મળે. હું તો શુકન અને મુહૂર્તમાં ખૂબ માનું છું." ન્હાના છોકરાની પેઠે તેણે કાલું કાલું બોલવા માંડયું.

" તે હું ક્યાં તમને ના કહું છું ? તમને ઠીક પડે તેમ કરો. પણ આમ બેસી રહેવાથી કાંઇ દિવસ વળવાનો નથી. ઉદ્યમ કર્યા વગર

કોઇ થોડું જ મોઢામાં કોળીયો આપવાનું છે ? જે પુરૂષને ઉદ્યમ અને ચિંતા હોતી નથી તે પુરૂષ જ નથી." શારદા વધારે ને વધારે ચડાવીને એને પરદેશ જવા ઉત્તેજન આપી રહી હતી.

અને આખરે એણે મુહુર્ત જોવા માટે પોતાના મિત્ર શીવા ભટ્ટને તેડાવ્યા. ગરીબ સ્થિતિનો એ મિત્ર આવ્યો અને મુહુર્ત જોઇ આપવા કહ્યું.

એણે જોષ જોયા અને બોલી ઉઠ્યા, " ઓહો......મૂહુર્ત તો ઘણુંજ સરસ આવે છે."

" ક્યારે ? " એટલીજ આતુરતાથી શેઠ–શેઠાણી જાણવા ઇંતેજાર થયાં.

" કાલે સાંજે."

" જરૂર ! "

" હા પણ, ભાઇ મારી એક વિનંતી છે." ભટજીએ બે હાથ જોડયા.

" શી ? "

" મનેય સાથે લઇ જવો." બે હાથ જોડી એણે આજીજી કરી.

" ઓહો એમાં મને શું વાંધો છે. એકથી બે ભલા." શેઠે ઉદારતા બતાવી.

" પણ શું મૂહુર્ત છે ! કાંઇ ફીધાની વાત નહિ. જતાંવેંત ધનનો ઢગલો મળશે." જોષીએ આંગળીના વેઢા ગણતાં કહ્યું.

" તો પછી વિલંબ જ શા માટે કરવો ? ચાલો આજે જ."

" ના કાલે સાંજે ચાર વાગે જવાનું શું મુહુર્ત છે."

જોષીને તો લોટ આપી વિદાય કર્યો. શારદાએ શેઠને તયાર કરવા માંડયા અને થોડા દુઃખ પછી આવતા સુખનાં એને સોણલાં આવવા લાગ્યાં.

( ૩ )

ચોમાસામાં આષાઢ માસની એક બપોરે બે મિત્રો પરદેશ જવા માટે ઉતાવળ કરી રહ્યા હતા. સગાંસંબંધી સહુ વળાવવા આવ્યા હતા. એમ કરતાં ચાર વાગ્યા અને શુભ શુકન જોઇ બન્ને મિત્રો ચાલી નીકળ્યા. સગાંસંબંધી ભાગોળેથી પાછા વળ્યા, અને પોતાની જન્મભૂમિ તજી જતા બન્ને વાનોએ એક વખત પાછળ દ્રષ્ટી નાખી. નાનપણના લાડકોડ સાંભર્યા અને એમની આંખો સજળ થઇ. પત્નીઓનો વિરહ યાદ આવ્યો અને અંતરમાં શોક થયો. અશ્રુઓ સૂકાઇ જઇ આંખો કોરી પડી ગઇ.

આથમતા સૂર્યનાં છેલ્લાં તીરછાં કીરણો ઝાડીઓની ડાંખળીયો વચ્ચે થઇને ખૂબ લાંબા પડી જાણે પૃથ્વીની ઉપર લપેટાઇ જવા માગતા હોય એમ ઢળી પડયાં હતાં. અને ઝાડોના છાંયડા જાણે એમની ઉપર અદેખાઇ લાવી, એમની હરીફાઇ કરતા હોય એમ લાંબા ને લાંબા થવા પ્રયત્ન કરી રહ્યા હતા. તેવે વખતે બન્ને મિત્રો ખૂબ થાકી ગયેલા હોવાથી નદીનો પ્રવાહ ઉતરી ભાથું ખાવા બેઠા.

શીતળ પવનની લહરીઓમાં નાચ કરતાં નદીના પાણીનાં મોજાં કાંઠા સાથે ખળખળ અવાજ કરતાં અથડાતાં હતાં. જળદેવીનું એ સંગીત અખંડ થયા કરતું. અને તે સંધ્યા લાલરંગી થવાથી ખૂબ જ નવીનતા સૃષ્ટિ ઉપર દેખાતી હતી. થોડે જ દૂર ગામ હતું. ત્યાંના કુતરાના ભસવાના અવાજ, ગાયોના ધણની ધમસાણ, વાછરડાંઓનું ભાંભરવું, અને ગામના માણસોનો કોલાહલ દૂર બેઠા બેઠા સાંભળવામાં મજા આવતી હતી. બન્ને મિત્રો બબ્બે ગાઉ ચાલેલા હોવાથી થાકયા હતા, અને ભાથું ખાવા બેઠા હતા.

નદીના પ્રવાહથી ધોવાણ થયું હતું અને ભેખડ ઉપર કાંઇ કડા જેવું દેખાતું હતું. બ્રાહ્મણ પાણી પીતાં એ જોઇ રહ્યો હતો.

ત્યાં પેલો દેવજી આવ્યો. તેણે શીવા ભટ્ટને એકી નજરે જોઇ રહેલો જોઈ પૂછ્યું, " ભટ્ટજી, શું છે ? "

" પેલું........" શીવા ભટે કડા તરફ આંગળી કરી ધીમેથી એના કાનમાં કહ્યું.

" જરા ઉતાવળે બોલને ! " અધીરાઇથી શેઠે ઉચ્ચાર્યું.

" અરે, ભીંતને પણ કાન હોય તો પછી ખુલ્લા મેદાનમાં ઉતાવળે કેમ બોલાય ? "

" વારૂ, શું છે, ઝટ બોલી નાખને."

શીવો ભટ્ટ દેવજીનો હાથ પકડી એને કડા પાસે લઇ ગયો. બન્ને જણે જમીન જરા ખોદી અને હર્ષમાં બોલી ઉઠ્યા, " ભાગ્ય ફળ્યાં ! "

" કેમ, મારૂં મુહૂર્ત કેવું ? " ભટે જરા ગર્વમાં ટટ્ટાર થઇ કહ્યું.

" હા, પણ મારૂં ભાગ્ય જોરાવર છે તેથી જ મળ્યું."

" ભાગ્ય મારૂં. કારણ કે પહેલાં તો મેં જ જોયું હતું ને ! "

" હવે તકરાર જવા દો અને આપણા બન્નેનું અરધો અરધ." વાણીયાએ ધોધાની પંચાત કરી.

પણ એ ધન હવે ઘેર શી: રીતે લઇ જવું એ પંચાત થઈ પડી. અંતે બન્નેએ નિર્ણય કર્યો કે સારૂં મુહુર્ત જોઇ લઇ જવું. દિવસે તો લઈ જવાય જ નહિ, માટે યોગ્ય મુહુર્ત આવેથી બન્નેએ ધન કાઢી જવું.

અને બન્ને મિત્રો સાંજે પાછા ઘર તરફ વળી નીકળ્યા.

ગામમાં આવતાં સોપો પડી ગયો હતો. સહુ ઉંઘતા હતા, પણ શારદા શેઠાણીની આંખમાં ઉંઘ નહતી. એના શરીર ઉપર આભૂષણ તો હતું જ નહિ. પણ એ પોતાના પતિના વિરહથી રડી રહી હતી. એની આંખો સૂઝી ગઇ હતી, અને પોતે પથારીમાં સ્મરણ કરતી બેઠી હતી.

દેવજીએ ઘેર આવી બારણું ઉઘડાવવા બૂમ મારી. શોકમાં ડૂબી ગએલી શારદાએ અવાજ સાંભળ્યો. એ ઝબકી ઉઠી. "પાછા... ..." એના મુખમાંથી ચીતકાર નીકળી ગયો. એ લથડતે પગે ઉભી થઈ અને બારણું ઉઘાડવા ચાલી.

"નાથ, પાછા?......" એણે પોતાના આળસુ પતિને પાછો આવેલો જોઈ પૂછ્યું.

"હા."

"કેમ ?"

"કામ પુરૂં થયું. ભાગ્ય ફળ્યું."

શારદાના પેટમાં ફાળ પડી. તેને થયું કે જરૂર કોઇને લુંટી લાવ્યા કે ચોરી કરી લાવ્યા. એ સિવાય તરતજ પૈસા કયાંથી મળી આવે! એ કાંઇ ન બોલી, અને બન્ને જણુ પોત પોતાના વિચારમાં મશગુલ થતા સૂઇ ગયાં. એકના અંતઃકરણમાં ધનની આશાએ ઉલ્લાસ હતો, બીજાના પેટમાં તેલ રેડાયું હતું. એ પોતાના ભાગ્યને દોષ દેતી, પૂર્વ જન્મના પાપનું ફળ અનુભવવાના વિચારો કરતી પથારીમાં સૂતી સૂતી પાસાં ફેરવતી હતી.

(૪)

દિન પર દિન જતા હતા પણ મુહુર્ત સારૂં આવતું ન હતું. દેવજીએ શારદાને વાત કહી ન હતી. એના મનમાં એકદમ ધન બતાવી અચંબો પમાડવાની ઇચ્છા હતી. એને એકદમ ખુશ કરવાની એની ભાવના હતી. પણ જેમ જેમ વિલંબ થતો જતો તેમ તેમ તેને અકળામણ થતી. અંતે એ કાયર થઇ ગયો.

"શીવા, હવે જલદી મુહુર્ત જોઇ દે." દેવજીએ અકળાઇને કહ્યું.

" મુહુર્ત નથી સારૂં આવતું હમણાં." ઠંડે પેટે એણે જવાબ આપ્યો.

" તારે તો ઠીક. માગી આવે ને ગુજરાન ચલાવે, પણ મારૂં શું? આજ કાલ કરતાં પખવાડીયું તો વીત્યું. હવે તો બધા પર્વો આવશે."

" પણ હું શું કરૂં ? મુહુર્ત સારૂં ન આવે તેમાં મારો શો ઉપાય ?"

" હવે, મુહુર્ત જવા દે ને જલદી તૈયાર થઇ જા. આપણે લઇ આવીએ."

" અરે, મુહુર્ત વગર તે જવાતું હશે ?"

" કાં ?"

" મુહુર્ત વગર જઇએ તો ધનના કોલસા થઇ જાય." બ્હીક બતાવતો એ બોલ્યો.

" સોના મહોરોના કોઇ દિવસ કોલસા થઇ ગએલા ખરા ?" વ્યંગમાં એ બોલ્યો.

" એ તો હું શું જાણું ? પણ જોષમાં એમ જોવામાં આવે છે." એણે ફરી આંગળીના વેઢા ગણ્યા અને ઉતરી ગયા જેવું મોઢું કરી માથું ધુણાવ્યું.

પણ આજે તો દેવજી અકળાઇને આવ્યો હતો. એણે ધીરજ ખોઇ. એનું અંગ ધ્રુજી ઉઠયું. એની આંખો લાલ બની ગઇ. એને એ શીવોભટ્ટ દગો કરતો લાગ્યો, અને શીવાભટ્ટના અંતઃકરણમાં ધ્રાસકો પડયો. પોતે કરેલ પાપનો એને પશ્ચાત્તાપ થયો, પણ ધનની લાલચ જબરી છે. એ બોલી ન શકયો. પાપ એણે છૂપાવ્યું અને તરતજ એ દેવજી સાથે ધન લેવા જવા માટે તૈયાર થઇને નીકળ્યો.

જઇને જોતાં કડું બરાબર હતું. ઉપર જમીન પણ બરાબર બેઠેલી હતી. બન્નેએ એ ઉપરની ધૂળ કાઢી નાખી ને જોતાં જ દેવજી બેશુદ્ધ

જેવો બની ગયો. એ મહા મુશ્કેલીએ પડતો પડતો રહ્યો. શીવાભટ્ટે પાસે વહેતી નદીમાંથી ખોબો ભરી પાણી દેવજીના મોઢાપર છાંટયું, અને દેવજીને શુદ્ધિ આવી.

"કોલસા!" એણે લવવા માંડયું.

"હું કહેતો હતો, પણ તમે ન માન્યું. હવે શું કરવું?" ભટ્ટે દેવજીને આશ્વાસન દેવા માંડયું. એનું અંતઃકરણ જો કે એને ડંખતું હતું, પણ આવો દેખાવ કર્યા વગર છૂટકો જ નહતો.

દેવજી ગાંડા જેવો બની ગયો. એને ભટ્ટ લઇને ઘેર મૂકી આવ્યો અને કોલસા નદીમાં ફેંકી દઇ ખાલી ચરૂ દેવજીને ઘેર મોકલાવી શીવો ભટ્ટ ઘેર ગયા.

( ૫ )

"નાથ! તમે કોલસા–કોલસા! શું કરો છો?" શારદાએ ધીમેથી વાત છેડી.

"કાંઇ નહિ." શેઠ વાત ઉડાવવા મંડયા.

"નહિ શું, જે હોય તે કહો." શારદાએ હઠ પકડી.

સ્ત્રીહઠ પાસે દેવજીનું ચાલ્યું નહિ. એણે બધી વાત શારદાને કહી. શારદાએ ધાર્યું કે અગાઉથી વાત નહિ કહેવામાં દેવજીએ ભૂલ કરી છે. હવે તો જેવા સાથે તેવા થઇશું તો જ ગામ વચ્ચે રહેવાશે. ભટ્ટે દગો કરી ધન ઘર ભેગું કર્યું. અને વિલંબ કરવામાં એનો ઇરાદો સ્પષ્ટ જણાઇ આવે છે. પણ કાંઈ નહિ, એ તો બધું થઈ પડશે.

શારદા ડાહી અને બુદ્ધિશાળી હતી. એ ઉતાવળે પગલું ભરે તેવી નહતી. એણે ધીમેથી યુક્તિ શોધી કાઢી.

એ હમેંશા ભટ્ટને ઘેર જવા લાગી. એને ને ભટ્ટની વહુને સહીપણાં થઇ ગયાં. અને પછી તો ભટ્ટનાં છોકરાં હંમેશાં ઘેર આવે.

એને ખવરાવી, રમાડી, સાંજે પાછાં ભટ્ટને ત્યાં શારદા મૂકી આવે. આમ ઘણાય દિવસ ચાલ્યું.

શારદા પ્રત્યે કોઇને અણવિશ્વાસ હતો જ નહિ. એ કદી કાંઇ અપકૃત્ય કરે જ નહિ. એમ હોવાથી શીવો ભટ્ટ છોકરાં રાત્રે આવે ન આવે તોય ચિંતા કરતો નહિ. અને છોકરાં પણ ઘેર જવાનું નામ ન લેતાં.

શારદાએ બે વાંદરાનાં નાનાં બચ્ચાં પાળ્યાં હતાં. એને એ હંમેશા પેટના દીકરા પેઠે સાચવે. રસોઈ કરવા માટે રસોડામાં બેસે ત્યારે પોતાની સામે જ એ બન્ને વાંદરાનાં બચ્ચાંઓને બેસાડે અને સામે જ ભટ્ટની ગારાની બનાવેલી મૂર્તિ મૂકી તેપર રોટલીઓ ફેંકે. તે લેવા માટે વાંદરાં એનાપર કુદાકુદા કરી મૂકતાં. અંતે તે એટલાં બધાં હેવાયાં થઈ ગયાં કે એ મૂર્તિ વગર એમને ચેન જ ન પડે.

દેવજી શારદાના આવા કામને વખોડી કાઢતો, અને ખૂબ ગુસ્સે થતો. પણ એ શારદા પાસે એકે શબ્દ બોલી ન શકતો. તે સમજતો કે શારદા જે કરે છે તે સારા માટે હશે.

× × × ×

સૂર્યનારણ ઉગીને સમા થયા. ગાયોના ગળેથી બંધનો છૂટયાં. ગોકળીએ ધણ સીમમાં ચરવા માટે હાંકવા માંડયાં, તે વખતે દેવજી શેઠના ઘરમાં શોરબકોર થઈ રહ્યો. દેવજી શેઠ મોટી મોટી પોકો મૂકી રડતો હતો. શારદા શેઠાણી બેઠી બેઠી વાળ પીંખતી હતી અને જાણે પોતાનો એકનો એક દીકરો મરી ગયો હોય એમ બે હાથે માથામાં ઢીકા મારતી હતી.

આડોશી પાડોશી સહુ દોડી આવ્યું. ચોતરફ માણસોનાં ટોળાં

એકઠાં થઇ ગયાં, પણ બન્નેના આટલા કારમા રૂદનનું કારણ સમજી શકયું નહિ. ત્યાં તો શીવો ભટ્ટ પણ પોતાના મિત્રને ઘેર છોકરા બે દિવસથી ગયા હતા ત્યાંથી આવેલા નહિ હોવાથી તેની ખબર કાઢવા આવ્યા. તેમણે રૂદન અને આડોશી પાડોશીને એકઠાં થએલાં જોયાં. એના હાંજા ગગડી ગયા. પોતાના પુત્રોનું અનિષ્ટ થએલું એણે ચીંતવ્યું. સ્નેહ એજ દુઃખનું કારણ છે. તરત જ એના હૃદયને આઘાત થયો. પોતે કરેલ પાપનું ફળ પોતાને મળ્યું એમ એણે ચીંતવ્યું. એ પાપ એની દૃષ્ટિ સમીપ તરવરવા લાગ્યું. પણ એ કઠણ હૈયું કરી શેઠની પાસે ગયો. એણે પાસે જઇ ધીમેથી પૂછ્યું,

"દેવજી શેઠ ! આ શું......?" એનાથી ન બોલાયું. હૈયું ભરાઇ આવ્યું.

"અરે ગજબ થઇ ગયો ભાઇ......" દેવજી જાણે બોલીયે ન શકાતું હોય એમ વધારે ને વધારે રડતો જતો હતો. એટલા જ જોરથી શારદા પણ રડતી હતી.

પાડોશી બધાં અકળાઇ ગયાં. કોઇ કારણ સમજી શકયું નહતું, અને ખરૂં જાણવા સહુ આતુર હતું.

"દેવજી શેઠ ! હોય, હવે રાખો, પણ વાત તો કરો કે શું થયું છે ?"

"અરે મારાથી બોલાતું નથી રે........"

"એવું તે શું છે !"

"કાંઇ કહેવાની વાત નહિ એવું છે રે......"

"પણ છે શું ?"

"હવે હું શું મોઢું બતાવીશ રે......"

"કોને મોઢું બતાવવું છે ?" અકળાતે હૃદયે શીવાભટ્ટે પૂછ્યું.

" તમને રે……"

" મ્હને ! " ભટ્ટને ધ્રાસકો પડયો. ધાર્યું કે જરૂર છોકરા મરી ગયા. એણે સામી પોક મૂકી.

બીજાઓએ ખૂબ આશ્વાસન આપ્યું અને ધીમેથી શારદાને પૂછ્યું, " છે શું ? "

" આ શીવા ભટ્ટના બે છોકરા અમારે ત્યાં હતા તે વાંદરા થઈ ગયા રે……"

" વાંદરા ! "

" હા……"

" વાંદરા શી રીતે થાય ! "

" લ્યો ન માનતા હો તો બતાવું. "

શારદા શાન્ત થઇ. એણે આંખો લૂછી અને મોઢું સાફ કર્યું. ધીમેથી એણે શીવા ભટ્ટને સહુ પાડોશીઓ સાથે ઓરડા પાસે બોલાવ્યા અને ઓરડાની સાંકળ ઉઘાડી. બબ્બે દિવસના ભૂખ્યા વાંદરા શીવા ભટ્ટને જોતાંજ એના શરીર ઉપર હંમેશની પેઠે કુદાકુદ કરવા લાગ્યા. આ જોઇને સહુ અચંબો પામ્યું.

" જુઓ, આ એના છોકરા એના ઉપર કેટલું હેત કરે છે ! "

શીવાભટ્ટથી ન બોલાયું. એનો જીવ ચીરાઇ જવા લાગ્યો, પણ શું થાય ? પોતે કરેલા દગાનું ફળ મળ્યું એમ એણે માન્યું અને આશ્વાસન દઇ એ વિમાસતો ઘેર ગયો.

સાંજ પડી. સહુ વીખરાયું એટલે શારદા ભટ્ટને ઘેર ગઇ. એણે જતાંવેંત રડવા માંડયું. સહુએ એને આશ્વાસન આપ્યું. છેવટે સહુ વીખરાયા પછી ભટ્ટ, ભટ્ટની સ્ત્રી અને શારદા રહ્યાં. ભટ્ટે ધીમેથી શારદાને પૂછ્યું, " શેઠાણી ! છોકરાનાં વાંદરા થાય ? "

"સોના મહોરના કોલસા થાય તો છોકરાનાં વાંદરા કાં ન થાય ?" શારદાએ ઠંડે પેટે જવાબ આપ્યો, અને ભટ્ટના ચહેરા ઉપર થતા વિકારો એ જોઈ રહી.

ભટ્ટનું હૃદય એને ડંખવા લાગ્યું. એણે પોતાના પાપનો એકરાર કર્યો, અને શારદાને બધી વાત કહી.

ભટ્ટ સમજી ગયો. એણે પાંચસો સોનામહોરો આપી એને સમજાવવા માંડી, પણ શારદા હવે છોડે એમ નહતું. તેણે ધીમેથી કહ્યું: "મારા કૂળીમાં ખાલી ચરૂ હજુ પડયો છે. તે પૂરો ભરી આપીને પછી અડધો અડધ વહેંચી લઇએ."

ભટ્ટને કબુલ કરવું પડયું. અને અર્ધી સોના મહોરો ઘેર લઇ જઇ ભટ્ટના છોકરા એ જઈ સોંપી આવી. પૈસા જોઈ દેવજી શેઠ ખુશી થયા અને હજુએ પૂછે છે કે એણે આ મહોરો ભટ્ટ પાસેથી શી રીતે મેળવી?

---

## (૯) રામબાઇ.

રામબાઇ એ અમારા ગામમાં જાણીતાં હતાં. જ્ઞાતિએ કણબી પણ એમનું ઘર કણબી કરતાં કોળીનું હોય એમ અજાણ્યાને લાગતું! જગતનો તાત ખેડુતના જેવો આદર કે રોટલો એને ઘેર નહતાં કે નહોતું ઘરમાં તેજ. પાસે પૈસો તો પુષ્કળ હતો, પણ દેવા પટેલનું ઘરમાં ઉપજતું જ નહિ.

દેવો પટેલ એ હરી પટેલનો એકનો એક દિકરો હતો. સ્વભાવે બહુજ ગરીબ પણ રત્ન સાથે પત્થર અફળાવાય એમ એ રત્ન જેવા દીકરા દેવા પટેલને રામબાઇ જેવી સ્ત્રી સાથે પરણાવીને એની જીંદગી ધૂળ કરી નાખી હતી.

દેવાના લગ્ન પછી રામબાઇએ પીયરના પંથ તજી સાસરીના આંગણે પગલાં પાડયાં, એટલે હરી પટેલના ઘરમાંથી તરતજ સંપે વિદાય લીધી. શોકયને આવતી જોઈ જૂની સ્ત્રી રીસાઇ બેસે. એમ કંકાસ સ્વરૂપ રામબાઇને આવતી જોઇ સંપે નાસવા માંડયું. પણ એની બ્હેન લક્ષ્મીને એ ખબર નહતી. સંપને ન દેખવાથી એને ઉચાટ થયા અને એ પણ દેવા પટેલનું ઘર તજી પોતાના ભાઇ સંપને શોધવા નીકળી પડી અને દેવા પટેલના ઘરને રામરામ કર્યા.

સ્ત્રી એ લક્ષ્મીનો અવતાર ગણાય છે, પણ કેટલીક સ્ત્રીઓને લક્ષ્મી સાથે આડવેર હોય છે. એમનાં પગલાં થતાં જ એ ઘરમાંથી નાસવા માંડે છે. ઘરનું તેજ નાશ પામે છે. ઘરનાં માણસોની આબરૂને ઝાંખપ લાગે છે, અને બુદ્ધિમાં પણ મંદતા આવે છે. ભાગ્ય પણ ફરી બેસે છે. આ બધું સ્ત્રીના પૂર્વ જન્મનાં પાપોનું ફળ બીજાને ભોગવવું પડવાના ઉદ્દગારો જનમેદની ઉચ્ચારે છે. પણ એ બધાં પાછળ સનાતન સત્ય શું હશે ?

રામબાઇએ પણ ગરીમાઈ ડોકીયા કરતી જોઇ; પણ એણે તો એને સત્કારી આમંત્રી હોય એમ સ્હેજ હાસ્ય કર્યું, અને પોતાના હંમેશના સ્વભાવ પ્રમાણે વાતચિતમાં તકરારો આદરી.

જ્યાં અનેક વર્ષોથી સંપ અને લક્ષ્મી સંપ સંપીને રહેતાં અને તેની શીતળ છાંયડીમાં મહેનતથી પુષ્કળ અન્ન ઉત્પન્ન કરી જગતના તાતની ઉપમા પામેલા હરી પટેલ આનંદ કલ્લોલમાં હંમેશાં સાંજે પોતાના ખાટલાની આસપાસ ગોકુળીયા જેવું પોતાનું નાનકડું કુટુંબ ભેગું કરી અનેક શીખામણ અને અનુભવની વાતો કહેતા, ત્યાં હવે ગોકુળીયું વીખરાવા લાગ્યું. સંપ અને લક્ષ્મી વિદાય થયાં અને તેને બદલે કુસંપ અને ગરીબાઇએ પોતાનું સામ્રાજ્ય મેળવવા માંડયું.

પ્રફુલ્લિત ચહેરાવાળા હરી પટેલ અને પટલાણીના ચ્હેરા ઉપર ખિન્નતા અને ઉદાસીનતા તરવરતી. ચિંતાતુર ચહેરા ઉપર શોકની રેખાઓ દેખાતી અને જાણે બન્ને જણ મંદવાડ ખાઇ ઉઠયાં હોય એવું અજાણ્યો તરતજ અનુમાન કરી લે, એવાં એમનાં બીહામણાં થયેલાં મોઢાં આગામી ચિંતાઓને લીધે ચાડી ખાઇ રહ્યાં હતાં.

રામબાઇના આવા કજીયાખોર સ્વભાવથી આખું કુટુંબ ત્રાસી ઉઠયું હતું. વાતવાતમાં તકરારો કરવામાં પોતાનો વખત જતો હોવાથી ઘરનું કામ પડયું રહેતું અને ગંદકીનો ત્રાસ વેઠી કુટુંબનાં માણસો માંદાં પડવા લાગ્યાં. પુરૂષ વર્ગ બીચારો ખેતર જતો અટકયો અને વાડીઓ અણખેડી રહેવાથી પાકને બદલે અનેક જાતનાં ખડ ઉગી નીકળવાથી ખેતર બીડ જેવું બની રહ્યું.

વખત જતાં ઘરમાંથી સહુએ કંટાળી ધીમે ધીમે એક પછી વિદાય લેવા લાગ્યું. અને ઘરમાંથી જાય ડોસાં અને ઘર થાય ચોખ્ખાં એ હિસાબે રામબાઇના મનમાં આનંદના ઉભરા આવતા. પણ દેવો પટેલ બીચારો ત્રાસી ઉઠતો. રામબાઇથી એ કંટાળી ગયો હતો પણ પોતે નાઇલાજ હતો. કાંઇ કહેવા જતાં તે એકની તેર સંભળાવતી એટલે દેવો પટેલ મોઢામાં જીભ ન હોય એમ મુંગે મોઢે બધું સહન કર્યે જ જતો.

( ૨ )

રામબાઇ વખત જતાં મનસ્વી બની. પોતાનું ધાર્યું જ કરવાની એને હોંશ હતી. બીજાને પાછા પાડવાના અને પોતેજ સર્વથી ડાહી અને અનુભવી હોય એમ ગણાવવાના એના અભિલાષ હતા.

અને એ બધામાં એની અહમ ભાવના સ્પષ્ટ દેખાઈ આવતી. કોઈ ભોગજોગે કાંઇ બોલે તો તરત જ વિરૂદ્ધ પડતી, અને પોતાનો કક્કો ખરો કરાવવા પોતાનાથી બનતું કરતી. કદાચ જો બાજી બગડતી જતી તો એ છુટે હાથે ને છુટી જીભે એની ખબર લઇ નાખતી. આમ આખા ગામમાં એ અવળચંડીના ઉપનામથી પ્રસિદ્ધ થઇ ગઇ હતી. ગામનું નાનું છોકરૂં પણ એને ઓળખતું. ગામની સ્ત્રીઓ એને આવતી જોઇ કંપી ઉઠતી અને સહીસલામત એને પાછી વિદાય થયેલી જોઇ છુટકારાનો દમ મૂકતી. આમ આખા ગામની હાકેમ જેવી રામબાઈ આબાળ વૃદ્ધને ત્રાસ જેવી દેખાતી.

એનો ધણી દેવો પટેલ પણ એનાથી હાથ જીભ કાઢતો. એની લાખોની આબરૂ કોડીની થઇ ગઈ હતી. એની ઉજ્વળ કીર્તિ ઉપર મેશ ઢળી પડી હતી અને એને લીધે એ ઉંચું મોઢું લઇ બોલી શકતો નહતો. મ્હેમાનોને ધૂતકારી અપમાન કરી કાઢી મૂકતી, એ-ટલુંજ નહિ પણ દેવા પટેલને માથે માછલાં ધોતી. અને જો કદાચ કોઇ મહેમાન ગામમાં આવ્યો છે એમ દેવો પટેલ ઘેર વાત કરતો અને એને આપણે જમાડવો નથી એમ એ બોલી ઉઠતો તો તો બીજે દિવસે મહેમાન જમ્યા વગર ઘેરથી જાય એ રામબાઇને મન પોતાનો એકનો એક દીકરો મરી ગયા જેવું લાગતું. એની ખાતર એ આકાશ પાતાળ એક કરતી.

એક દિવસ બરાબર મધ્યાન્હ જામેલો. સૂર્યદેવના અસહ્ય તાપ-ને લીધે સર્વ પંખીઓ પણ પોતાના માળામાં જંપી ગયાં હતાં. સર્વત્ર ઉની લાહ્ય વરસી રહી હતી. એવે વખતે બે મહેમાનો ગામને

પાદરે આવી ઉભા રહ્યા. એક દેવા પટેલનો દૂરનો જ ભાયાત હતો. તેણે આવીને દેવા પટેલને ઘેર બચકા મૂક્યા.

રામબાઇ ધૂંવા ફૂંવા થતાં ઘેર આવ્યાં, ને પાછળ જ દેવો પટેલ પણ આવી પહોંચ્યો. તે વસ્તુસ્થિતિ સમજી ગયો. રામબાઇના ચહેરા ઉપર દેખાતો ગુસ્સો ને એની લાલચોળ આંખો અને ધ્રુજતા હોઠ જોઈ દેવા પટેલના પેટમાં ધ્રાસકો પડયો. પટેલ તરત જ ઘરમાં ગયા અને ધીમેથી ગણગણ્યા, "આવા ને આવા લાગ્યા જ રહે છે." અને તરતજ બાજી પલટાણી! રામબાઇનો ગુસ્સો મહેમાનો ઉપરથી ઉતરીને દેવા પટેલને માથે ઉતર્યો. પટલાણી બોલ્યાં, "ઘેર મહેમાનો ન આવે તો શું ઘરને બદલે ઘોલકું માંડી બેઠા છો ?"

દેવો પટેલ મનમાં ખુશી થયો. એ સમજી ગયો હતો કે જો ઉંધું બોલીશું તોજ આબરૂ રહેશે એટલે એણે તો સખત અણગમો દેખાડતાં કહ્યું; "ઘરને ઘોલકું તો જાણ્યું, પણ ખવડાવશું શું?"

"અરે શું શું ? આ ઘઉંનો લોટ ઘરમાં પડયો જ છે ને. એવી વાતમાં તમે શું સમજો ? "

"ઠીક ત્યારે તારી મરજી. પણ રોટલા જ કરજે હોં કે." ઓશીયાળા જેવું મોઢું કરી દેવો પટેલ આડું જોઇ ગયો.

"રોટલા! શું કહ્યું ? ગામમાં તો આબરૂ રહી નથી, પણ નાતમાંય રહેવા નથી દેવી ? મહેમાનને તે રોટલા દેવાતા હશે ? એમને તો કંસાર જ હોય." તોરમાં એ બોલીને ઝટ લેતી ને ઓરડામાંથી બહાર નીકળી રસોડામાં પેઠી.

દેવો પટેલ આજે પ્રભુનો પાડ માની, બાજી સુધરેલી જોઈ મહેમાન પાસે આવીને બેઠો. તેમના ખબર અંતર પૂછ્યા અને એ-

ટલામાં ગામના માણુસો હમણાં તમાસો થશે એ જોવાની આશાએ મહેમાનને મળવાના બહાને દેવા પટેલને ઘેર આવીને કીડીયારા પેઠે ઉભરાયા. પણ મહેમાનના ભાણામાં થોડીવારે કંસાર પીરસાતો જોઇ સહુ આભું બની ગયું.

* * *

થોડા દિવસ વિત્યા અને દેવાના મામાનો દીકરો ઘેર મહેમાન આવ્યો. એને ને દેવા પટેલને નાનપણની ભાઇબંધી. બન્ને લંગોટીયા દોસ્તો. સગા ભાઇ કરતાંય વધુ હેત અને આજે તો એ કેટલાંય વર્ષે આવેલો એટલે દેવાથી ઉમળકાભેર આદર સત્કાર કરાયો. બન્ને ભાઇઓ એક બીજાને બાથમાં લઇ ભેટયા, અને જાણે હમણાં ચંપાઇ જશે એમ એક બીજાને ખૂબ જ દાબીને મળ્યા.

પણ આ બધું ઘરમાં ઉભેલી રામબાઇથી કેમ સહન થાય? એને કોઠે તેલ રેડાયું. એના અંગે અંગે જવાળા ઉઠી. રૂંવે રૂંવે સૂળા પરોવાઇ ગયા. આંખો લાલચોળ બની ગઇ હોય એમ એ દેખાવા લાગી.

દેવો પટેલ ઘરમાં ગયો એ એટલે તાડુકી ઉઠી, "આવા ને આવા કયાંથી લાવીને બેસારો છો?"

"અરે એ મારો ભાઇ છે. મારા ચામડાના જોડા શીવડાવીને એને પહેરાવું તોએ એને માટે હું ઓછું કરૂં છું એમ મને લાગે."

"તો એને માટે કાં એમ કરતા નથી?" એ રીસમાં બોલી.

દેવો પટેલ ગમ ખાઇ ગયો અને એણે ધીમેથી રાંધવા કહ્યું.

"રાંધો તમારે રાંધવું હોય તો. ટાઢું બહુએ પડયું છે."

"પણ એને માટે તો કંસાર કરવો પડે. ટાઢું દેવાય? એ કયાં હંમેશાં આવે છે."

"અરે એવા તો રોજ લાગ્યા જ રહે. કંસાર કરીને શું ઘરનાં છાપરાં ઉડાડી મૂકવાં છે ?"

દેવો ચુપ થઈ ગયો. અન્તે રામબાઇએ મુહેમાનના ભાણામાં ટાઢો રોટલો અને છાશ મૂક્યાં. મહેમાન દેવા સામે જોઇ રહ્યો, અને દેવો લજ્જાથી જાણે કોઇ વાઢી નાખે તોય લોહી પણ ન નીકળે એવો શરમિંદો થઇ જમીન ખણી રહ્યો હતો. મહેમાન વસ્તુસ્થિતિ સમજી ગયો. દેવાને પડતું દુઃખ એ જાણી ગયો અને દેવા પટેલને આવા દુઃખમાંથી શી રીતે ઉગારવો તે વિચારતો એ ઘેર ગયો.

( ૩ )

"આજ તમે આટલા બધા ચિંતાતુર કેમ છો ? ઘરમાં શું તુટો છે કે આમ બેઠા છો ?"

"ચિંતા તો છે, પણ આપણા ઘરની નથી."

"ત્યારે કાજી કયું દુબળા તો કહે સારા શહેરકી ફીકર, એવી વાત કાં કરો ?"

"કરવી પડે."

"પણ એવું તે શું છે ?"

"તમે બાઇડીઓ એમાં શું સમજો ?"

"બાઇડીની વાત હોય તો પુરૂષો એ સુધારવા જખ મારે છે. સ્ત્રીના જેટલી કુનેહ અને એને જીતવાની—પોતાની કરી લેવાની—હીકમત પુરૂષોએ શીખવા માટે હજુ જન્મ લેવો પડશે. સ્ત્રીનું કાર્ય તો સ્ત્રીઓ જ સુધારી લે."

"તે તો હવે કરી દેખાડે તો ખબર પડે."

"પણ વાત કરો તો ખબર પડે ને ?"

"મારા ભાઇ દેવાને તો ઓળખો છો ને ?"

" હા હા, કહોને. એમને કાંઇ પૈસા જોઇતા હશે, વળી બીજાું શું..... ? "

" ના, પૈસાની એને જરૂર નથી. પણ એને બીજી વૈરી..."

" રામબાઇને તો તમે જાણો છો જ ને ? પછી બીજીની વાત કરજો. "

" એજ દુઃખ છે ને ! તે માટે જ તને આ કામ સોપ્યું છે."

પટલાણી ચુપ થઈ ગઇ. આ તો સાક્ષાત કાળ સાથે કુનેહથી કામ લેવાનું એ કેમ બને ? પણ ધીરજ અને ચતુરાઇથી પાર પમાય છે એમ ધારી એ શાન્ત રહી, અને ધીરેથી વિચાર કરી બોલી,

" એ સમજે એવી તો નથી જ પણ..."

" પણ અને બણ જવા દે. મારે તો ગમે તે રીતે દેવાના ઘરમાંથી એનો પગ જાય એમ કરવું છે. "

" એ તો મારેય મરે એવી નથી. "

" એ હું કયાં નથી જાણતો. "

" જમ પણ એનાથી ડરે. "

" એજ વાંધો છે જ સ્તો. "

" વારૂ, હું ત્યારે થોડા દિવસ ત્યાં જાઉ તો તમને વાંધો છે ? "

" જરાયે નહિ. ઘેર વહુવારૂ કામ કરે છે પછી તું અહીં હોય કે ન હોય એની શી જરૂર ? છોકરાઓએ કામ માથેથી ઉતાર્યું છે એટલે હુંય નવરો છું. "

" ત્યારે તમે એક કામ કરો. "

" શું ? "

" મારે પિયર જાઓ ને મારી બહેન છે તેનું દેવાભાઇ માટે માગું કરો. "

" બોલ માં. રામબાઇ ઉપર શોકય આવે એ તો આખી નાત-માં બને નહિ. મારૂં અપમાન જ થાય ને ! બીચારાં સુખે રહેતાં હોય તે પડયો પથરો ઉપાડીને પગપર મૂકવાની વાત કોઇ હાથે કરીને વ્હોરી લે ખરૂં ? "

પટલાણી ચૂપ રહી અને તરત જ દેવા પટેલને ગામ ગઈ.

( ૪ )

પટલાણીએ જઈ દેવા પટેલના ફળીમાં ગાડું છોડાવ્યું. લાંબો પંથ કાપી આવેલા ધોરીને ખડ નંખાવ્યું અને પોતે ફળીયામાં પડેલ ખાટલો નાખી જરા આડે પડખે થઈ, અને સાથી જઈને બહાર ગાડામાં સૂતો. એટલામાં રામબાઈ પાણીની હેલ ભરીને આવ્યાં. કોઇ મહેમાન છે એમ એ સમજી ગઇ. પણ કોનાં સગાં છે એ એ જા-ણતી નહતી. છતાંય સ્વભાવ કાંઈ જાય ! ' હાલ જાય, હવાલ જાય પણ હેવાન ન જાય. ' એમ એણે તોબરો ચડાવ્યો.

રામબાઇને આવ્યાં જાણી પટલાણી ઉઠી, અને એને પગે પડી બોલી, " ભાભીજી સહુ મજામાં છો ને ?"

રામબાઇનો ગુસ્સો ઉતરી ગયો. પોતાને કોઇ નમતું આવે એના પરનો ગુસ્સો સ્વાભાવિક રીતેજ શમી જાય છે. એટલે રામબાઇ-એ એને હાથ ઝાલી ઉઠાડી, અને એનાં દુઃખણાં લીધાં. સહુ બેઠાં અને પછી તો જાણે બન્ને બ્હેનો હોય એમ એ બન્ને સાથે જ બેસે ઉઠે ને રહે એમ થયું. પણ પટલાણીની તમામ હીકમત અને પ્રયત્નો નિષ્ફળ ગયા. રામબાઇ તો એનાં એ. કુતરાની પૂંછડી સો વરસ દાટો પણ અંતે વાંકી તે વાંકી. પટલાણી કાયર થઈ ગઇ.

ચોમાસાના દિવસો અને ઝરમર ઝરમર મેહુલો ટપકી રહ્યો હતો. ઝાપટાને લીધે ગારો પણ પુષ્કળ થયો હતો અને ગામને પાદરે

નદી પણ બેપૂરમાં આવી હતી. એના ઘેરાં ગર્જન આકર્ષણ કરી રહ્યાં હતાં, અને પાણીના લોઢ લેવાતા જતા હતા. એવે વખતે ખડ લેવા જવા માટે દેવા પટેલે આવીને કહ્યું.

" દેવાભાઇ ! અત્યારે ન હોય. કેમ રામબાઇ અત્યારે જવાય ?" પટલાણીએ વચ્ચે કહ્યું.

થઇ રહ્યું. રામબાઇને તો જે કહે તેથી ઉલટું જ ચાલવાનું હતું એટલે એ તો બોલી ઉઠી, " એમાં શું થઇ ગયું ? જવું જ પડે ને ! ખડ વગર ઢોર ખાય શું ? "

" પણ તમે જાઓ, ત્યારે હું તો નહિ આવું. "

" અને મારેય આવવાનો વિચાર નથી. " દેવો પટેલ બોલીને ચાલવા મંડયા.

" તે જાઓ છો કયાં ? આવવું જ પડશે. " એમ કહી પટલાણીએ તાડુકો કર્યો.

" ના, આવાનું નથી જવું. "

" જવું જ છે. ચાલો..." રામબાઇને બમણું જોર આવતું જતું હતું અને પટેલ કમને સાથે ચાલ્યા.

ગામને પાદર ઘુઘવતી નદીનાં પૂર કેમ ઉતરવાં ? પટેલે ત્યાંથી પાછા વળવા કહ્યું. પણ એ અવળચંડી રામબાઇથી કાંઇ પોતાનું મમત મૂકાય ? એણે તો ગમે તે ભોગે સામેપાર જવાનું જ પકડી રાખ્યું.

અને બન્ને જણ પૂરમાં પડયાં. રામબાઇ તરવામાં કાંઇ ઓછાં નહતાં, પણ આવા પ્રબળ વેગ પાસે એમનું જોર પૂરતું નહતું. એમણે પટેલની પછવાડે પછવાડે તરવા માંડયું.

નદીના મધ્યમાં આવવાને થોડી વાર હતી. તેવામાં પટેલ બોલ્યા, " જો જો હો મને ન પકડતાં. "

" અરે ન પકડું તો હું તો તણાઇ જ જાઉં ને! હું તો પકડી જ રાખીશ. " અને તરતજ એ પટેલને પછવાડેથી બાઝી પડયાં.

પાણીનો વેગ વધતો જતો હતો.

" જો જો, બરાબર પકડી રાખજો. " મધ્ય વ્હેણમાં આવતાં પટેલ બોલ્યા.

" ના ના. શું મને કાંઇ તરતાં નથી આવડતું ! " આમ બોલી એણે તરત ઢીલું મૂકયું.

" અરે, મૂકી ન દેતાં ! "

" લો ત્યારે આ મૂકયું ! " એમ કહી પટલાણીએ હાથ પહોળા કર્યા, અને પાણીના લોઢે પોતાનું કામ કર્યું. પટલાણી તણાણાં !

" હું આવું કે કાઢવા ? " પટેલે પૂછ્યું. જો કે એના મનમાં તો આનંદ હતો.

" ના ના. હું હમણાં જ નીકળી જઇશ. " રામબાઇને પોતાનું અપમાન થતું લાગ્યું.

અન્તે ખોટા આત્માભિમાન અને અહંમ ભાવનામાં રામબાઈ પતિતપાવની સરિતાના પ્રબળ વેગમાં અનંત કાળના ઝપાટાને શરણે પહોંચ્યાં. પટેલ ઘેર આવ્યા અને આત્મસંતોષનો દમ છોડયો.

પટલાણીએ વાત જાણી લીધી અને બીજે દિવસે જ એણે પોતાની બ્હેનનું સગપણ દેવા પટેલ સાથે કરાવીને ઘરનો રસ્તો લીધો.

ધીમે ધીમે દેવા પટેલનું ઘર અસલ જેવી સ્થિતિમાં આવ્યું. ઉજ્જ્વલ કીર્તિ ઉપરથી ડાઘ જતાં ફરીને સુવર્ણના તેજ માફક ઝળકી ઉઠી, અને જ્ઞાતિમાં દેવા પટેલનું ઘર પૂછવા ઠેકાણું થઇ પડયું.

---

# (૭) સાસુનું મહેણું.

"બાઇજી ! જરા સોપારીનો કકડો આપોને !" સોળેક વર્ષની યુવાન વહુએ મેડીએથી નીચે ઉતરતાં મોઢામાંથી પાણીનો ફાગળો કાઢતાં નીચે બેઠેલાં સાસુજી પાસે સોપારીનો કકડો માગ્યો.

યુવાન વહુએ બાળપણ તજી, સંસારની ધુરા વહેવા માટે સાસરીમાં પરણ્યા પછી પહેલાં જ પગલાં પાડયાં હતાં. એની તેજસ્વી પણ ચપળ આંખોમાં નિર્દોષતા હતી. એના વિશાળ ભાલ ઉપર બ્રહ્મચર્યનું તેજ ખીલી નીકળ્યું હતું, અને સર્વાંગે સુંદર વહુ આખા ઘરમાં રૂપ, રંગ અને રીતભાતમાં જુદી જ તરી નીકળતી. એને સાસરીમાં સહુ સાચવતું હોવાથી પીયરની યાદ રહી નહોતી. મા પાસે લાડ કરતી બાળાને સાસુ પાસે પણ લાડ કરવાનું સુઝયું, અને એને તો સહુ હથેળીમાં રાખતાં હોવાથી જરાયે સંકોચ વગર એણે સાસુ પાસે સોપારીનો કકડો માગ્યો.

"શું બોલ્યાં વહુ !" કરડાકીમાં સાસુએ આંખ ફેરવી અને વહુ તરફ પોતાના બોખા મોઢામાં સોપારીનો ચુરો ફાકતાં સ્હેજ તીરસ્કારયુક્ત વચનબાણ છોડયું.

"જરા સોપારી આપોને !" અણસમજુ વહુ લટકો કરતાં સોપારી લેવા હાથ લંબાવી સાસુ પાસે બેસી ગઇ.

પણ સાસુથી આ સહન ન થયું. જેને કજીયો એ તો જીવનમંત્ર થઇ પડયો હતો, એવી આ વૃદ્ધ સાસુએ મહામુશીબતે થોડા દિવસ જીભ પર કાબુ મેળવ્યો હતો, પણ એના હૃદયમાં તો વલોવાટ હતો. ઉત્પન્ન થતા તરંગો પર એ મહામુશીબતે કાબુ મેળવી શકી હતી.

પણ એ ધુંધવાયલો અગ્નિ તે કેટલાક દિવસ ઢાંકયો રહે! અંતે ભડકો થઇ ઉઠયો ને એણે સામે બેઠેલી વહુને જરા હડસેલો માર્યો ને કહ્યું,

"જોતી નથી! સામી આવીને બેઠી છે તે! નાનપણમાં તે આવાં લખણ શાં!"

નિર્દોષ વહુ ફાટી આંખે જોઇ જ રહી. આ શું! સાસુ આવું કહે! પણ એના કોમળ દેહને નીચે જડેલ પત્થર પર પડી જવાથી કળ ચડી ગઇ હતી, તે ઉતરતાં એના હ્રદયમાં અકથ્ય વિચારો આવી ગયા. પણ અણસમજુ બાળા સાસરીનો પ્રસંગ સમજી ગઇ. એણે ગમ ખાધી ને એની આંખોમાં સ્હેજ ઝળઝળીઆં દેખાયાં.

"પાનબાઇનો પોપો! એટલામાં તો પલપલીયાં પાડવા બેઠાં. છે કાંઇ શરમ! સોપારીનો કકડો ખાવો છે બાઇને!" સાસુની જીભને ઉમળકો આવ્યો અને ઘણા દિવસની જવાળાઓ એણે કાઢવા માંડી.

જોતજોતામાં આડોશીપાડોશી એકઠાં થઇ ગયાં, અને વગર પૈસાનો તમાસો જોવા ઘરમાં માણસોની ઠઠ જામી.

"એલાં ચંચળ ડોશી! શું છે તે આજે?"

"આ જોને રાંડ નભાઇ......"

"સાસુજી, એવું ન બોલશો. મારે તો ભાઇ છે ને સો વર્ષ જીવે." વહુએ ભાઇને આશિર્વાદ આપતાં સહજ ઉચ્ચાર્યું.

બસ, પછી તો જોઇ લ્યો મજા. સાસુજીનો છણકો વધી પડયો, અને છૂટી જીભે એણે વહુને ટકાની કરી નાખી. જે જીભે એ વહુનાં વખાણ કરતી, એજ જીભે એણે વહુને હજારો ગાળો ભાંડી. પણ એ બીચારી બધુંય સાંભળી રહી.

"સાસુજી! હવે નહિ માગું." પગે લાગતાં વહુએ સાસુજીના પગમાં માથું મૂક્યું.

"હા, હા. એમ કાંઈ હું સોપારી આપવાની નથી. મારે એકજ દિકરો રળનારો છે. તેને તમારે ઠીક ભીખ માગતો કરવો છે." ગુસ્સો સહેજ નરમ પડતાં સાસુજીએ ઉચ્ચાર્યું.

"પણ હવે ફરી માગું ત્યારે કહેજોને", વહુએ કહ્યું.

"સોપારી તો તારો બાપ સોપારીનાં વહાણ તને આણામાં આપે ત્યારે જ ખાવાની હોય. અમારા ઘરની તે શેની આપીએ!" સાસુએ મ્હેણું માર્યું.

"સાસુજી! મારૂં પીયર અમદાવાદ અને આ તો ખંભાત. એમ વહાણો ક્યાંથી આવે!" વહુ ધ્રુજી ઉઠી. પણ એના અંતઃકરણ ઉપર તો ચીતરાઈ ગયું: "સોપારીનું વહાણ આવશે."

"એ તો આવે. તારો બાપ સોપારીનાં વહાણ મોકલશે તે અમે જોશું ને!" ડોસી બોલ્યાં અને આસપાસ ઉભેલી પાડોશણોનું તીરસ્કાર-યુક્ત હાસ્ય સંભળાયું.

વહુને જમીનમાં પેસી જવા જેટલી શરમ લાગી. આજે તો પોતાની ફજેતીથી એને બહુજ લાગી આવ્યું. પણ શું કરે! સાસરી હતી. પીયરમાં જે કરે તે પોસાય, સાસરીમાં શું કે ચાં ન થાય.

જોતજોતામાં તો એ વાતની આખા પોળમાં ખબર પડી ગઇ.

થોડા દિવસ પછી આણાં આવ્યાં. ડોશીએ મ્હેણું માર્યું, "દેવચંદ શેઠ! આ તમારી બ્હેનને સોપારીનું બંધાણ છે, તે આણામાં એકાદ બે વહાણ સાથે આપજો."

પણ દેવચંદ શેઠે મશ્કરી સમજી એ વાત ગળી ખાધી. અને એ તો પોતાની બ્હેનને તેડી ઘેર ગયો.

( ૨ )

ઘેર જતાં જ બાપે દિકરીને સુકાઇ ગયેલી જોઇ. દીકરીએ બાપને જોતાં જ ચોધાર આંસુયે રડવા માંડયું.

બાપ ન જોઇ શક્યો. પોતાની એકની એક દીકરીને ઢીંગણુ સમા રોટલાવાળા ઘરમાં પરણાવી છતાંય દુઃખ શેનું! સાસુ તો ગાયના દાંત જેવી છે, અને જમાઇ તો બીચારો દેવ જેવો છે. ત્યારે દુઃખ શેનું! એ પ્રશ્ન એને કોતરી ખાવા મંડયા.

પણ દીકરી તો પોષપોષ આંસુએ રડતી હતી. એના ચ્હેરા ઉપર તેજ નહતું. આંખમાં ચપળતા નહતી, શરીરમાં સ્ફૂર્તિ નહતી. જાણે લાંબો મંદવાડ ખાઇ ઉઠેલી હોય. એની દેહલતામાંથી રૂધીર પણ નીતરી ગયું હતું.

"બેટા! શું દુઃખ છે તને?"

પણ ધ્રુસકા આડે એને બોલવાનો વખત ન હતો. બાપથી એ ન જોવાયું. એનું હૃદય વલોવાઇ ગયું. એણે દીકરીને વ્હાલથી માથે હાથ ફેરવ્યો ને ધીમેથી પૂછ્યું, "બેટા, શું તારી સાસુ દુઃખ દે છે?"

પણ સાસરીની વાત પીયરમાં કહેવાય કેમ? ખાનદાન કુળની દીકરી એમ વાત કરે? એ સાસરીની વાત પીયરમાં કે પીયરની વાત સાસરીમાં ન કરે. એ તો સાગર જેવા પેટવાળી હોય. એનું હૃદય માજા ન મૂકે. એણે ધીમેથી આશ્વાસન લઇ, હૃદય હલકું કર્યું ને મ્હોં ધોઈ એ શાંત થઇ.

"બાપા ! ભાઇને આ તમારી બધી મીલકત મળે ને મને કાંઈ નહિ ?" એણે મહામુશિબતે નીચું જોઇ સ્હેજ ઉચ્ચાર્યું.

પાસે જ બેઠેલો એનો ભાઇ એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો: "ઓહો ! બ્હેન......"

બ્હેન સમજી કે ભાઇને ખોટું લાગ્યું તેથી એ આડો પડયો. પણ એવા વિચારો સ્થિર થાય તે પહેલાં તો ભાઇએ વાકય પુરૂં કર્યું... "માગી માગીને જો માગ્યું ! અને આટલા માટે જ તું અત્યાર સુધી રડી રહી હતી ? તને જોઈએ તે મારે કાંઇ ન જોઇએ. બાપા ! બધુંય બ્હેનને આપી દો."

"ના, ના. બધું મારે નથી જોઇતું." બ્હેન વચ્ચે બોલી ઉઠી.

"ત્યારે !"

"કોઇ ઉપાયે મારૂં એક મ્હેણું ભાંગો." એણે શરમાતાં કહ્યુ. એના ચ્હેરા ઉપર કોઇ અદ્‌ભુત ફેરફારો થયા ને પલટાયા. તેનો બાપ એ બધું જોઇ રહ્યો.

"મ્હેણું શાનું ?" ગુસ્સામાં બાપ બોલ્યો.

"સોપારીનું."

ભાઇને સ્મૃતિપટ ઉપર સઘળું આવ્યું. બ્હેનની સાસુએ સોપારીનાં વ્હાણ મોકલવાનું મશ્કરીમાં કહેલું, એ ઉપર જ આ બ્હેન દીન પ્રતિ દીન સોસાઇ જતી હતી એ સમજાયું.

"કોણે મ્હેણું માર્યું છે ?" બાપે પૂછયું.

"એની સાસુએ." ભાઇએ જવાબ આપ્યો.

"ત્યારે તું કેમ બોલતો નથી ?" બાપની લાલચોળ થયેલી

આંખમાંથી અગ્ની ઝરવા લાગ્યો. એનું શરીર કંપી ઉઠયું અને એ ધ્રુજારામાં એનો ચ્હેરો બીહામણો બની ઉઠયો.

" પણ મ્હેં તો મશ્કરી માનેલી. "

" મશ્કરી ! મારા ઘરની મશ્કરી કરનાર એ કોણ ? "

" બાપા ! આપણાં વેવાણ વૃદ્ધ છે, તે કદાચ ભૂલથી બોલ્યાં હોય. કહેવત છે કે ' સાઠી બુદ્ધિ નાઠી ' એ પ્રમાણે થયું હોય તો આપણે ગમ ખાવી જોઇએ. આપણે દીકરી આપી માટે આપણે નીચા કહેવાઇએ. એટલે કે આપણે એમની સાથે નમ્રતાથી વર્તવું જોઇએ. "

" હવે જોયું એ તો બધું. તું આવો નમાલો કયાંથી થયો ?"

" ત્યારે તમારી મરજી પ્રમાણે કરો. "

પણ બાપ મુંઝાવા લાગ્યો. અમદાવાદથી ખંભાત વહાણ શી રીતે જાય ? એની એ મુંઝવણ આ ચતુર અને હુશીયાર દીકરી સમજી ગઇ. એના હૃદયમાં હર્ષનો ઉભળકો આવ્યો. પોતાનો પાસો પોબાર પડેલો એણે જોયો, અને તરતજ એ બોલી ઉઠી, " બાપા ! એ બધું મારે માથે. "

" શું ?" વિચારમાંથી ઝબકી ઉઠતાં તેના બાપે કહ્યું.

" જેનો તમે વિચાર કરો છો તે. "

" હું નથી સમજી શકતો કે તેમાં તારૂં શું ગજું ?" આશ્ચર્યમાં બાપે આમ કહીને ધ્યાન આપતાં વિચાર કરવા માંડયો.

" પણ બાપા ! જેમાં તમારૂં મગજ મુંઝાયું છે તે વાત તો સ્હેલી જ છે. "

" શી રીતે ? "

" એ તો હવે કરીને જ બતાવીશ. "

" વાહ રે દીકરી !" બાપે બોલીને દાંત કાઢયા.

( ૩ )

ખંભાત શહેરને પાદરે ઘેઘુર વડલા નીચે પાંદડાં વચ્ચે આવતા સૂર્યનાં કીરણોમાં રમત કરતા અનેક મજુરો બેઠા બેઠા બપોરા ગાળતા હતા. હજારો માણસો એ ખોદાતા તળાવમાં મજુરી કરતા. ઝાઝા હાથ રળીયામણા એ મુજબ એકજ માસમાં જબરદસ્ત તળાવ ખોદાઇ રહ્યું. પણ એ તળાવ કોણ ખોદાવે છે તેની કોઇને ખબર નહતી. સહુ ધારતા કે એક યુવાન વણિકપુત્ર તે ખોદાવી આપે છે.

" તળાવ તો થયું, પણ પાણી ક્યાંથી લાવશું રવજી મીસ્ત્રી ? રવજી મીસ્ત્રીને સંબોધતો સત્તરેક વર્ષની ઉમ્મરનો બાળક ઉભો ઉભો પૂછતો હતો. એની આંખમાંથી અમૃત ઝરતું અને એના શબ્દો ઉપર મજુરો અને મીસ્ત્રી અડધા થઇ જતા.

" શેઠ !........" અને મીસ્ત્રી સ્હેજ હસ્યા.

પણ એ યુવાને કાંઇક સમજી મીસ્ત્રીને ચૂપ રહેવા નાકપર આંગળી મૂકી ઇસારત કરતાં વ્હેમાઇ ગયેલા મીસ્ત્રીની તરફ દયાની નજર નાખતો ઉભો, અને મીસ્ત્રી પણ વસ્તુસ્થિતિ સમજી ગયો.

" મીસ્ત્રી પાણીનું શું કરશું ? "

" એ સવાલ તો પહેલો જ છે ને !" ચિંતાતુર મીસ્ત્રી બોલ્યો.

" પાણી નહેર વાટે લાવીશું. "

" પણ નહેર ક્યાંથી લાવીશું ? "

" સાબરમતીમાંથી. "

" ઓ હો...હો......એટલે બધે દૂરથી ? "

" હાજ તો. બીજી શી રીતે લેવાય." ને એણે મીસ્ત્રીને એક બાજુ બોલાવ્યા.

" કાકા......"

" બ્હેન......"

" ચૂપ......હવે કદીએ એમ ન બોલાશો, નહીં તો ફજેતી થશે."

" આપને આ શા માટે તસ્દી......"

" એ તો વખત આવ્યે ખબર પડશે. હમણાં કાંઇ ન બોલશો."

મીસ્ત્રી ચૂપ થઇ ગયો અને બોલ્યો, " પણ બ્હેન....."

" વળી પાછા ! જુઓ. આમાં ખંભાતને સારૂં તળાવ મળશે અને રસ્તા ઉપરનાં તમામ ગામને નહેરવાટે પુષ્કળ પાણી મળવાથી પાક પણ સારો ઉતરશે. બોલો, એક કાંકરે બે પક્ષી મરે કે નહિ ?" મુખ્ય વાત છુપાવતાં એ બોલી.

" વાહ રે !"

અને મીસ્ત્રી તો એની અક્કલ ઉપર વારી જવા લાગ્યા. પણ એને બીચારાને ક્યાં ખબર હતી કે આ તળાવ અને નહેર શા માટે ખોદાય છે.

બીજે દિવસે તો પ્હો ફાટતાં જ મજુરો કામે વળગી ગયા ને લાંબી નહેર ખોદાવા લાગી. જોતજોતામાં થોડા દિવસમાં તો નહેર પણ તૈયાર થઇ ને નદીમાં પૂર ઉમટયાં. પૂરનાં પાણીએ તળાવમાં હલ્લો આણ્યો ને સાગરપેટવાળી શેઠાણીએ ખોદાવેલા એ સાગરપેટ જેવા તળાવે પૂરનાં પાણીને સમાવી દીધું.

(૪)

દિવાળીના દિવસો આવ્યા ને વહુઓને આણાંએ આવ્યાં. નાની શેઠાણી સાસરે જવાની ઉતાવળ કરી રહી હતી. એનું હૈયું થનથનાટ કરી રહ્યું હતું. વિજય એ અર્ધો ઉન્માદ છે. તે જીરવનાર જ એનો સ્વાદ અનુભવી શકે છે, બાકી તો ચાખીને ફેંકી દે એવું તે જીરવનારને થાય. એણે સોળે શણગાર સજ્યા, ને સાસરે જવાની તૈયારીઓ આદરી.

યુવાનીના ઓજસ્ ફેંકતી એ યુવાન વહુ ખંભાતને પાદરે આવી. સાસુએ એને આદરભર્યો આવકાર આપ્યો. પુત્રવધુનાં પનોતાં પગલાંને એણે સત્કાર્યાં. મહીનાઓ પહેલાંના મ્હેણાની વાત એ વીસરી ગઇ હતી. પણ વહુના હ્રદયમાં એ ખટક્યા જ કરતું હોવાથી સમયની રાહ જોઇ રહી.

ધડમ્...ધ...ડ્...મ્......કરતી બંદુકો ફુટવા મંડી, અને ગામનાં માણસોનાં મન હીલોળે ચડયાં કે આ શું ?

ત્યાં તો શેઠનું ઘર પૂછતો એક ખલાસી ઘણે દૂરથી આવતો હોય એમ દેખાયો અને શેઠને ઘેર આવી ઓટલે બેઠો.

"બા, શેઠ ક્યાં ગયા ?"

"કેમ ભાઇ, શું છે ?" ડોસીએ બહાર આવી પૂછ્યું.

"આ સોપારીનાં વહાણ અમદાવાદથી આણામાં આવ્યાં છે તે ક્યાં ઉતારવાં છે ?"

"હેં !" ડોશીના હ્રદયમાં ધ્રાસકો પડયો. એ હેબતાઇ ગયાં.

"સોપારીનાં વહાણ આવ્યાં છે. માજી ! એ ક્યાં ઉતારવાં છે ?"

ડોશી તો બોલી જ ન શક્યાં. પણ પાછળ વહુ ઉભી ઉભી હસતી હતી. ડોશી તો થીજી ગયાં અને વહુ સામું જોઇ રહ્યાં.

" માજી ! સોપારીનાં વહાણુ તમારે માટે છે, અને એ બધું તમારે જ પ્રતાપે. " વહુએ સાસુને ગુસ્સે થતી અટકાવી આરપાર નીકળી જાય તેવા મહેણાનો મીઠો પણ કાતીલ જવાબ આપતી ઉભી રહી.

સાસુ તો સમજી જ ગઇ કે વહુ માથાની છે.

ગામમાં વાત ફેલાઇ ગઇ. અને એ નાની વહુની વાત સાંભળી સહુએ મોંમાં આંગળાં ઘાલ્યાં ને કહેવા લાગ્યાં કે " શી અક્કલવાળી ! નામ પણ અમર કરી ગઇ ! "

અને એ લોકોક્તિ પ્રમાણે આજેય સાબરમતીનાં પૂરને પોતાના સાગર સમા પેટમાં સમાવતું નારીશ્વર તળાવ ખંભાતને પાદરે જીવતું જાગતું પડેલું છે. પણ એ ભૂતકાળની વાત તો આજે ઘણાય ભૂલી ગયા છે.



## ( ૮ ) દુણા.



ઘેલા નદીને કાંઠે આવેલ વળા ગામની પાસે વલ્લભીપુરનાં ખંડેર હજુ પણ ચોતરફ જોવામાં આવે છે. વલ્લભીપુર તો પુરાતન કાળમાં ઘણુંજ સુપ્રસિદ્ધ નગર હતું. " વળા ને વઢવાણ, પાટણ શહેર પછી વસ્યાં. " એ કહેવત ઉપરથી જ તેની પ્રાચીનતા દેખાઈ આવે છે. પણ તે હાલનું વળા નહિ પણ વલ્લભીપુર જ હોવું જોઇએ.

વલ્લભીપુર ઉપર મહારાજા શિલાદિત્યનો અધિકાર હતો. અમુક કાળે મુસલમાનો કાકુ નામના વણિક દેશદ્રોહીના આગ્રહ, અને શીખ-

વણીથી ચઢી આવ્યા. લડાઇઓ થઇ અને મુસલમાનોએ વલ્લભીપુરનો નાશ કર્યો. હાલમાં વળા શહેર ઉપર ગોહિલ ઠાકોર રાજ્ય કરે છે. એ વલ્લભીપુરના નાશની ઘણીક દંતકથાઓ ચાલે છે. તેમાં એક એવી છે કેઃ—

એક વખત એક મહાત્મા પોતાના શિષ્ય સહિત વલ્લભીપુર આવી પહોંચ્યા. વળા ( વલ્લભીપુર ) થી થોડે દૂર ચમારડી નામે ગામ છે ત્યાંના ડુંગરાઓની તળેટીમાં મઢી બાંધી ચાતુર્માસ ગાળવાનો તેમણે ઠરાવ કર્યો. જંગલમાં રહી ગામમાં ભીક્ષા કરી આવવી એ સંન્યાસીઓનો નિયમ છે. તે મુજબ શિષ્ય ગામમાં ભિક્ષા માગવા જતો, પરંતુ ગામમાંથી ભિક્ષા મળતી નહિ, તેથી શિષ્ય જંગલમાંથી લાકડાં કાપી, તેનો ભારો બાંધી ગામમાં વેચી આવતો અને તેના જે પૈસા આવે તેનો લોટ લઈ એક કુંભારણ પાસે રોટલા કરાવતો અને પોતાના ગુરૂ માટે ભિક્ષા લઈ જતો.

કુંભાર એ પ્રજાપતિ કહેવાય છે. તેઓ પરોણાને સારો અવકાર આપે છે, અને અજાણ્યાઓનો ઉતારો તો કુંભારને ત્યાં જ થતો હતો, એમ મહાભારત વગેરે જૂનાં ધર્મપુસ્તકો વાંચતાં પણ જણાય છે. અને હજુ ગામડાંમાં તો એ પ્રથા ચાલુ જ છે. હવે એક દિવસ પેલો શિષ્ય ગુરૂ પાસે બેઠો હતો. તેવામાં ગુરૂએ માથામાં ટાલ પડેલી જોઇ, તેનું કારણ પૂછ્યું. શિષ્યે સઘળી વાત કહી સંભળાવી. આ સાંભળી ગુરૂ બહુજ ગુસ્સે થયા. અને બીજે દિવસે પોતે જ ગામમાં ભિક્ષા માગવા જવાનો વિચાર કર્યો.

બીજે દિવસે ગુરૂ તથા શિષ્ય સાથે શહેર તરફ ભિક્ષા માગવા ચાલી નીકળયા. આખા શહેરમાં ફર્યા પણ કોઇએ આ સંન્યાસીઓને

ભિક્ષા આપી નહિ. ગુરૂ બહુ ગુસ્સે થયા અને પેલી કુંભારણને ઘેર આવી તેને આ શહેર તજી દઇ ચાલ્યા જવા કહ્યું, અને પાછું વાળીને નહિ જોવાની ખાસ સૂચના કરી. કેમકે તેમણે શાપ આપ્યો કે આ ગામનો નાશ થશે.

" ડોસી ! પાછું વાળી ન જોશો ! "

" કાં માંડી ? "

" એમજ. તમે હું કહું છું એમ ચાલ્યાં જ જાઓ. "

ડોસી બીચારાં ભોળાં ! એ શું સમજે !

ગુરૂના આખા અંગે ક્રોધની જવાળાઓ ભભુકી રહી. પરાક્રમી મહાત્માથી ભીક્ષા વગરનાં દુઃખો ન જોવાયાં. ક્ષુધાતુર મનુષ્યને ભાન રહેતું નથી એમ ક્રોધી માણસનું પણ મન કબજે રહેતું નથી. તપેશ્વરી હંમેશાં ક્રોધી જ હોય છે. ગુરૂએ ગુસ્સામાં મંત્ર ભણી કમંડળ ઉંધું વાળ્યું કે તુરત જ ગામ હતું નહતું થઇ ગયું. ગુરૂ શિષ્ય પાછું વાળી જોયા વગર ચાલ્યા ગયા.

ડોશી તો ચાલ્યાં જ જાય, પાછું વાળી તે જૂએ જ નહિ. વળી ઘર સાંભરે ને સાધુ નજરે ચડે. એમ કરતાં ભાવનગર–વડવા મૂકયું ને આઘેરેક જતાં દરીયો દેખાયો. ડોશી થાક્યાં. " હવે તે ક્યાં જવું ? " એ બબડયાં ને ગામ કેટલુંક આઘું રહ્યું હશે એમ વિચારી પાછું વાળી જૂએ ત્યાં તો પત્થરનો ઢગલો થઇ ગયાં. ડોશી અદ્દશ્ય. મહાત્માના શાપનો એ ચમત્કાર. ચમત્કારને નમસ્કાર સહુ કરે એમ એની ખ્યાતિ ફેલાતાં તેની તો માનતાઓ ચાલી. એજ આ રૂપાપરી માતા.

( ૨ )

વડવા બંદરના બે વહાણવટી ભાઇઓનો વેપાર ધમધોકાર ચાલતો. ઘેર બંદરે બંદરનાં વહાણો આવતાં, માલ ઠલવતાં ને બન્ને ભાઈ

પુષ્કળ વેપાર ખેડતા. ઘેર લક્ષ્મીની પણ છોળો ઉડતી. છતાંય બન્ને ભાઇને એક વખત જાવાની સફર ખેડવાનું મન થયું. વિશાળ અને ધવળ એમનાં નામ.

" ભાઈ ! જાવાની એકાદી સફર કરશું ? " નાના" ભાઇએ મોટા ભાઇને પૂછયું.

મોટો ભાઇ વિચારમાં પડી ગયો. તેણે ઘડીભર વિચાર કર્યો. નાના ભાઇને વિલો મૂકવા ઇચ્છા ન હતી. ધન રળવાની ઉત્કંઠા પ્રબળ થતી જતી હતી. એ બન્ને વચ્ચે ઝોલાં ખાવા લાગ્યો. છેવટે વિચાર્યું કે, 'ડાહ્યા દીકરા દેશાવર ખેડે.' ' જાવે જાય તે પરીયાના પરીયા ખાય તેટલું લાવે ' એ યાદ આવ્યું ને એનાથી હા પડાઇ ગઇ.

બન્ને ભાઇઓએ વેપાર સંકેલ્યા. વાણોતરોને દુકાનો સોંપાઇ ને વહાણો ભરી જાવાની સફરે બન્ને ભાઇ ઉપડયા.

વેપારની કળામાં પાવરધા થયેલા બન્ને ભાઇઓએ જાવામાં જઈ જોતજોતામાં વેપાર જમાવ્યો ને ખૂબ પૈસો રળ્યા. ચાર ચાર વર્ષનાં વ્હાણાં વાયાં પણ બન્ને ભાઈને ઘેર જવાનું સુઝયું જ નહિ.

અંતે મોટાએ કહ્યું, " કેમ ભાઇ, હવે ઘેર જશું ? "

નાનો મોટા ભાઇનો વિચાર કળી ગયો કે ભાઇને ઘર સાંભર્યું છે, અને કાંઇ ન બોલ્યો. પણ મોટા ભાઇનો હુકમ કેમ તોડાય ? એણે તૈયારીઓ આદરી.

વહાણો તૈયાર થયાં ને જાવાની ભૂમિને નમસ્કાર કરી પુષ્કળ ધન કમાઈ બન્ને ભાઇઓ ઘર તરફ વળી નીકળ્યા.

ચોતરફ ઘુઘવતો મહાસાગર ઉછળી રહ્યો હતો. ઘણા દિવસથી કાંઠો જોયો જ નહતો. ઉપર આભ અને નીચે પાણી સિવાય કાંઇ જ દેખાતું નહિ. રાત્રે પૂર્ણિમા પૂર બહારમાં ખીલી નીકળી હતી અને એના

તેજને પકડવા જળનિધિ ઉછળી ઉછળી કુદી રહ્યો હતો. બન્ને ભાઇઓ તુતક ઉપર બેઠા બેઠા બધું જોઇ રહ્યા હતા. એવામાં અચાનક વાદળાં ઘેરાયાં. ચંદ્ર છૂપાયો ને દરીયામાં તોફાન ચડયું. વહાણો ડોલી ઉઠયાં ને ધીમે ધીમે વહાણો ઉપર તોફાની મોજાંના હલ્લા શરૂ થયા. ખારવાઓએ આશા છોડી ને એમનો મુખ્ય ટંડેલ શેઠ પાસે આવી ઉભો રહ્યો. એના ચ્હેરા ઉપર ન હતું તેજ કે ન હતી હોંશની આછીયે છાંયા, પણ શોક અને દિલગીરીથી છવાયલાં વાદળાંની આછી છાયા હતી.

બન્નેના હૃદયમાં ફાળ પડી. એ બોલ્યા, " કેમ ભાઇ !"

" શેઠ......"

બન્નેનાં દીલ હચમચી ઉઠયાં. ઘેર ખબર પહોંચાડનારે કોણ રહેશે ? એ બન્નેનાં શરીર મૂર્ચ્છામાં પડયાં. અને કાપેલી વેલી ઝાડ ઉપરથી નીચે સરી પડતાં કરમાય એમ નાનો ભાઇ મોટા ભાઇના ખોળામાં પડયો.

ટંડેલ ગભરાઇ ગયો. એણે પાણી છાંટી બન્નેને સાવધ કર્યા.

" ભાઇ, ચાર ચાર વર્ષની મહેનત અફળ ગઈ." ગાંડા જેવા થઇ જતા નાના ભાઇએ કહ્યું.

" અરે, ગાંડા ! લક્ષ્મીની શી પરવા છે ! જીંદગી સલામત તો પાઘડી બહોંતેરી. " મોટાએ એને આશ્વાસન આપ્યું.

ચાર ચાર વર્ષની મહેનત અફળ જશે એ વિચારે તે કંપ્યા. જીવના જોખમે સાહસ ખેડયું ને કાંઠે આવતાં ઝડપાઇ જશે એથી ગાભરા બન્યા. ઘરનાં દર્શન થશે નહિ, પુત્ર, સ્ત્રીઓને સંદેશો પણ કહેવાશે નહિ, એ વિચારથી રડી પડયા. પણ એમ છતાંય એ બધાં

દુઃખોથી બચી શકાય એવી ઇચ્છાએ પ્રભુની પ્રાર્થના શરૂ કરી.

" મોટાભાઇ, હવે કાંઇ ઉપાય ? "

" રૂપાપરી માતાની બાધા. " એના મોઢામાંથી નીકળી ગયું.

" હા.........માતાજી ! માતાજી ! સહાય થાઓ. " હર્ષમાં આવીને એક ભાઇ બોલી ઉઠયો.

બન્નેએ માતાની માનતા કરી ને ખલાસીઓ સાથે એ પણ મદદ કરવા લાગ્યા. જોત જોતામાં વાદળ વીખરાયાં, પવન ધીમો પડયો ને વહાણો ફૂલની પેઠે તરવા લાગ્યાં.

" શી માતાની મહેર ! " બન્નેથી બોલાઇ જવાયું.

( ૩ )

ઉગતા સૂર્યનાં ચકચકીત કીરણોમાં ન્હાતી એક યુવાન સ્ત્રી મકાનની બારીએ ઉભી ઉભી દરીયાનાં ઉછળતાં મોજાં અનિમિષ નયને જોઇ રહી હતી. પાસે જ પાંચેક વર્ષનો છોકરો ઉભો હતો. તેના તરફ એનું બીલકુલ ધ્યાન ન હતું. એની આંખો દરીયા તરફ હતી, પણ અંતઃકરણમાં જુદી જુદી જાતના વિચારો ઉત્પન્ન થતા ને સમાતા, અને એ ફેરફાર થતા વિચારોની કપાળપર પડતી કરચલીઓ ચાડી ખાતી.

તેની આંખમાં ભીનાશ જણાઇ ને દરીયાઇ પાણીના ખારે એના પ્રત્યે આકર્ષણ કર્યું તેથી કે કેમ, પણ દરીયા સાથે હરીફાઇ કરવા ઇચ્છતી આંખોએ ખારા પાણીના ધોધ વહેવડાવ્યા. એનો પાલવ પલળી ગયો. આંખો લાલચોળ બની અને પતિવિરહને લીધે નિસ્તેજ બનેલી એની કાયાને થાક ચડયો. તેવામાં ન્હાનું બાળક રડયું અને એના ધ્યાનને એ તરફ એણે દોર્યું. એણે છોકરાને ઉંચકી

લીધું, અને બે ચુંબન ભરી બાળકની આંખો લુછી. 'દુઃખી માતાને બાળક એ શીતળ છાંયડી છે,' એમ ગણુગણીને તે ઘરમાં ગઇ. ત્યાં તો તેની જમણી આંખ ફરકી.

"ઓ બાપ રે !" એણે ચીસ પાડી. અને એનાથી નીચે બેસી જવાયું.

ઘરકામમાં ગુંથાયલી જેઠાણી તેની ચીસ સાંભળી દોડતી આવી. એના હૃદયમાં ધ્રાસ્કો પડ્યો કે "વહુને શું થયું ?"

"ગાંડી, એમાં રડે છે કાં? હોય, કાલે સવારે આવશે." દરરોજના નિયમ મુજબ મોટીએ નાનીને આશ્વાસન આપ્યું.

"હવે, એવું તો તમે બહુ દિવસ કહ્યું." આમ બોલતાં એણે તો રડવું જારી રાખ્યું.

"ના, હવે તો ચોક્કસ કહું છું. મુદ્દત પણ થઇ ગઇ છે. આવશે જ. કાલે જ આવ્યા દેખાડું."

"મારૂં મન ના પાડે છે. મારી જમણી આંખ ફરકે છે. મારૂં મન મરી જાય છે. તમારી પોલી આશાઓ મને સંતોષ નહિ પમાડે. મને તો હવે મરવા દો. મારાથી શે જીવાશે !" ને એ બેશુદ્ધ થઇ ગઇ.

એની બૂમોથી આડોશ પાડોશની સ્ત્રીઓ પણ દોડી આવી. સહુએ એને શુદ્ધિમાં આણી. પવન નાખ્યો. પાણી છાંટયું ને એની આંખો દબાવી બેઠેલી સ્ત્રીઓ દૂર ખસી. ધીમે ધીમે એણે આંખો ખોલી.

સહુ કોઇ વાતો કરતું હતું કે હવે શું કરવું ? આ વહુ નહિ જીવે. પણ જો તેનું મન બીજી બાજુએ દોરાય તો તેના જીવને કાંઈક શાન્તિ થાય ખરી.

"વહુ, એવી શંકા જ ન રાખવી. બાધા રાખો."

"બાધા ? બાધા શેની ?"

" જો રૂપાપરી માતાનું નામ તેં સાંભળ્યું છે ને ? "

" હા, હા, માતાજી હાજરાહજુર " છે. પાસે ઉભેલી સ્ત્રીઓમાંથી એકે કહ્યું.

" એ તો મનનું ધાર્યું પૂરે એવાં છે. " બીજી બોલી.

" અરે ગમે તેવા દુઃખમાંથી છોડાવે એવાં એ તો જાગતાં-જોત છે. " ત્રીજીએ ટાપસી પૂરી ને નાની વહુને શ્રદ્ધા બેઠી. એ બોલી, " ભાભીજી ! જો એ બધા ક્ષેમકુશળ ઘેર આવશે તો મારો આ દૂધ જેવો દીકરો માતાને ચઢાવીશ. "

( ૪ )

બીજે દિવસે સવારમાં જ તોપો પડવા માંડી. ધડીમ...ધડીમ......એના અવાજે સહુના કાનને ચમકાવ્યા. ગામમાં વાયુના વેગે ખબર પડી ગઇ કે ધવળ-વિશળ ખૂબ કમાઇને આવ્યા છે.

ચીમળાઈ જતી વેલીને પાણી મળે ને એકદમ ખીલી ઉઠે એમ બન્ને શેઠાણીઓનાં હૃદયમાં હર્ષની હેલીઓ ઉભરાઈ. ખાવા પિવાનું ભાન ભૂલેલી શેઠાણીયો પોતાના પતિને મળવા ઉતાવળે તૈયાર થવા લાગી.

પણ ખંધી વહુ—નાની વહુને—બાધા યાદ આવી. તેને થયું કે આવા દૂધ જેવા દીકરાને કંઈ માતાને ધરાય ! એ તો બાધા કહેવાની ! માતાનું શું ગજું ! આવવાના હતા તે આવ્યા, બાકી હું એવી અભાગણી કે મારાથી એક દિવસ રાહ ન જોવાઇ. એ આવી જેઠાણી પાસે.

" ભાભીજી ! દીકરાને બદલે ખજૂરનો છોકરો ન ચાલે ? "

" ગાંડી પાછી ફરી ગઇ ? માણસ હોય તો એકજ વચન બોલે. ને બોલે તે તો પાળે જ. "

" તે હું કયાં છોકરાની ના કહું છું ? પણ ખજૂરનો એ

મૂકાય. તમારે કરવું હોય તેમ કરજો, હું તો ખજૂરનો જ મૂકવાની."

જેઠાણી ભલી ને ભોળી હતી. એનું કર્યું એ ભોગવશે, એમ કહી એણે મન વાળ્યું, અને પોતે દીકરો લઇ માતાને મંદિરે આવી. દીકરાને માતા સામે ઉભો રાખ્યો. ભૂવો બેઠો હતો તેણે કહ્યું,"બ્હેન લઇ જાવ. માતાને કાંઇ થોડો જ ખાવો છે? માતાના જ બધા પુત્રો છે. જો ખાવો હોય તો પછી આપે જ શા માટે? પાછો લઇ જાવ. તમારી બાધા પહોંચી." અને એ તો દીકરાને લઇને ઘેર આવી.

નાનીએ ખજૂરનો છોકરો બનાવ્યો. તેને કપડાં પહેરાવ્યાં અને માતાના મંદિરે એ છોકરો મૂકીને એ તો ચાલી ગઇ. ભૂવો જોઇ રહ્યો. "આવી માનતાવાળી તો આજે જોઇ." એ બબડયો ને ચાલી જતી એ નાની વહુ તરફ ખડખડાટ હસતો તાકી રહ્યો.

બંદરમાં આવ્યા પછી નાનાભાઇની દાનત ફરી. એણે માનતા પુરી કરવાની ના કહી. ત્યાં તો તેનાં બધાં વહાણ ડૂબી ગયાં. નાનો ભાઇ જોઇ જ રહ્યો. તેને આખે શરીરે કોઢ નીકળ્યો ને મોટો ભાઇ સહી-સલામત પોતાનાં વહાણ લઇ કાંઠે ઉતર્યો.

પછી તો નાનો ભાઇ ખૂબ પસ્તાયો. પણ શું થાય? ઘેર આવે ત્યાં પોતાનો એકનો એક છોકરો મરણ પામ્યો. બન્ને ખૂબ રડયાં. ને એ રડવામાં બન્નેએ આંખનું તેજ ખોયું. બન્ને આંધળાં થયાં.

હજુએ દુણા માતાજીના મંદિર પાસેથી દેખાય છે. એ મંદિર-થી એકાદ ગાઉ દૂર હશે. ખારવાળી જમીન હોવા છતાં એ દુણા ઉપર લીલોતરી હોય છે. પણ દુણા ઉપર હજુએ એ સત્ય ટકી રહ્યું છે કે દેરાણી-જેઠાણી સાથે ચડી ન શકે એવી કહેવત ચાલુ છે. અને એ બધાની સાક્ષી પૂરતો સાચ-જૂઠની પરીક્ષા કરવાનો ભાંગેલો પત્થર માતાજીના મંદિર પછવાડે પડેલો છે.

## ( ૯ ) સ્નેહલગ્ન.

ગણોસરાના રાજા રાવ ભીમ સરવૈયાને એક મોટી ઉમ્મરની કેશરબા નામની કુંવરી હતી. પોતાના ભાઇઓની સલાહથી તેનું સગપણ સરધારના વાઘેલા કુળના બાપુ રાવળ સાથે કરવામાં આવ્યું હતું. રજપુતોના રિવાજ મુજબ જાન ખાંડુ લઇને આવી. કેશરબાને ખાંડા સાથે બે ફેરા ફેરવવામાં આવ્યા. થોડા દિવસ જાનને રાખી, રાવે પોતાની દીકરીને ખૂબ કરીયાવર કરી, જાનૈયાને પણ સંતોષી રજા આપી. જાન ( વેલડું ) લઇને સરધારના માણસો પોતાના વતન તરફ ચાલી નીકળ્યા.

તે વખતે કાંઈ અત્યારના જેવી રેલ્વે ગાડીઓ કે મોટરો નહતી. તેથી તેઓ મજલ દર મજલ કરતા, સારા બળદ જોડેલ સીગરામો અને ગાડાઓમાં બેસી, ચાલ્યા આવતા હતા. રસ્તામાં તેઓએ કુંડણીના પાદરે આવી મુકામ કર્યો.

વાઘેલાની જાન, આવી સરોવર કાંતરી;
ત્યાં છોગાળો ઝાલ, ખેતશી ઘોડો ખેલવે.

આ વખતે કુંડણીમાં નાગજી બીજાના કુમાર ખેતાજી રાજ્ય કરતા હતા. તેઓ સાંજે ઘોડાપર બેસી રિવાજ મુજબ ફરવા નીકળ્યા હતાં. ઘોડો ખેલાવતાં તેમના માથા ઉપરથી પાઘ સરી પડી.

ખેતશી શીર મોળીઓ, ખસ્યો જાણી વછૂટયા કેશ;
મન બાઇનું મોહી રહ્યું, જેમ ચંદનને લપટે શેષ.

કેશરબા આ સઘળું પોતાના તંબુમાં બેઠી બેઠી જોતી હતી. તેને રાણા ખેતશીના રૂપે આંજી નાંખી. તે વિહ્વળ બની–ભાન ભૂલી.

તરત જ તેણે પોતાની એક ખાસ વડારણને મોકલી ખબર કઢાવી કે, તે કોણ છે ? ખવાસણે તરત જ બાઇને પૂછયું, " બા, શું મોહ

તો નથી થયો ને ? " આપણામાં કહેવત છે કે:–' ગોલાં ને દરબાર ડીંચણ સુધી.' એ રીતે તેણે જરાય પણ અચકાયા સિવાય પૂછ્યું.

બાઈ ગુસ્સે થઇ, અને તેને જલદી પૂછી લાવવા કહ્યું.

વડારણ મશ્કરી કરતી ચાલી ગઇ, અને થોડીવારમાં આવી જણાવ્યું કે એ તો કુંડણીનો ધણી ઝાલો રાણો ખેતશી છે. આ સાંભળી કેશરબાનું મન વધારે ખેંચાણું અને પોતાની વડારણને, કોઇ પણ રીતે રાણો પોતાને ગ્રહણ કરે એવું સમજાવવાનું કહી, રાણા પાસે મોકલી. સારી બક્ષીસની લાલચ પણ તેને આપી હતી.

વડારણ રાણા પાસે જઈ ઉભી રહી. રાણો આ વખતે પોતાના મહેલમાં બેઠો બેઠો હીંચતો હતો. વડારણ જઈ પાછળથી બોલી, "ખમ્મા મારા ધણીને!"

"કોણ છે એ ?"

"બાપુ, એ તો હું વડારણ!"

"કોની વડારણ ?"

"એક ક્ષત્રીઆણીની."

"શું કામ છે ?"

"એક ક્ષત્રીઆણીનું સંકટ નીવારવા વચન જોઇએ."

એક અબળાને માથે સંકટ સાંભળી, રાણાએ કાંઇ પણ વિચાર કર્યા સિવાય તરત જ વચન આપ્યું કે, "બાઇ, જ્યાં સુધી આ ધડ ઉપર માથું રહેશે, ત્યાં સુધી હું તેનું સંકટ નિવારણ કરવામાં પાછી પાની નહિ કરૂં. જા મારૂં વચન છે–બાપ દાદાનો કોલ છે. હવે તું કહે. બોલ, એ બાઇને શું દુઃખ છે ?"

"રાણા વચનથી બંધાણા છો. સાંભળો." એમ કહી વડારણે વાત કહેવાનું શરૂ કર્યું: "ધણી ખમ્મા રાણાને! ગણોસરા (ભડલી) નાં

કુંવરી કેશરબાનું સરધારના બાપુ રાવળ સાથે વેવીશાળ થયું છે. પણ આપને જોઇને મારી બા વાઘેલા સાથે જવા ના પાડે છે, અને આપને કહાવ્યું છે કે:—

(બાઇએ વડારણ મોકલી) સુણ ખેતા મકવાણ;
વરૂં હું ઝાલા વર જાણજે, નીકે પળમાં છાંડું પ્રાણ. ”

“ બસ બાઇ, એ હું સમજ્યો. એ કામ નહિ થાય. ”

“ ખમ્મા બાપુને! વચનથી બંધાણા છો. ”

“ બાઈ, એ સંકટ કેમ કહેવાય? તારી બાઇને ત્યાં કાંઇ દુ:ખ છે? ”

“ રાણા, જ્યાં મન ન મળે ત્યાં દુ:ખ; અને જ્યાં ન જવું હોય ત્યાં લઇ જાય એ સંકટ નહિ તો બીજું શું? ” દાસી સમય-સૂચકતા વાપરી બોલી.

રાણો મુંઝાણો. કાંઇ બોલી શકયો નહિ, કારણ કે પોતે વચન આપી ચૂકેલો હોવાથી બંધાઇ ગયો હતો. એટલામાં તેમનાં માતુશ્રી જે પાસેના ઓરડામાં બેઠાં બેઠાં આ વાત સાંભળતાં હતાં, તેમણે બહાર આવીને કહ્યું, “ બેટા, તું વચનથી બંધાણો છો, અને જો ક્ષત્રીઆણી આત્મહત્યા કરશે તો તને સ્ત્રીહત્યા ચડશે. ”

રાણો ચૂપ રહ્યો. પોતાનો વિજય થયો સમજી તરતજ પેલી વડારણે પોતાની સાથે આવેલ માણસને વધામણી લઇને બાઈ પાસે દોડાવ્યો.

રાણાએ તરતજ પોતાના ભાઇઆતો અને સરદારોને બોલાવ્યા. થોડીવારમાં સૌ કચેરી મંડળ ભરાઇ ગયું. રાણાએ વાત કહી સંભળાવી, અને હવે શું કરવું એ બાબત તેમનો વિચાર પૂછ્યો.

બે ચાર આગેવાનોએ વિચાર કરી જવાબ આપ્યો, “ બાપુ”

વાઘેલા બહુ ક્રોધી છે. પણ હવે આપનું વચન જવા ન દેવું જોઇએ."

"કબુલ, કબુલ" કહેતી, આ સાંભળીને આખી કચેરી ઉભી થઇ ગઇ, અને તલવારો ખેંચાણી. રાણાએ સહુને બેસી જવા કહ્યું, અને તરત જ સર્વ બેસી ગયા. થોડીવારે જાનને કોઇ પણ રીતે સમજાવી ગામમાં લઇ આવવા પ્રધાનને મોકલ્યો, અને સર્વે પોત-પોતાના ઘર તરફ વળ્યા.

પ્રધાન યુકિતપ્રયુકિતથી સમજાવી જાનને ગામમાં તેડી લાવ્યો. ધામધુમથી સામૈયું કરી જાનને દરબારગઢમાં ઉતારો આપ્યો અને કેશરબાને પોતાના રાણીવાળા મહેલમાં ઉતાર્યાં.

ગોર મહારાજને બોલાવી. લગ્નની તૈયારીઓ કરાવી. રાત્રે રાણાનાં લગ્ન કેશરબા સાથે છુપી રીતે થયાં. કેશરબા ચાર મંગળ રાણા સાથે ફર્યાં.

આ લગ્નની ખુશાલીમાં જાનવાળા તમામ વાઘેલાઓને–તેમના માણસોને પણ–જમણ આપવામાં આવ્યું. બીચારાઓને ક્યાં ખબર હતી કે આ જમણની અંદર ઝેર સમાએલું હતું.

બીજે દિવસે વાઘેલાઓ તૈયાર થયા. વેલડામાં બાઇ આવી બેઠાં. પણ કોઇકને વહેમ પડવાથી તેણે પડદો ઉંચકી જોયું તો અંદર કેશરબાને બદલે એક વડારણને બેઠેલી જોઇ. આ જોઈ વાઘેલાઓના ગુસ્સાનો પાર રહ્યો ન હ. તરત જ પેલી બાઇનો શિરચ્છેદ કર્યો. બન્ને લશ્કર તરફથી હથીઆરો ખેંચાણાં અને રાણાના લશ્કરે વાઘેલા-ઓના દરેકે દરેક માણસને વીણી વીણીને મારી નાખ્યું. માત્ર એક વૃદ્ધ વડારણ કે જે આ લડાઇ ચાલતી હતી, તે વખતે તક જોઈ છાનીમાની નાસી છૂટી હતી, તે આ સમાચાર સરધાર પહોંચાડવા જીવતી રહી ગઇ.

એક વર્ષ પછી સંવત ૧૫૨૮ લગભગમાં સરધારથી લશ્કર લઈ બાપુ રાવળ ચડી આવ્યો. સાથે ભડલીવાળા રાવ સરવૈયાનાં માણસો પણ મદદમાં હતાં. લશ્કર ગામને ઘેરો ઘાલી પડયું. કુંડણીનો ગઢ મજબુત હતો અને રાણો પણ જોગવાઇમાં હતો. ઘેરો ચૌદ વર્ષ સુધી ચાલ્યો. છેવટે રાણો દરવાજો ખોલી બહાર નીકળ્યો. બન્નેના લશ્કરમાં શુરવીર અને મજબુત માણસો હતા તેથી કોઈ નમ્યું આપતું ન હતું. છેવટે બન્નેએ દ્વંદ્વ યુદ્ધ કરવાનું નક્કી કર્યું.

દ્વંદ્વ શરૂ થયું. ખૂબ રસાકસીએ વાત ચડી. તે વખતે રાવળના હાથમાંથી તલવાર નીકળી ગઇ. રાણા ખેતશીએ તરત જ પોતાની તલવાર અટકાવી કહ્યું, " રાવળ, બીજી તલવાર લ્યો. ક્ષત્રિય બચ્ચો કદિ પણ અણઘટતો લાભ મેળવી દુશ્મન ઉપર ઘા કરતો નથી."

રાવળને બીજી તલવાર આપવામાં આવી. ફરી પાછું દ્વંદ્વ ચાલ્યું. બન્ને સખત ઘવાયા હતા. રાણો ખેતશી ઘોડા ઉપરથી ઉથલી પડયો. તેનું માથું કપાઇ ગયું, છતાંય ધડ હજુ લડતું હતું.

કુંડણીએ કનકાના, ખેલે ખેત નરંદ;
ભાદલીએ ભંગાણ, શહેર સરવૈયા તણે.

રાણાના ધડે બન્ને લશકરોને (સરધાર અને ભડલીનાં) પાછાં હટાવ્યાં.

આ વખતે બન્ને તરફનાં લશકરો, જે અત્યાર સુધી ઉભા ઉભા જોતાં હતાં, તે ઉતરી પડયાં. રાણાના ત્રણ ચાર ભાઇ સામા એકદમ ધસી આવી, રાણાના ધડ અને મસ્તકને લઇ કિલ્લામાં ચાલ્યા ગયા. લશ્કરે કેશરીયાં કર્યાં.

રાણાના દેહને કુંડણીમાં લાવી અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

રાણીએ પોતાનાં વ્હાલાં બાળકોને પેલી વિશ્વાસુ વડારણને સોંપ્યા અને પોતે ચિતા ખડકાવી પતિ સાથે બળી મૂઇ.

લશ્કર કેશરીયા કરી તૂટી પડ્યું, અને છેવટે એકેય માણુસ જીવતો રહ્યો નહિ. વાઘેલાઓએ કુંડણીનો નાશ કર્યો. [સંવત ૧૫૪૨]

બાપુ રાવળે, ગુજરાતના સુલતાન મહમદને અરજ કરી, ત્યાં આગળ થાણું બેસાડાવ્યું. તેના હાથમાં કાંઇ આવ્યું નહિ, પણ નુકસાન તો કર્યું જ.

સ્નેહલગ્નની વિધવાએ પતિ સાથે ચિતા પ્રવેશ કર્યો, તે ચિતાના ભડકા ગગન સુધી ઉછળ્યા.

---

## (૧૦) સતીનો શ્રાપ.

"ભાઇ, આપણા આધારે આવી, આપણા ભરોંસે ગામના પાદરે જેણે ઉચાળો નાખ્યો તેને આપણાથી લુંટાય! આ માણસો ભેગા શાને કર્યાં છે?"

"મોટાભાઇ, આજે હું ઘોડો ફેરવવા ગયો હતો, ત્યારે તેણે મારૂં અપમાન કર્યું છે માટે હું તેમને મારીશ જ." બોલનારમાં મક્કમતા હતી. એનો ચ્હેરો ક્રોધથી લાલ બની રહ્યો હતો, શરીર ધ્રુજતું હતું.

"પણ ભાઇ, એ આપણો ક્ષત્રિઓનો ધર્મ ન કહેવાય."

"કેમ, વેર સાટે વેર ન લેવું?"

"પણ, આશ્રયે આવ્યો એટલે આપણે સઘળું વેર ભુલી જઈ તેને માફી આપવી જોઇએ; એ ઉદાર ક્ષત્રિયધર્મ કાં ભૂલી જાઓ?"

"તે નમ્યો છે ક્યાં?"

"નમ્યો નથી, પણ આપણા આશ્રયે આવી, ઉચાળો તો આપણા ગામને પાદરે નાખ્યો છે ને ?

પૃથ્વીરાજ મુંઝાયા, પણ તેમનું મન ન માન્યું. અમરાજીએ જાણ્યું કે કુંવર કોઇ રીતે માનતા નથી, અને જો તેઓ અદાજી ઉપર હલ્લો કરશે, તો હળવદની લાજ જશે. એમ વિચારી તેઓ ગામના પાદરે અદાજી બેઠા હતા ત્યાં જઇ પહોંચ્યા.

આ ખબર પૃથ્વીરાજને પડતાં, તેમણે જાણ્યું કે, મોટાભાઇ સામા પક્ષમાં છે, માટે મારાથી લડાશે નહિ. પણ તેમને બહુ જ ખોટું લાગ્યું, તેથી રીસાઇને તેઓ વઢવાણ ચાલ્યા ગયા, અને ફરી કોઈ વખત પ્રસંગ પ્રાપ્ત થતાં તેનું વેર લેવાનો મનમાં નિશ્ચય કર્યો.

( ૨ )

શિયાણીના ( રજપુત ) કુમાર અદાજીએ રીસાઇને પોતાનો રસાલો લઇ હળવદને પાદરે આવી, અમરાજીને આશ્રયે પડાવ નાખ્યો.

અમરાજીના નાના ભાઇ પૃથ્વીરાજને એવી ટેવ હતી કે, પોતાના ઘોડા પાસે થઇને જે કોઇનું ઘોડું નીકળે, તે ઘોડાને તેઓ ચાબુક મારતા. ઘોડું ચમકતું અને એકદમ નાસવા માંડતું. બેસનાર સ્વાર સારો હોય તો ઉપર રહી શકે, અને નહિ તો નીચે જ પડે. પૃથ્વીરાજને આ મજા જોવાનું બહુ ગમતું. કાગડાને મન હસવું ને દેડકાનો જીવ જાય.

પૃથ્વીરાજ આજે ઘોડાને ફેરવવા તળાવ ઉપર લઇ આવ્યા હતા. આ વખતે અદાજી પણ પોતાનું ઘોડું લઈ તળાવ તરફ જવા માંડયા. તે જોઇ એક ચાકરે કહ્યું, "બાપુ ! કુમાર પૃથ્વીરાજજી

ઘોડો ફેરવવા માટે અહીં પધાર્યા છે, માટે હમણાં થોડીક વાર થોભી જાઓ તો ઠીક."

પણ અદાજી ન માન્યા.

ત્યારે બીજા માણસોએ કહ્યું, "બાપુ! પૃથ્વીરાજની પાસે ન જશો."

અદાજીએ તેમનું કહેવું ન ગણકાર્યું. તેમનામાં ક્ષત્રીય લોહી વહેતું હતું. શું તેઓ લડાઇથી બ્હીતા હતા! તો પછી તેમને શાને ગભરાવું હોય! તેઓ તો પૃથ્વીરાજજી ઘોડાને પાણી પાતા હતા તેની બાજુમાં જઇને ઉભા રહ્યા, અને પોતાના ઘોડાને પાણી પાવા આગળ કર્યો.

પૃથ્વીરાજજીએ ઘોડાને મારવા માટે ચાબુક ઉંચો કર્યો. આ જોઇ તરત જ અદાજીએ પોતાની સેલારીમાંથી બરછી કાઢી સામી ઉગામતાં કહ્યું, "કુંવર! જો તમે મારા ઘોડાને ચાબુક મારશો તો હું બરછી મારીશ."

પૃથ્વીરાજ પાસે આ વખતે કાંઇ હથીઆર ન હતું, તેથી તે ગમ ખાઇ ગયા. તેણે તરત જ ઘોડાને પોતાના ગામ તરફ ફેરવ્યો. પણ આ અપમાન તેમને બાળી મૂકવા માટે પુરતું હતું. તેઓ ક્રોધથી લાલચોળ થઇ ગયા હતા. ક્ષત્રીય બચ્ચો કદિ પણ અપમાન સહન કરી શકે ખરો! તેઓએ તરત સોગંદ ખાધા કે "જો હું અદાજીને ન મારૂં તો મ્હારૂં નામ પૃથ્વીરાજ જ નહિ, અને જો હું રાજબીજ હોઇશ તો તો જરૂર આનું વેર લઇશ."

ગામમાં જઈ તેમણે માણસો ભેગા કરવા માંડયા. પણ તેવામાં મોટા ભાઇ અમરાજી આવી પહોંચવાથી સર્વ તાત બંધ રહી.

( ૩ )

" ભાઇઓ ! હમણાં કોઇ શીકાર મળ્યો નથી. ખર્ચીખૂટ પણ થયા છીએ, માટે કોઇ રાજ્યનો ખજાનો આ રસ્તેથી પસાર થતો હોય તો ખબર રાખજો. કારણ કે બેઠા બેઠા ખાવા કરતાં, કાંઇ પુરૂષાર્થ કરવો એ શૂરવીરોનું કામ છે. માટે જાઓ તપાસ કરી લાવો." પૃથ્વીરાજજીએ પોતાની સાથેના બ્હારવટીઆઓને હુકમ કર્યો.

માણસો એકદમ છૂટયા ને તરત જ ખબર લાવ્યા કે, " થોડા વખતમાં પાદશાહનો ખજાનો લઇને આ રસ્તે થોડા માણસો નીકળનાર છે."

" બસ, મારે એટલું જ જોઇતું હતું. ચાલો હવે તૈયાર થઇ જાઓ. આપણે ઘણા છીએ, અને ન હોઇએ તોય શો ભો છે. એક જણ એકવીશને પુરો પડી શકે એમ છે. શૂરાને બ્હીક શી ! સર્વ તૈયાર થાઓ."

સઘળા તૈયાર થઇ રસ્તો રોકીને ઉભા.

થોડી વારમાં પાદશાહી ખજાનો લઇને ઉંટો નીકળ્યા. તરત જ પૃથ્વીરાજજીએ ઉંટવાળાઓને ઉંટ ઉભા રાખવાનો હુકમ કર્યો. માણસોએ ગણકાર્યું નહિ. એટલે પૃથ્વીરાજજીએ આગળ જઇ, તરવારના એકજ ઝપાટે આગલા ઉંટની ગરદન ઉપર ઘા કરી, ધડ ઉપરથી માથું જુદું પાડી નાખ્યું. આ જોઇ તે માણસો ઉશ્કેરાઇ ગયા, અને ઝપાઝપી થઇ. પાદશાહી માણસો મરાયાં. આ ખબર પાદશાહને પહોંચાડવા બે ચાર માત્ર જીવ લઇને નાશી છૂટયા હતા. પૃથ્વીરાજજીએ ખજાનો લુંટી લીધો.

તેમને પૈસાની જરૂર હતી, અને વળી તેમને લડાઈ કરવી હતી.

જો કે તેનો મૂળ વિચાર તો અદાજીને મારવાનો હતો. પરન્તુ હમણાં તો રાહ જોવી, એમ વિચારીને તે પોતાની નજર પણ તે તરફ ફેરવતા નહતા.

પાદશાહને આ લૂંટના સમાચાર પહોંચી ગયા. તે એકદમ ગુસ્સે થઈ ગયો, અને પૃથ્વીરાજને કેદ કરી લાવવા, બાવીસ હજાર માણસોનું લશ્કર લઇને એક સરદારને મોકલ્યો. અમદાવાદ આવી તેણે પોતાના જાસુસોને રવાના કર્યા. તેમણે આવી ખબર આપ્યા કે પૃથ્વીરાજ પાસે માત્ર બે હજાર માણસો છે, પણ તે એવા શુરવીર છે કે તમે તેને હરાવી શકશો નહિ. આથી સરદારે તેની સાથે દોસ્તી કરી, પાછળથી યુક્તિથી પકડી લેવાનો વિચાર કર્યો.

તેણે પૃથ્વીરાજને કહેવરાવ્યું કે, " અમે ખંડણી ઉઘરાવવા માટે નીકળ્યા છીએ, અને જો તમે અમારી સાથે આવી, અમને મદદ કરશો તો અમે તમારી કદર બુજશું. "

પૃથ્વીરાજજીએ કહેવરાવ્યું કે, " તમારો વિશ્વાસ કરાય નહિ. તમને ફરી જતાં વાર ન લાગે. અમે ક્ષત્રીય બચ્ચા કદિ પણ ફરી શકીએ નહિ. અમારો જાન જાય હક્ક, પણ અમારૂં વચન કદિ ન ફરે. જો અમે કદી ફરી જઇએ તો તો પૃથ્વી રસાતાળ જાય. માટે અમે વિશ્વાસઘાત નહિ કરીએ એવું વચન આપીએ છીએ, અને તમે પણ અમને કાંઇક ખાત્રી આપો. "

સરદારે કુરાને શરીફના સોગંદ ખાઇને કહેવરાવ્યું કે, " અમે પણ તમારી સાથે દગો કરશું નહિ. "

પૃથ્વીરાજ પોતાના માણસો લઇ અમદાવાદ જઇ પહોંચ્યા. ત્યાં જઇ તેઓ સરદારને મળ્યા અને પહેલી સરત એ કરી કે,

" રસ્તામાં શીઆણી ગામ આવે છે, તે ગામમાં પ્રથમ પડાવ નાખી, તે ગામ ભાંગવું. "

પૃથ્વીરાજને હવે પોતાનું વેર વાળવાની તક આવી જણાઈ. તેનાથી સરદાર દબાતો હોવાનું લાગવાથી તેણે તે વાત કબુલ કરાવી.

શરત મુજબ લશ્કરે મોડી રાત્રે આવી શીઆણીના પાદરે મુકામ કર્યો.

( ૪ )

સવારમાં બહાર જુવે છે તો ચો તરફ લશ્કરી માણસ જ માણસ. દરવાજા બંધ કરી દેવામાં આવ્યા, અને દરબારમાં ખબર પહોંચાડવા દરવાન દોડી નીકળ્યો. આખું ગામ ખળભળી ઉઠ્યું. અદાજીએ લશ્કરને તૈયાર થવા ખબર આપી.

લશ્કર તયારી કરવા લાગ્યું. શૂરવીરો પોતાનાં હથીઆરને આજે ઘણા દિવસે ઉપયોગમાં લેવાનું આવ્યું જાણી, ઘણા હર્ષિત જણાતા હતા. જ્યાં જુવો ત્યાં સર્વ આનંદિત હતું.

આ અરસામાં પૃથ્વીરાજજી તરફથી દૂત આવ્યો. તેનું અપમાન કરી, અદાજીએ તેને કાઢી મૂક્યો.

શૂરાને લડાઇ કરવામાં કદિ શોક થાય ખરો? શૂરવીરો પોતાના દરબાર સાથે રહી લડાઈ કરવા નીકળી પડયા. ભારે લડાઇ થઇ અને અદાજી મરાયા. તેનું માથું કાપી લઇ પૃથ્વીરાજજીએ પોતાના માણસો પાસે એક ઝાડ ઉપર ટંગાવ્યું.

રજપુતોએ કેસરીઆં કર્યાં. રાજા ન હોવા છતાંય યુદ્ધ ઘણા વખત સુધી ટક્યું. છેવટે દરેકે દરેક માણસ, જ્યાં સુધી તેના દેહમાં ભાન હતું, ખોળીઆમાં જીવ હતો, ત્યાં સુધી લડયો અને લડાઇમાં મરી

સ્વર્ગમાં અપ્સરાઓ વરમાળ લઇ ઉભી હતી, તેને વરવા ભાગ્યશાળી થયો.

શીઆણીમાંથી અગ્નીના ભડકા નીકળવા માંડયા. હરેક સ્ત્રી ચિતા ખડકાવી બળી મૂઇ. અદાજીની રાણીએ અદાજીનું માથું લેવા માટે માણસો મોકલ્યા. પણ તે માણસો સાથે પૃથ્વીરાજજીએ કહેવરાવ્યું કે, " માથું આ ઝાડ ઉપર લટકે છે, તે બાઈ પંડે આવીને ઉતારી જાય તોજ લઇ જવા દેવામાં આવશે. "

પોતાનાથી બહાર ન નીકળાય છતાં પણ પોતાના પતિના મસ્તક માટે બાઇ પંડે બહાર આવી, ઝાડ ઉપર ચડીને માથું ઉતાર્યું.

આ વખતે પૃથ્વીરાજે મૂછોને વળ દઇ ખોંખારો ખાઇ કહ્યું, " અદાજીએ તો મારા ઉપર બરછી ઉગામી હતી, પણ મેં તો તેની સ્ત્રીને ઝાડે ચડતી કરી છે. "

આ સાંભળી સતી બહુ ગુસ્સે થયાં. તેણે તેને શાપ આપ્યો કે, " હું તો મારા પતિના મસ્તક માટે ઝાડે ચડતી થઇ છું, પણ તારી સ્ત્રીને તારૂં સ્નાન કરવાના સમાચાર પણ નહિ મળે, એવી રીતે તારૂં મોત થશે. "

પૃથ્વીરાજ સતીનો શાપ સાંભળી બહુ જ પસ્તાયા, મુંઝાયા, શરમાયા. પણ હવે શું થાય ? સતીનો શાપ કાંઇ અફળ જાય ? બીજા માણસોએ પણ પૃથ્વીરાજને બહુ કહ્યું પણ હવે શું બની શકે ?

( ૫ )

"અયે માધવસંગ ! તુમ પાની કહાંસે લાયા ? થોડાસા દેગા !"

" બ્હોત દૂર હે મીયાં ! પાણી બ્હોત દૂર હે. "

" યા ખુદા, પાણીકા કયા દુઃખ હે ! "

મીયાં પાણી વગરના એમના એમ પડી રહ્યા. જ્યાં આગળ તેમનો મુકામ હતો, ત્યાંથી પાણી બે માઇલ દૂર હતું. પરન્તુ જ્યારે મુકામ થયો ત્યારે રજપૂતોએ દગો કરી, પૃથ્વીરાજથી છાની રીતે કુવા ઉપર જ તંબુ તાણી લીધો હતો. અને અહીંઆ પાણી નથી એમ કહી, દૂર બે માઇલ પરનો કુવો બતાવવામાં આવ્યો હતો. મુસલમાનો બીચારા તરસને લીધે પાણી વગર મરી ગયા. રજપુતોને તો પેલા કુવામાંથી પાણી મળી શકતું હતું.

મુસલમાન સરદારને આ ખબર પડી તેથી તેણે કહ્યું કે હવે રજપુતોએ પહેલો દગો કર્યો છે, માટે આપણા સોગંદ છૂટયા.

તેમણે તરત જ છૂપી રીતે પૃથ્વીરાજજીને પકડી લઇ દિલ્હી પહોંચાડવા બંદોબસ્ત કર્યો. તેમના લશ્કરને કાપી નાંખ્યું. જ્યારે તેમાંના ઘણા જીવ લઇને નાસી છૂટયા.

દિલ્હીમાં તેમનું શું થયું, તેની ખબર કોઇ પહોંચાડનાર નહતું; તેથી તેમની સ્ત્રી પતિના મરણનું સ્નાન કર્યા વગર જ મૃત્યુ પામ્યાં. આખરે 'સતીનો શાપ' ખરો પાડયો.

---

## (૧૧) ચંદી.

રામસિંહજીને ઘેર માણકી ઘોડી હણહણતી, ત્યારે તેમની છાતી એને ખુશીમાં જોઇને ગજગજ ઉછળતી. સંતાનમાં પ્રભુએ એમને ઘેર જન્મથીજ ઉછરીને મોટી થએલી, એ માણકી ઘોડી જ આપી હતી. રામસિંહજી એને પેટના સંતાન પેઠે વહાલથી ઉછેરતા એને પોતાને હાથે ખવડાવતા, ને ચાકરી કરતા. એમનાં પત્ની સંતાન માટે ઘણી બાધાઓ રાખતા, ત્યારે એ કહેતા કે "સંતતિ

પ્રભુની ઇચ્છાથી જ થાય છે. પ્રભુએ આપણને હેત દર્શાવવા માટે આ વછેરી આપી છે, તેને સંતાનની પેઠે વ્હાલથી ઉછેરશું–રાખશું અને એની સેવા કરશું તો પ્રભુ વળી કાંઇક સામું જોશે."

"ઘોડીની સેવા કર્યે તે કાંઇ પ્રભુ દીકરા આપતા હશે ?" એમનાં પત્નીએ ચટકામાં જવાબ આપ્યો.

"એ મુંગા પ્રાણીઓની સેવા કરવામાં પ્રભુ જેટલો ખુશી થાય છે, તેટલો તમારી જુઠી મંત્ર–જંત્રવિદ્યાથી નહિ થાય."

"ત્યારે શું મંત્ર જંત્ર ખોટા ?"

"ના મંત્ર ખોટા નથી, પણ એનો ઉપયોગ ખોટો છે."

"ત્યારે ભુવા ખોટા ?"

"હા જ તો."

"ત્યારે તમને ખબર..." આટલું બોલી એ રીસમાં ઉઠીને ઘરમાં ગયાં.

રામસિંહજીને મંત્ર ઉપર જો કે વિશ્વાસ હતો, પણ ધીમે ધીમે એમણે જાણ્યું કે બ્રાહ્મણોએ સાચા મંત્રોનું મહાત્મ્ય ઘટાડી એને જુઠા બનાવવા પૈસા લઇ એનાં વેચાણ આદર્યાં છે, ત્યારે એમની મંત્રો પરની થોડી આસ્થા પણ ઉડી ગઇ. ઠકરાણાની રીસ એમને મન હીસાબમાં નહતી. એવું તો હમેશાં બનતું, અને એ એને ગળી જતા. ગુસ્સો શાન્ત થતાં પાછાં સ્નેહાળ દંપતી એ ગુસ્સાનું મૂળ ભુલી જઇ, જાણે કાંઇ બન્યું જ નથી, એમ આનંદમાં કલ્લોલ કરતાં અને માણકી ઘોડીની સેવા ઉઠાવતાં.

માણકી એમની સેવાથી હંમેશાં રૂષ્ટપુષ્ટ અને ચાલાક થતી જતી. એ પંખીની પેઠે ચાલતી પણ ઉડતી દેખાતી. માણકી રામ-

સિંહજી સિવાય બીજા કોઇને ઉપર સ્વાર થવા દેતી નહિ. જાણે રામસિંહજી એજ એના સર્વસ્વ માલિક અને એકલા સ્વાર ન હોય!

× × × × ×

આજે માણકી તદ્દન બેશુદ્ધ થઈ ગઇ છે. એને ચેન નથી. એ તરફડે છે. કોઇ એની પાસે જઈ શકતું નથી. એ રાડો પાડે છે. ઠકરાણાં ઉભાં ઉભાં રડતે હૃદયે એ જુવે છે. એ તોફાને ચડેલી વછેરીની પાસે જવાની એમની છાતી ન ચાલી. એમની આંખોમાંથી અશ્રુનાં ટીપાં સર્યાં. ઘોડીની આંખમાંથી બે ત્રણ ડબક ડબક આંસુડાં નીકળી પડયાં. પોતાના હાથે ઉછેરેલી વછેરી–ઘોડી દુઃખી થાય એ ઠકરાણાંથી શે જોવાય! રામસિંહજી ઘેર નહતા. બાઇ લાચાર બની ગઈ. હવે શું થાય! જેમ જેમ ઘડી મોડું થતું જાય છે તેમ તેમ એ ઘોડી વધારે ને વધારે પછાડો ખાય છે. એની એ અચાનક પીડાનું કારણ ઠકરાણાંથી જાણી શકાયું નહતું.

(૨)

" દરબાર! માણકી મરવા પડી છે! ઘેર જલદી દોડો." એક ખવાસે ડેલીમાં બેઠેલા રામસિંહજીને દોડતાં જઇને ખબર આપી.

" હેં! મ્હારી માણકી!......" એના ડોળા ફાટી ગયા. એ ગાભરા બનેલા પુરૂષના પગ ભાંગી ગયા.

" હા, ઉતાવળા થાવ. વિલંબ ન કરો. "

" પણ થયું શું? "

" કાંઇ ખબર પડતી નથી. એ પછાડા ખાય છે. પાસે જવાતું નથી. એ પાટુ ઉપર પાટુ ફેંકે છે."

રામસિંહજી સડાક દેતાને ઉઠયા. એમણે ગામ વચ્ચે દોટ મુકી.

એમને દોડતા જોઇ, આગ થઇ જાણી ગામના યુવાનો તેમની પાછળ દોડયા અને સહુ ફળીમાં આવીને ઉભું રહ્યું.

રામસિંહજીએ ઘોડીને તરફડતી જોઇ. એનું હૃદય એનું દુઃખ ન જોઈ શકયું. એણે પોક મૂકી રડવા માંડયું. જાણે ખોટનો એકનો એક યુવાન પુત્ર મરી ન ગયો હોય!

" અહો અમરસિંહજી, આ શું આદર્યું છે? એક ઘોડી માટે આટલું બધું શું?"

" પણ મારાથી આ દુઃખ જોઇ નથી શકાતું!"

" જો દુઃખ ન જોવાતું હોય તો કરોને ઝબ્બે."

" હું ઝબ્બે કરૂં? એ શું બોલ્યા?"

" કેમ? ત્રણસો રૂપિયા ગળે લાગ્યા?"

" હું ત્રણસો રૂપીયા માટે નથી રડતો, પણ મારી એ સ્નેહથી ઉછેરેલી ઘોડી પ્રત્યેના પ્રેમથી રડું છું."

" અરે, ભલા માણસ દેખાવ છો! ઘોડી તો એકની એકવીશ મળશે. ઘોડીઓનો કયાં કાળ છે."

રામસિંહજીને આ માણસ કાળ જેવો લાગ્યો. એને એ શબ્દો તીરની પેઠે એના હૃદયમાં ભોંકાતા. એ સ્નેહાળ હૃદયનો ઘોડી ઉપરનો પ્રેમ એ શી રીતે જોઇ શકે? એની કીંમત એ શું કરી શકે?

રામસિંહજીએ ઘોડી પાસે જઇ હાથ ફેરવ્યો. એ તોફાની ઘોડી શાન્ત થઇ. એને એ મૃત્યુ હવે સુખી મૃત્યુ ભાસ્યું. એ એના પગમાં પડી શાન્ત થઈ રહી. થોડા વખતમાં તો ઘોડીનો જીવ જતો રહેશે એમ એમને લાગ્યું.

ઠકરાણાં ભુવાને માનતાં હતાં. એમનો પગ જોરમાં આવ્યો.

"હું નહોતી કહેતી કે જંત્ર ખોટા ન હોય! મેં બાધા રાખી કે ઘીના બે દીવા કરીશ અને એક દિવસ ડાકલાં બેસારીશ. એટલું કહેતાં તો જુઓ તરત ઘોડી કેવી શાન્ત થઇ ગઇ? એને જરૂર કોઇકની નજર લાગી છે."

રામસિંહજીના હૃદયમાં અશાન્તી હતી. એમને એ માનવું પડયું ને ભુવાને બોલાવવો પડયો.

ભુવાએ આવીને દોરો કરી આપ્યો. ધૂપ દઇને એણે ઘોડીને બાંધ્યો. ઘોડીને થતું દરદ ઓછું થયું હોવાથી ઘોડી હોસમાં આવી. એ જોઇને ભુવો જાણે પરમેશ્વર જ ન હોય તેમ બોલવા લાગ્યો, "કાં જોયું દરબાર! હવે શા ભાર છે કે એનું મોત એની પાસે આવી જ શકે!"

રામસિંહજીને હાસ્ય અને દુઃખ બન્ને થતાં, પણ ન છૂટકે એમને હા પાડવી પડી ને ભુવાને પૈસા આપવા પડયા.

( ૩ )

મસ્ત થએલી ઘોડી દરરોજ દુબળી થતી ચાલી. ઘાસ ચારા તરફ એને અપ્રીતિ થતી. એના માથામાં એને દરદ હતું. એ હંમેશાં માથું પછાડતી.

રામસિંહજી એને જોઇ હંમેશાં બળી જતા. એમનું ખાવું પીવું સુકાઇ ગયું. ઉંઘ ઉડી ગઇ. એ પણ ઘોડીની સાથે મરવા પડયા. ગામના લોકોએ જાણ્યું કે ઘોડી ઉપરના અનહદ પ્રેમને લીધે એ કદાચ આ ઘોડી સાથે સાથે પોતાનોય જીવ ખોશે.

અચાનક ગામમાં ગ્નાતિમેળો થયો. એમાં ઘણા ઘણા દરબારો એકઠા થયા હતા. એમાં એક વૃદ્ધ દરબાર ઘોડાની પરીક્ષા કરતા. એમને કોઇએ વાત કહી.

"બાપુ ! પેલા રામસિંહજી તો ઘોડી માંદી છે એની પાછળ ઝૂરે છે !"

"ભલા, કાં ?"

"એ તો એમને છોકરૂં નથી, ને છોકરા જેટલો એ ઘોડી ઉપર પ્રેમ રાખે છે તેથી."

"વાહ, શી ઘોડીની કદરવાળો !"

"એટલી ચાકરી તો એજ કરે."

"ત્યારે ચાલો આપણે જઇને એ ઘોડીને જોઇએ કે એને શું દરદ છે."

ડાયરો ઉઠયો ને ગયો એમને ઘેર. રામસિંહજીએ એમને આવતા જોઇ, ઉભા થઇને સહુને રામ રામ કર્યાં. પણ ઘોડીના દુઃખે એનામાં અંતરનો ઉલ્લાસ કે ઉમળકો નહતો.

પેલા દરબારે જોયું કે ઘોડી પાછળ આનો જીવ વળગ્યો છે. એણે ઘોડી જોઇને તરત જ તેનું દરદ પારખ્યું.

"દરબાર, આ ઘોડીને કશુંય દરદ નથી."

"હેં !"

"હા."

"હું નહોતો કહેતો કે એને દરદ નથી, પણ કોઇની નજર લાગી છે ?" પાસે બેઠેલા પેલા ભુવાએ ગર્વથી વચ્ચે ડબકું માર્યું.

પેલા વૃદ્ધ દરબાર એની મુર્ખાઇ પર હસ્યા ને કહ્યું, "હશે ભાઇ." એમણે કહ્યું, "અહ્યા કોઇ છે કે ?"

"બાપુ ઘણાય."

"ઘોડે બેસતાં કોને આવડે છે ?"

" બધાયને. "

" આ ઘોડી ઉપર બેસી શકશો ? "

" ના બાપુ, એ તો મોતની નીશાની. "

" હત, બાયલાઓ. "

" અરે, મોત તો એકજ વખત આવવાનું છે અને આવશે. હું એ અપમાન સહન નહિ કરૂં." એક યુવાનનું લોહી ઉકળ્યું ને તે બોલી ઉઠયો.

" પણ ઘોડી બીજાને બેસવા જ નહિ દે. " બીજાએ જવાબ આપ્યો.

" ના, હું એને પંપાળીશ એટલે બેસવા દેશે. " રામસિંહજીએ ચિરાને હૈયે ન છૂટકે બેસારવા કબુલ્યું.

એ સ્વાર થયો. માણકી પોતાનું દરદ ભુલી ગઇ. એને માથે બીજો માણસ સ્વાર થાય એના કરતાં મરવું સારૂં, એ એની ભાવના એણે દર્શાવી. એ ડગલુંય ન ખસી.

" રામસિંહજી, ત્યારે તમે જ બેસો. એને પુરપાટ દોડાવી, પાંચ મિનિટમાં ગામ ફરતો ફેરો મારીને આવો. "

રામસિંહજીએ ઉપર પલાણ કર્યું. ઘોડી તરત જ એકદમ ઉપડી. સહુ જોઇ રહ્યું.

" જરા ગામમાંથી અશેર મરચાનાં બી આ ફાળીયામાં બાંધી લાવ. " પાસે બેઠેલા એક ખવાસને દાજીએ ધીમેથી કાનમાં કહ્યું.

એ ગયો ને લાવ્યો.

" જરા તોબરો લાવજો. "

એમણે એ બીયાં તોબરામાં ચુપકીથી નંખાવી, એ તોબરો પોતાના ઢીંચણ તળે એ છુપાવ્યો.

પળવારમાં તો ઘોડી દેખાણી. ઘોડી અને સ્વાર બન્ને જણ પરસેવાથી ઝેબઝેબ થયા હતા. બન્નેના કોઠામાં શ્વાસ માતા નહોતા. ઘોડી તો ધમણ શ્વાસે લેવાતી હતી.

દાજીએ ઉભા થઇ, તરત તોબરો ઘોડીને મોઢે ચડાવી દીધો. સહુ સમજ્યું કે ચંદી આપવામાં આવી છે.

ઘોડી તો ચારે પગે કુદવા લાગી. સહુ સમજ્યું કે ઘોડીને ફરીથી કોઇની નજર લાગી છે.

પાંચ મીનીટમાં દાજીએ તોબરો ઉતારી લઇ, પેલા ખવાસના હાથમાં આપ્યો, અને એ લઇને રસ્તે પડયો.

ઘોડીએ છીંક ખાધી, ને બીજી છીંકે તો એના નાકમાંથી લોહીની ધાર થઈ. નીચે એક વેંત લાંબી દેઢગરોળી તરફડે.

સહુ જોઇ રહ્યું. ભુવો ભોંઠો પડયો. દાજી ઉઠીને ચાલતા થયા.

આખું ગામ દાજીની હુશીયારીથી ખુશ થઈ ગયું. રામસિંહજીની આંખમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. એ એમની પછવાડે કૃતજ્ઞતાપૂર્ણ નજરે જોઇ રહ્યા. આખા ગામે તોબરો જોયો હતો. એમણે એમાં શું હતું તે જોવા ઘણોએ પ્રયત્ન કર્યો પણ તોબરામાં શું ચંદી હતી, તે દાજી અને ખવાસ સિવાય ત્રીજું કોઇ જાણી ન શક્યું.

---

## ( ૧૨ ) શીતળા.

શીતળા સાતમનો તહેવાર તો જગજાણીતો છે. દરેક દેશનાં બૈરાં તે તહેવાર પાળે છે. શીતળા સાતમનો તહેવાર એ, જેમ દીવાળી વેપારીઓની, હોળી મારવાડીની તેમ એ ખાસ તહેવાર સ્ત્રીઓનોજ છે. માન્યતા એવી છે કે એ સપ્તમીને દિવસે સ્ત્રીઓએ ટાઢું ખાવું, અને છઠ્ઠને દિવસે રાંધી લઈને પછી ચુલામાંનો અગ્નિ શાંત કરી દેવો. કહે છે કે છઠ્ઠની રાતે શીતળા માતા ફરવા નીકળે છે.

એક છઠ્ઠને દિવસે એક બાઈ બીચારી નાનાં નાનાં છોકરાં અને આવડક જરા ઓછી હોવાથી ઘરકામથી મોડી પરવારીને ચુલામાંનો અગ્નિ શાંત કરવાનું ભૂલી ગઈ.

એ અને એના પડખામાં સૂતેલું બાળક આનંદથી કલ્લોલ કરતાં. સવારે પોતે નદીએ ન્હાવા જશે અને સારાં કપડાં પહેરી સરખી સાહેલીઓ સાથે આનંદ કરશે, એવા આશાભર્યા વિચારો કરતી એ વ્હેલી વ્હેલી સૂઈ ગઈ.

રાત્રે રૂમઝુમ કરતાં શીતળા માતા ફરવા નીકળ્યાં. એ બાઈને ઘેરજ શીતળા માતાનાં પુનીત પગલાં થયાં. એમણે આવીને ચુલામાં પગ મૂક્યો. ધગધગતો અંગારો લાલચોળ બની ગએલો. માતાએ જોયા વગર પગ મૂક્યો. એમણે ચીસ નાંખી દીધી. પગના તંતુઓએ મગજને તરત જ ખબર આપી દીધી કે બાઇએ માતાજીને દઝાડયાં છે. માતાની ગુસ્સાની જ્વાળાઓ ભભુકી ઉઠી. એ ક્રોધાયમાન દેવીએ શ્રાપ આપ્યો કે, “મ્હારો પગ બળ્યો એમ એનું પેટ બળજો.” એ તો એમના સ્થાનકે પધાર્યાં.

રજનીને વિદાય કરવા એમનાં પુત્રી ઉષાદેવી લાલ રંગની સાડી

પહેરીને પૂર્વ તરફ દેખાયાં. સહુ સુતી દુનીઆએ જાણ્યું કે ઉષા દેવીનાં પુનીત પગલાં થયા પછી એ ઉષા દેવીની શોધમાં સવિતા—નારાયણ હવે થોડા જ વખતમાં અરૂણ–સારથી સાથે પધારશે.

એમનો સત્કાર કરવા પક્ષીઓએ કીલકીલાટ શરૂ કર્યો. ઉષા દેવીએ સ્વસ્તિક પૂર્યા. ભક્તજનોએ પ્રભાતીયાં શરૂ કર્યાં. માણસોએ ઉંઘ તજી પથારીનો ત્યાગ કર્યો. મંદિરોમાં ઘંટનાદ થઇ રહ્યો. મુલાંજીએ અજાન આપી સહુ મુસલમાનોને મસજીદમાં ભેગા કર્યા.

પેલી બાઈ પણ ઉઠી ઘરકામે વળગી ને ન્હાઇ ધોઈ, દેવદર્શન કરવા જવા માટે પોતાના પુત્રને ઉઠાડવા ગઈ. પણ એણે શું જોયું?

એ ધ્રુજી ઉઠી; એના હોઠ ફીકા પડી ગયા: લાલી ઉડી ગઇ; આંખો ફાટી રહી; પગ થરથરવા લાગ્યા. જીભ બંધ થઇ ગઇ. એ બેભાન જેવી બની ગઇ, અને નીચે બેસી ગઇ.

એનો એકનો એક પુત્ર નિર્દોષ આનંદથી સુતી વખતે કીલકીલાટ કરતો હતો, તે અત્યારે મૃત્યુ શૈયામાં પોઢયો હતો.

એને ફાળ પડી. ચુલામાંનો અગ્નિ શાંત કરવો ભૂલી ગઇ હતી તે યાદ આવ્યું. એ રડી. પણ હવે શું થાય? એ તો રાંડયા પછીનું ડહાપણ! આસપાસનાં બૈરાં દર્શન કરવા જવા તયાર થઇ આવ્યાં અને તેને સાથે આવવા સાદ કર્યો.

પણ આનંદના ઉમળકાભર્યો લેકા સહીત સામો અવાજ ન આવ્યો. માત્ર ધ્રુસકું સંભળાયું. અંતરનો ઉંડો આર્તનાદ પડઘો કરી રહ્યો. સહુ આભું બન્યું અને અંદર જઇ જુએ તો એનો છોકરો ભડથું થઇ ગએલો! જાણે અગ્નિની ઝાળમાંથી કાઢી લીધો ન હોય! એવું એનું શરીર કાળુંમેશ થઇ ગયું હતું. જેવું વિજળી પડવાથી થાય એવું!

વહેમી બૈરાંઓમાં ગુસપુસ વાતો ચાલી અને તરત જ ગણ-ગણાટ સંભળાયો કે, " એ તો શીતળા માતાજી ભરખી ગયાં. "

એ બાઈ પોતાના પુત્રને ખોળામાં નાખી ચાલી નીકળી. જાણે કોઇ ગાંડી રખડવા નીકળી ન હોય ! કોઇ એને પાછું વાળી ન શક્યું. એ તો ગઈ.

( ૨ )

ભર જંગલમાં એક યુવાન સ્ત્રી પછવાડે ફાંટ બાંધી, અંદર મૃત બાળકને સુવાડીને રડતી આંખે ચાલી જતી હતી. એનાં અશ્રુ-થી એનો પાલવનો છેડો પલળી ગયો હતો. આંખો લાલ થઇ ગઇ હતી અને વધારે રડવાથી સુજી ગઇ હતી. મોઢાનું તેજ ઉડી ગયું હતું. એ બેભાન જેવી અહીંથી તહીં ભટકતી આગળ ચાલી જતી હતી. એ શીતળા માતાની શોધમાં નીકળી હતી. એ ધારતી હતી કે શીતળા માતાજી દયાળુ છે. મારી ગરીબની ધા એ સાંભળશે. મારૂં રાંકનું રત્ન એ મને પાછું આપશે. હજારો નિરાશામાં કોઇ ઠેકાણે આશાનાં સ્વપ્નાં એને આવતાં, અને જેમ ડૂબતો માણુસ તરણાને વળગી પડે એમ એ સજીવ કે નિર્જીવ, ઝાડ, પાન, પત્થર, પાણી, તળાવ વગેરેને પૂછતી આથડતી ભટકતી હતી, અને આગળ ને આગળ માતાજીની શોધમાં ચાલી જતી હતી.

રસ્તામાં એક આંબો આવ્યો. સરસ સરસ એની કેરીઓ લચી પડતી હતી. અકાળે એ ફળેલો આંબો બાઇએ જોયો. એ થાકીને લોથપોથ થઈ ગઇ હતી. એનું ગળું તરસથી સુકાતું હતું. કંઠ રૂંધાઈ જતો હતો. હૈયામાં દુઃખની ચીનગારીઓ બળતી હતી. એણે બાળક-નું પોટલું એ આંબાના ઝાડ તળે મૂક્યું. સહકારે એ બાઇનો સત્કાર કર્યો.

એ આંબા તરફ જોઇ રહી. 'અકાળે આ આંબો ફળ્યો છે, અને કોઇ રખેવાળ પણ નથી, છતાંય કોઇ એની કેરી કેમ ખાતું નહિ હોય ?' આવી એને મનમાં શંકા ઉત્પન્ન થઇ.

આંબાને વાચા થઇ. એ મનુષ્ય પેઠે બોલી ઉઠયો, "બાઇ, હું આવતા જતા દરેક માણસને છાંયડો આપું છું, એમનો શ્રમ હરૂં છું, અને એમને ખુશી કરી મારાં અમૃત ફળો એમને ચરણે ધરૂં છું, છતાંય કોઇ પણ માણસ મારૂં એક પણ ફળ ખાઇ શકતું નથી–ખાતું નથી–ખાવાની ઇચ્છા કરતું પણ નથી. મ્હેં એમનું શું બગાડયું હશે ? ખરે જ દુનીઆ એવી વિચિત્ર જ છે. ઉપકાર ઉપર અપકાર કરવો એ અત્યારે જગતનો સામાન્ય નિયમ થઈ પડયો છે. મારો તિરસ્કાર ઉઘાડો અટ્ટહાસ્ય કરી રહ્યો છે."

"ભાઇ આંબા ! એ તો પ્રભુની કુદરત છે. હું અભાગણી આળસુ થઈ ગઈ કાલે રાત્રે અગ્નિ ઠારવો ભૂલી ગઇ. શીતળા માતાજી પધાર્યાં તે મ્હારો એકનો એક દિકરો ભરખી ગયાં. મારી આંધળીની આંખો ફૂટી ગઇ, મારૂં નસીબ ફૂટી ગયું, એ ભડથું થઇ ગયો." બાઇ રડી પડી. એના અશ્રુરૂપી મોતી ચક્ષુદ્વારા દડ દડ રડી પડયાં. "ભાઇ, માતાજી કયાં હશે ?"

"બાઇ, મારો નિસાસો ત્હેં સાંભળ્યો. તેં મને દિલાસો આપ્યો તેટલોય તારો આભાર. દુઃખીને દિલાસો દુઃખી જ આપે, કારણ કે દુઃખીનું દુઃખ દુઃખી જ જાણે. સુખી ઓછું જ જાણે ? પ્રસુતિની પીડા વાંઝણી શું જાણે ? હું પણ તને તારા દુઃખમાં દિલાસો આપી માતાજી કયાં ગયા છે તે બતાવું એ મારી ફરજ છે. આજે પરોઢમાં માતાજી આ રસ્તે ગયાં છે. પણ મારૂં આટલું કામ–કારણ

તું જરૂર પૂછતી આવજે બ્હેની !" આંબાનાં પાંદડાં ખખડાટ કરી પોતાનો મુજારો દર્શાવી રહ્યાં.

બાઇએ હા કહી અને એ આગળ ચાલી. પણ એના હોઠ સુકાઇ ગયા હતા. પાણીની શોધમાં એ દોડતી. ઉડતાં પંખી જોઇ, એ તે તરફ જતી અને મૃગજળ ભાળી એ પાછી વળતી. ઝાંઝવાના જળથી તરસ ઓછી જ છીપે ? દુઃખનીએ હદ હોય છે. એણે થોડે દૂર પંખીઓ ઉડતાં જોયાં. હરીઆળી જમીન અને ઠંડા પવનની લહેરીઓ અનુભવી. એ દોડી અને એક તલાવડી પાસે આવી. પાણી પીવું હતું પણ ન પીધું. એ પાણી તરફ અનિમિષ નયને જોઇ રહી.

બે તલાવડીઓ પાસે પાસે નિર્મળ જળથી ભરેલી હતી. કાંઠે મોટી મોટી ઘટાવાળાં સુંદર ઝાડો અને ઉપર કીલકીલાટ કરતાં પક્ષીઓના ગુંજારવથી એ સોહામણા સ્થાનમાં દેવતાઓ વિહરવા આવતા હશે, એવો સહજ ખ્યાલ આવે; એવી એ સુંદર તલાવડીઓમાંનાં એ ચોખ્ખાં જળ એક બીજી તલાવડીમાં પવનની લહેરોથી આવતાં જતાં—જાણે ચકભીલ્લુનો દાવ ન રમતાં હોય !

બાઇ થંભી ગઇ. એ શબવત્ સ્થિર થઇ ગઇ. એની આંખો પાણી ઉપર ચોંટી ગઇ. નિર્દોષ આનંદમાં એ તલ્લીન થઇ ગઇ. પોતાનું દુઃખ એ ભૂલી. પણ તેમાંથી પાણી પીવાનું મન એને ન થયું. એની તરશ જાણે છીપી ગઇ હોય એમ એને દેખાયું.

એને કાંઠે ઉભેલી જોઇ, જેમ બાળકો રમતાં હોય અને કોઇ આવીને તે જોવા ઉભું રહેતાં બાળકો શરમાઇ જાય, તેમ પાણીની એ લહરીઓ થંભી ગઇ. પોતાના વિશાળ ઉદર ઉપર રમતા એ જળને અંતરાય પાડનાર આ સ્ત્રી તરફ જોઇ તળાવડી બોલી ઉઠી, " બાઇ, અહીં કેમ ઉભાં છો ?"

એ શુદ્ધિમાં આવી. એણે સજળ નયને ઊંડો નિસાસો મૂકયો ને બોલી, “ પાણી પીવા. ”

“ ત્યારે પીઓને ! ” અંતરના ઉમળકે એણે જળનાવ ઉછાળી સંગીત—મધુરૂં સંગીત આદર્યું.

“ ના. ”

સાંભળતાં જ તલાવડીનાં જળ થંભી ગયાં. એણે નિરાશ વદને બાઇને કહ્યું, “ બાઈ, તમારો વાંક નથી. મારૂં નસીબ જ એવું છે. આવું સુંદર સ્થાન અને મીઠું અમૃત જેવું નીર છે, છતાંય કોઇ પાણી પીતું નથી. અમે લોકોને માટે—સહુને માટે હરહંમેશાં તાજું જળ હોય એમ સ્વચ્છ પાણી ધરીએ છીએ. ઘણા માણસો તે પીવાની ઇચ્છાએ આવે છે, પણ જુએ છે કે તરત જ એમનાં મન ફરી જાય છે, અને તરસ્યાં પાછાં જતાં રહે છે. એ જોઇને અમારાં હૈયાં બળીને ખાખ થઇ જાય છે. અમે એમનું શું બગાડયું હશે ? ”

“ બાઇ, એ તો નસીબનો વાંક. મારોય તે જુઓને, આ દુધ જેવો દીકરો કાલે ભડથું થઇ ગયો. શું કરીએ ? રાંકના નસીબમાં રત્ન કયાંથી સમાય ? શીતળા માતાજી આ રસ્તે ગયાં છે, એમ ભાઇ આંબાએ કહ્યું, તે ઉપરથી માતાને શોધવા આ રસ્તે જાઉં છું. જો માતાજી મળે તો,.....” બાઇએ રડતાં રડતાં જવાબ આપ્યો.

“ બ્હેન, માતાજી આ રસ્તે ગયાં છે. પણ મારો આટલો સંદેશો તું ન પૂછતી આવે ? ”

બાઇએ હા કહી અને તે આગળ ચાલી.

એક ઊંટડીના ગળામાં ઘંટીનું એક પડ; તે પડ સહીત તે દોડાદોડ કરે અને બરાડા નાખ્યા કરે. એને જોઇને સહુ કોઇ નાસતું

ફરે. કોઇ પાસે જવાની હીંમત ન કરે. એ પાસે આવે તો માણસો બીકનાં માર્યાં નાસી જાય કે ભયથી ફાટી પડે !

બાઇને આવતી જોઇ, ઉંટડીએ બરાડા પાડવા માંડ્યા. એ દોડતી બાઇ તરફ ધસી, પણ બાઇને હવે પુત્ર કરતાં જીવન વધારે વહાલું નહતું. એ શાંત ઉભી રહી! ઉંટડી પાસે આવીને બરાડા પાડવા મંડી, પણ બાઇ ન બ્હીની, ન બોલી, કે ન એના ચ્હેરા ઉપર કોઇ જાતનો ફેરફાર જણાયો. એ શાન્ત મૂર્તિની પેઠે જ ઉભી રહી. જાણે પાષાણ પ્રતિમા.

ઉંટડી બોલી; " બાઇ, હું સહુની પાસે આવી પૂછવા માગું છું કે મ્હારાં શાં પાપ હશે કે કોઇ મ્હને પાસે આવવા દેતું નથી, અને મ્હારાથી બ્હીને નાસી જાય છે ! આ ડોકે વળગાડેલી ઘંટીનો ભાર હવે મારાથી સહન થતો નથી. કોઇ માણસ મારી પાસે આવતું નથી, તેમ મારી હાજરીથી જીવતું પણ નથી. અને તું કેમ ન્હાસી ન ગઇ કે ન મરી ગઇ ? "

" બાઇ, મ્હારો આ દૂધ જેવો દીકરો ભડથું થઇ ગયો છે. હવે તો હું મરેલી જ છું ને ! મડાને વીજળીનો ભય શો ? મ્હારે જીવીને હવે કામે શું છે ? પુત્ર જેવો પુત્ર ગયો તો પછી જીવનમાં રસ શો ? મૃત્યુ કાલે આવતું હોય તો ભલે ને આજે જ આવે ? " માતૃસ્નેહની અવધી થઇ.

" બાઇ, શીતળામાતા આ રસ્તે ગયાં છે. જા તારો દિકરો સાજો કરી દેશે. "

" બાઇ, તારો આશિર્વાદ ફળો. " આભારના બોજે દબાએલી બાઇ આગળ જવા તૈયાર થઇ.

" પણ મારા સંદેશાનો ખુલાસો પૂછતી આવજે." અને બાઇ ગઇ.

( ૩ )

ભયંકર અરણ્યમાં ચીંથરેહાલ, માથાની લટો છૂટી મૂકીને એક વૃદ્ધ ડોશી રખડતી હતી. એની લટો જોઇ આપણને લાગે કે કોઇ તપસ્વીની હશે. પણ તેના હાલ જોતાં તો ગાંડી ભીખારણનોજ ખ્યાલ આવે. એણે બાઇને જોઇ એની તરફ દોટ મૂકી. જાણે સમુદ્રને ભેટવા દોડતી સરિતા !

એને આવતી જોઇ બાઇ બ્હીકથી નીચે બેસી ગઇ. એ થાકી પણ ગઇ હતી. અને ભવિષ્યે એને એમ કરવા સૂચવ્યું પણ હશે કે કેમ? પણ તે બેઠી. એના હૃદયમાં બળતી ચીનગારીઓ શાંત થઇ ગઇ. એને વિસામો લેવાનું મન થયું, અને આનંદના અંકુરો ફુટતા જણાયા. જેમ પોતાના પુત્રને ન ઓળખતા હોવા છતાં, પિતા પોતાના અજાણ્યા પુત્રને જોતાં પોતાના હૃદયના ઉંડા ખુણામાં હર્ષને ઉદ્દભવતો જુએ એમ એના હૃદય પર શાંતિ પ્રસરી.

એ વૃદ્ધ ડોશીએ આવી માથું એ બાઇના ખોળામાં મૂક્યું; ને ભર ઉંઘમાં હોય એમ આંખો બંધ કરીને એ સૂતી.

બાઇના અંતઃકરણમાં દયા છૂટી. સ્રીહૃદય જ હંમેશાં દયામય હોય છે. એ કોમળ દીલ કદિ આઘાત કે પારકું દુઃખ સહન કરી શકે નહિ. એણે એ બાઇના વાળમાં જુઓ ખદબદતી જોઇ. જાણે પાણીમાં માછલાં રમતાં હોય એમ એ ડોશીના મસ્તકવારિધીમાં રમતી જુઓ જોઇ. એનું હૃદય પીગળી ગયું. એણે સ્વાભાવિક જ જુઓ વીણવા માંડી ને ધીમે ધીમે માથું સાફ કર્યું. બાઇને શાંતી થઇ ગઇ. એણે આશિર્વાદ આપ્યો કે, "મારૂં માથું ઠર્યું તેવું તારૂં પેટ ઠરજો." અને ડોશી આઘી ખશી.

બાળક રડવા લાગ્યું. બાઇ સમજી ગઇ કે એ વૃદ્ધ ડોશી તે શીતળા માતા જ છે. એણે એના પગ પકડયા ને બોલી, " માતાજી ! મારો અપરાધ ક્ષમા કરો." એની ચક્ષુઓમાંથી પશ્ચાતાપના અશ્રુનો ધોધ વહેવા લાગ્યો. માતાજીનાં ચરણ એણે પખાળ્યાં.

એણે ધીમેથી સાંત્વન લીધું.

" માજી ! ત્રણ સંદેશા મ્હને પૂછતા જવાના કહ્યા છે. રસ્તામાં એક આંબો છે. તે અકાળે ફળ્યો છે. છતાંય કોઇ એની રખેવાળી કરતું નથી, અને માણસો એનાં ફળ રખડતાં હોય તોય ખાતું નથી, પછી તોડીને તો લે જ કોણ ? એનું કારણ શું હશે માજી ! "

" બેટા, એ આંબો આગલા ભવમાં લોભી બ્રાહ્મણ હતો. એણે પુષ્કળ ધન ભેગું કર્યું હતું. પણ એનો ઉપયોગ એ કરતો નહોતો તેમજ કોઇને કરવા પણ દેતો નહતો. લક્ષ્મી ત્રણ રૂપે આવે છે. માતા સ્વરૂપે, સ્ત્રી સ્વરૂપે અને પુત્રી સ્વરૂપે. પણ આને ત્યાં એ એમાંના એક પણ સ્વરૂપે નહતી. એને તો એનું રક્ષણજ કરવાનું હતું. એ મરીને આંબો થયો છે. એનું ધન એના મૂળમાં છે. તું આંબાને પાટુ મારીશ એટલે તે ખસી જશે. તું એ ધન લઇ જજે અને એનું ફળ ખાજે. પછીથી સહુ એ આંબાનાં ફળ ખાશે. " બાઇ એ સાંભળી ખુશી થઇ. એનું અંતઃકરણ હર્ષથી ઉભરાતું હતું.

પણ એ ઉપકાર ન ભૂલી. એને તલાવડી યાદ આવી. એણે ધીમેથી પૂછ્યું, " માજી ! એક બીજું."

" શું ? "

" રસ્તામાં એ તલાવડી છે. દૂધ જેવાં મીઠાં એનાં નિર્મળ જળ છે. આસપાસમાં બીજું એકે નવાણ નથી, છતાંય એનું જળ

કોઇ પીતું નથી. પક્ષીઓ માળા કરીને કાંઠેના ઝાડપર રહે છે છતાંય તે તેમાં ચાંચ બોળતાં નથી. એનું કારણ શું હશે ? એને કાંઇ આપની દયા મળશે ? " બાઇએ હર્ષના ઉમળકામાં આજીજી કરી.

દયાના સાગરસ્વરૂપ માતાજી હસ્યાં ને બોલ્યાં,

" બાઇ, એ શેઠાણી હતી. એને ઘેર દુઝણાં બહુ હતાં. એ સહુને મોળી ને ખાટી છાશ ભેગી કરીને આપતી. સ્ત્રીહૃદય જ એવાં હોય છે ને ! એ ખાટી છાશ કોઇ ખાતું નહિ, ને છાશને ઉકરડે પધરાવવી પડતી. એનો નજીવો લોભ કે અદેખાઇ, મનુષ્યને મોઢેથી એ અમૃત સ્વરૂપ ગરીબોની મીઠી છાશ કઢાવતી. એ બન્ને તલાવડીમાં નીર ભર્યું છે, પણ તલાવડી તો એક જ છે. એમાંનું પાણી એક બીજીમાં આવે છે, પણ કોઇ એનું પાણી એ માટે નથી પીતું. તું એ પાણી પીજે ને આજથી સહુ કોઇ પીશે."

" વાહ ! માજી ! વાહ !" એના મુખમાંથી આનંદના ઉદ્‌ગારો નીકળી પડયા.

માજી એના મુખ સામે જોઇ રહ્યાં. ખોળામાં ધાવતો બાળક આકાશ સામે જોઇ કીલકીલાટ કરતો એમણે જોયો. ઘડી ઘડીનો ફેરફાર જોઇ બાઇ તાકી રહી.

" માજી ! એક ઉંટડી છે. એની ડોકે ઘંટી છે, એ શાથી ?" પ્રશ્નપરંપરા જ ઉકેલાતી હોય એમ બાઇએ પ્રશ્ન કર્યો.

" બેટા ! એ વઢકણી સલાટણ હતી. એ પોતાની ઘંટી સાથે જ ફેરવતી, કદી કોઇને દળવાય દેતી નહિ. એ વઢકણી સલાટણ સાથે કોઇ બોલી પણ શકતું નહિ, પછી દળવા દેવાની તો માગણી કરી શકે પણ કોણ ? વઢ કે વઢનાર લાવ, એવાને કોણ બોલાવે ? હાલતાં

ચાલતાં એ વઢવાડ કરે તેથી સહુ કોઇ એનાથી નાસતું ફરતું." એની ડોકમાંની એ ઘંટી તેં જોઇને !"

" હા માજી. પણ એનું દુઃખ દૂર કરો."

" તું એ પડ એની કોટમાંથી કાઢી નાખજે, અને એ સોનાની ઘંટી તારે ઘેર લઇ જજે." એટલું કહેતાંકને માજી અદૃશ્ય થઇ ગયાં. બાઇ જુએ તો કોઇ નહિ.

એ ખુશી થતી ઉઠી. રમતું બાળક એણે ગોદમાં લીધું, અને વ્હાલભર્યું ચુંબન કરી એ પાછી વળી. અને સહુ ઉપર ઉપકાર કરતી એ માજીનો આશિર્વાદ મેળવી ભોળા હૃદયની રમણી પુષ્કળ ધન લઇ ઘેર આવી. પણ સહુથી પુષ્કળ ધન એ જે લાવી તે તો તેનો 'બાળક—બેટડો' હતો. માતાનું સાચું ધન તેનો પુત્ર જ ગણાય.

---

## (૧૩) શીતળા–૨

" લ્યો શી...ત...ળા ! શી...ત...ળા ! લ્યો...શી...ત...ળા ...ઓ...!" માથે દાણાનો સુંડલો લઇ માળણ શીતળા વેચવા નીકળી હતી, તેણે બૂમ મારી.

" લાવો...!" એક ઘરમાંથી અવાજ આવ્યો.

" ક્યાં લાવું ?" માળણે પ્રશ્ન પૂછ્યો. માગનાર તરફ એની આતુર દૃષ્ટિ ફરી.

" એ...અહીં લાવ." એક બાઇએ ઉંબરામાં આવી માળણને બોલાવી.

માળણે આવી સુંડલો મૂક્યો. એ નીચે બેઠી અને જેમ બોર વેચનારીઓ આવી બૈરાંઓ વચ્ચે પથારો નાખી બેસે છે, એમ એ બેઠી અને આજુબાજુ ધીમે ધીમે સ્ત્રીમંડળ ભરાયું.

"કેમ, આપે છે, બાઇ ? " એકે પૂછયું.

" દાણાના. " નીખાલસભાવે એણે ઉત્તર વાળ્યો.

"કેટલા દાણા ?" બીજીએ પૂછયું.

" સુપડું ભરીને ! "

અને સાંભળતાં જ કેટલીક મોઢું મચકોડયું.

આ બીચારી ભોળી બાઇ એમાંનું કાંઇ ન સમજી. એ તો ઉઠી ને સુપડું ભરી ધઉં લાવી ને ઘણી જ આસ્થાથી બાઇએ શીતળા લીધા.

ગરીબ સ્થિતિ અને ધણી માંડ માંડ રળીને પૂરૂં કરે. અધુરામાં પૂરૂં છોકરાં પણ ઘણાં ! એને ઘેર પુત્ર-ધનની વિપુલતા હતી, અને લક્ષ્મીદેવીએ તો રૂસણાં લીધાં હતાં. મહા મહેનતે મજુરી કરી એ કમાઇ લાવતો અને આ બાઇ ભોળી હોવાથી સ્ત્રીઓ-આડોશી પાડોશી આવી મીઠું મીઠું બોલી એને છેતરી જતી અને ઘરમાં હંમેશાં ઝગડો થતો. કેટલીક અદેખી બાઇઓ તો ગાંડે ભાથાં બાંધી સામા બજારે જઇને તેના વરને કંઈ કંઈ કહી આવતી, અને તેમને એવા ઝગડા જોવામાં બહુ આનંદ આવતો. બીચારી એ માર ખાઈ વીમાસતી.

" અરે, રામબાઇ ! સાંભળ્યું ને ?" એકે પેલી બાઇના ધણીને સાંજે ઘેર આવતો જોઇ બીજીને કહ્યું.

" શું ! " જાણે જાણતી જ ન હોય એમ એણે પૂછયું.

" આ ધરમશીની વહુએ શીતળા લીધા."

" કાલે શીતળા સાતમ છે ને ? "

"હા. તેમાં જ તો !"

"શું આપ્યું ?"

"સુપડું ભરીને ઘઉં ! બીજું તે શું આપે ?" અને તેણે હાથ લાંબા કર્યાં.

"અરર......ગરીબ બિચારો મજુરી કરીને મરી જાય છે, અને એ બેઠી બેઠી આમ ઉડાડે. આમ તે ઘર શે પહોંચે ?" આમ કહીને એ ઘરમાં ચાલી ગઇ.

બાઇના ધણીએ ઘેર જતાં જતાં આ સઘળું કાનોકાન સાંભળ્યું. સાંજે મજુરીથી થાકી લોથપોથ થઇ એ આવતો હતો. આશ્વાસનના એ શબ્દોને બદલે એના હૃદયમાં આ ઇર્ષાના શબ્દોએ વિષ રેડ્યું. સ્ત્રીના ઉડાઉપણાથી એ તપી ગયો. એનું લોહી ઉકળી ગયું. એ ધ્રુજતા શરીરે ઘેર આવ્યો. ભૂખ્યા માણસને ક્રોધ જલદી વ્યાપે છે.

બાઇ બેઠી હતી. એણે ઘઉં તો માળણને આપી દીધા હતા. શું રાંધે ? છોકરાં ભૂખે ટળવળતાં હતાં. અભણ–અજ્ઞાન બાઇ બીચારી હવે સજળ નયને વિચારી રહી હતી. 'સાંજે શું ખાશું ?' એ પ્રશ્ન એને ગુંગળાવતો હતો અને એનું હૈયું ઝીણી મુંઝવણથી રીબાતું હતું.

એણે પોતાના ધણીને આવતો જોયો, પણ બોલી નહિ. હંમેશ કરતાં આજ વાતાવરણ જુદું હતું. એના ચ્હેરા ઉપર હંમેશનું હાસ્ય અને સ્ફૂર્તિ નહતાં. દરરોજનું આનંદી વાતાવરણ એણે ન જોયું. એની આંખોમાં અમીને બદલે હળાહળ ક્રોધ એણે નીતરતો જોયો. અને એ ધ્રુજી ઉઠી. બળ્યોઝળ્યો, ઉશ્કેરાએલો એ આવ્યો. પાણી પીવાનું માગવાને બદલે એણે તરત જ પૂછ્યું, "શું રાંધ્યું ?"

"કાંઇ નહિ." શાન્તિથી એણે જવાબ આપ્યો.

" કાં ? " એના ગુસ્સાને ઉત્તેજન મળ્યું, અને ધુંધવાતા અગ્નીમાં ઘી હોમાતાં ભડકો થઇ જવાળાઓ નીકળે એમ ગુસ્સામાં એના હોઠ ધ્રુજી ઉઠ્યા, અને એના એકેએક શબ્દમાં વરાળો ઉડતી એણે જોઇ. એ શાન્ત ઉભી રહી.

" કેમ રાંધ્યું નથી ? "

" મ્હેં તો શીતળા........" મહા મુશ્કેલીએ એ બોલી.

અને વાક્ય પુરૂં થાય તે પહેલાં તો તેણે પાસે પડેલી લાકડી લીધી. અભણ અજ્ઞાન ધણીએ આ ગરીબ બાઇને ખૂબ મારી. એક જ ઘાએ કેડનો રાંધો ખેડવી નાખ્યો, અને બળ્યોઝળ્યો, થાકેલોપાકેલો, એ ભૂખ્યો ને તરસ્યો બારણું બંધ કરીને સૂતો. સવારનું થોડું વધેલું હતું તે ખાઇને ધાકમાં ને ધાકમાં છોકરાંઓ પથારીમાં છૂપાઇ ગયાં. મારથી રીબાતી બાઇ ખાટલે પડી. એના આખા શરીરે કાળી કળતર થતી હતી.

ત્યાં તો થોડીવારે શીતળાને વાચા થઇ: " બ્હેન ! બાઇ, મારે જાજરૂ જવું છે. "

" બેસ, બાઇ કુળીમાં. હું તો ઉઠી નહિ શકું. " અને એ મહા મુશ્કેલીયે સળવળીને પડખું ફરી.

વળી ઘડી પછી ફરી એનું એ.

એમ આખા ઘરમાં એ જાજરૂ ગઇ. ભોળી બાઇ મારથી પીડાતી હતી, એથી એને એ દાદવની શીતળા કેમ બોલી તેનુંય ભાન ન હતું. એને તો ' અંધા આગળ આરસી ' જેવું હતું. પણ ભોળાની પરમેશ્વર દયા જાણે છે ને !

સવારમાં બાઇને પીડા ઓછી થઇ. કળતર જરા મોળી પડી

ધાકની મારી એ ઉઠી. એણે ધાર્યું કે એના (એના ધણીના) ઉઠયા પહેલાં આ બધું સાફ કરી નાખું, નહિં તો વળી ફરીથી માર ખાવો પડશે. પણ ઉઠીને જૂએ તો એણે કાંઇક નવું જ જોયું.

આશ્ચર્યમાં એના મોઢામાંથી સીત્કાર નીકળી ગયો. એની આંખો તાકી રહી. અને જેમ નિર્ધનને પૈસાનો ઢગલો જોઇ ચિત્ત-ભ્રમ થઇ જાય છે તેમ એને થઇ ગયું. એ દોડી પેલી શીતળા પાસે. એ એનો મર્મ હવે સમજી. પણ જઇને જૂએ તો શીતળા ક્યાંઇ ન મળે. ઘરમાં, રસોડામાં, ખૂણે ખાંચરે એ ફરી વળી, પણ શીતળા ન જડયાં. જ્યાં જૂએ ત્યાં સોનું ને સોનું જ પડેલું.

સવારમાં એ હર્ષભરી ધણીને જગાડવા દોડી. જે સ્ત્રી પહોર દિવસ ચડયે ઉઠે, તેને આજે જગાડવા આવેલી જોઇને એના ધણીને આશ્ચર્ય થયું. પણ સોનાનું નામ સાંભળતાં એ કુદ્યો. ઉઠીને જ્યાં જુએ ત્યાં પીળું ને પીળું જ.

પળવારમાં તો શેરીમાં વાત પહોંચી ગઇ. ગામ ને પોળ, નદી ને તળાવ, વાવ ને કુવો, જ્યાં જૂઓ ત્યાં એની એ વાત. બસ શીતળા શીતળા ! ને શીતળાની જ વાત ! લોકોને વાતનો વિષય વધ્યો. વાયે વાત ફેલાઇ ગઇ.

"અલી સાંભળ્યું કે!" ઇર્ષાથી બળી જતી પેલી પાડોશણે શરમાતાં બીજીને કહ્યું.

"શું?"

"આ પેલી...ને...તો......શીતળા ફળ્યાં." અને એના હૈયામાં ઇર્ષાની આગ ભભૂકી.

"ફળે જ ને ! બીચારી કેટલી આસ્થાળુ છે. ઘરમાં ખાવાનું નહતું

છતાંય શીતળા લીધા. શીતળા એના સામું તો જુએ કે નહિ? ” એટલી જ ઠંડકથી બીજીએ જવાબ વાળ્યો.

“ હા. આપણેય તે આવતે વર્ષે તો લેવા છે. ” ઇર્ષાથી બળતી તે બાઇએ પોતાનો ભાવી મનોરથ સંભળાવ્યો.

“ લેજે ને બાઇ. ” અને એ તો ચાલી ગઇ.

* * *

બીજે વર્ષે રાંધણછઠ આવી ને માળણ શીતળા વેચવા નીકળી.

“ શી...ત...ળા ! લ્યો...શી...ત...ળા ! ” મીઠાશવાળી હલકથી એણે સાદ પાડયો.

“ લા...વ્યો...” જાણે મશ્કરી કરતી હોય એમ કહેતીકને એ બાઇ નીકળી. એણે શીતળા લીધા. અને કેમ કરવું તે બધું પોતાના ધણીને શીખવ્યું.

એનો ધણી બીચારો એના દમામથી દબાતો. કર્યું કારવ્યું બધું આ બાઇનું જ થતું. જેમ એ કહે તેમ કર્યા વગર એને છુટકો જ નહતો.

એ શીખવ્યા પ્રમાણે બહાર ગયો અને બરાબર સંધ્યા વખતે ઝાલરના ડંકા પડયે એ પાછો આવ્યો. હાથમાં શીશમનો ઘડાવેલો ડંડો હતો. એનામાં ગુસ્સો ન હતો. એ તો આજ્ઞાંકિત નોકરની પેઠે પાછો આવ્યો અને જેમ ગોખણીયો વિદ્યાર્થી ગોખેલો પાઠ કડકડાટ બોલી જાય એમ ઘેર આવી ગોખાવેલા શબ્દો બોલી ગયો.

“ શું રાંધ્યું છે ? ”

“ કાંઇ નથી રાંધ્યું ! ” રીસમાં જેમ બોલે તેમ કૃત્રિમ તોરમાં એ બોલી.

“ કાં ? ” શાંત હૃદયે એ બોલ્યો.

" મ્હેં તો ઘઉંના શીતળા લીધા." કાલપણાના શબ્દો બાઇએ ઉચ્ચાર્યાં.

ત્યાં તો લાલ આંખો એણે જોઇ. એ ધ્રુજી ઉઠયો. જાણે ગુન્હામાં આવેલો ગુલામ! એણે શીતળાને બદલે સાક્ષાત્ મહાકાળી પધારેલાં જોયાં. એણે હાથ જોડયા.

" આટલુંય ભાન નથી? તમને શું કહ્યું હતું? શીખવીને મારી જીભ તુટી ગઇ, પણ એ ભગવાન તો એના એ! બોગ છે મારા તે તમારે પાને પડી." એની આંખોમાં ખોટાં અશ્રુ આવ્યાં.

" ભૂલી ગયો. લ્યો મારૂં છું."

" હાં, તો ઠીક." સંતોષ થતો હોય અને જાણે માર ખાવાની ઇચ્છા જ હોય એમ એણે કેડ ધરી.

આજ્ઞાંકિત નોકરની પેઠે એણે ડંડો ઉપાડયો અને માર્યો એની કેડ ઉપર. નાજુક શરીર ગુસ્સો અને અદેખાઇથી બળતું ઝળતું સોટા જેવું પાતળું થઈ ગયું હતું, એ આજ ધણીનો ધોકો સહન કરી શકયું નહિ. કેડનું હાડકું ભાંગી ગયું, અને એ ઢસડાતી ઢસડાતી આગળ ધસી. એના ધણીએ ઢોલીયો ઢાળી ઉપર મણ રૂનું ગાદલું નાખી આપ્યું અને સોનાની આશાએ સોનાનાં સ્વપ્નાં જોતી એ હળદર ચોપડીને ખાટલે સુતી. પતિએ બે ઘડી આસનાવાસના કરી અને એના કહેવા મુજબ એ ઘરમાં જઇને સુતો.

અર્ધીક રાત થઈ, પણ શીતળાને તો વાચા ન થઇ. એટલે બાઇનો જીવ તલપાપડ થવા લાગ્યો. એને પોતાનાં બારે વહાણુ ડૂબતાં દેખાયાં. ઘઉં ગયા અને ઉપર માર ખાધો તે જુદો એમ એ વિમાસવા

લાગી, પણ એણે હિંમત લાવીને છેવટે શીતળાને પૂછ્યું. ધીરજને પણ અવધી હોયને !

"બાઈ શીતળા, તારે જાજરૂ જવું નથી?" એના શબ્દોમાં આજીજી હતી.

"જવું જ છે તો." મશ્કરી કરતી શીતળાએ જવાબ આપ્યો.

જવાબ મળતાં એનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. પોતાનો પાસો પોબાર પડતો જણાયો. ડૂબતો માણસ થોડે છેટે લાકડું તરતું જુએ અને એને વળગવા ફાંફાં મારવા માંડે એમ આણે શીતળાને વિનવવા માંડી—

"બાઇ, જવું હોય તો બેસ મારા ઘરમાં."

"હમણાં વિચાર નથી. પણ......"

"અરે હમણાં ને પછી તું તારે બેસને." અધિરાઇમાં એણે શબ્દો ઉચ્ચાર્યા અને એ શીતળા ઉઠી.

બાઇના અંતઃકરણ ગર્વ આવ્યો. પોતાની હિકમત પાર પડતી જોઇ એનું હૃદય કુદવા લાગ્યું. લાકડું તરવાનું હાથ આવ્યું, હવે તરીને કાંઠે પહોંચશું એવું સ્વપ્ન એણે અનુભવ્યું.

અને આમ ઘડી ઘડી શીતળાને આ બાઇએ જાજરૂ બેસારી. સવારમાં ખૂબ સોનું મળે એ એના આતુર મનની ઇચ્છા હતી.

ભયંકર રાત્રીમાં તમરાના ગણગણાટની દરકાર કર્યા વગર એ ફાટી આંખે જોઇ રહી હતી. વાદળાંથી છવાએલ આકાશમાં કવચિત નજરે પડતાં ચાંદરણાં એ જોયા કરતી અને કયારે પ્રભાત થાય એની રાહ જોતી એ ખાટલામાં પાસા બદલતી. સોનાના લોભમાં પોતાને થતું દુઃખ એને સાંભરતું નહિ. એના મનમાં તો એક જ

રટણ હતું. બસ સોનું ! સોનું ! સોનું ! ! એને ઘડી ઘડીએ સોનાનાં જ સ્વપ્નાં આવ્યા કરતાં હતાં.

મહામુશીબતે રાત્રીના ચારે પ્રહર પસાર થયા. ચંદ્રનાં આછાં અજવાળાં, મોડી રાત્રે વાદળાં વીખરાવાથી પથરાયાં હતાં, તે સૂર્યની ધાકે ફીક્કાં પડયાં—જેમ બીલ્લીને જોઇ ઉંદર ગભરાઇ જાય તેમ.

ઉંઘવાની તાકાત બાઇમાં ન હતી. એણે ગાળો દઇ પોતાના ધણીને જગાડવા અને સોનું જલદી ભેગું કરી લેવાની ધમકી આપી. પણ સોનાને બદલે જ્યાં જુએ ત્યાં વિષ્ટા જ એણે જોઇ. કપટીને ત્યાં ધૂળ જ હોય ! એણે કપાળે હાથ મૂકયો અને કંકાસણીના મોઢામાંથી સરસ્વતીનાં વ્હેણ છૂટયાં. પુરૂષ બીચારો શું કરે? એને તો હવે પસ્તાઇને જ રહેવાનું હતું. ભીંતને પણ કાન હોય છે અને પવન વાત લઇ જાય છે, એમ એ વાત પણ ફેલાયા વગર ન રહી. છાની વાત જલદી ફેલાય અને દુર્ગંધ સારી ગંધને પણ ધકકેલી પોતાનો પ્રભાવ બતાવે એમ આ અદેખાઇની વાતે તો મોટું સ્વરૂપ લીધું. રજનું ગજ થઇ જવાથી એને બહાર મોઢું બતાવવું ભારે થઇ પડયું. અન્તે ધીમે ધીમે વાત ઘસાતી ભૂંસાતી ભૂલાઇ ગઇ. પણ એથી શું ? અદેખી બાઇની કેડ ભાંગી તે કાંઇ સાજી થોડી જ થવાની હતી ! એ તો જીંદગીભરની યાદગીરી !

---

# (૧૪) સવાલની કિંમત.

હાથમાં કાગળના કકડા, ચીંથરેહાલ ફકીરી, ખભે ઝોળી અને અંદર એક તુંબડી, હાથમાં જાડીશી ડાંગ ને પગે ઉઘાડો એવો એક ફકીર મોટા ચોક વચ્ચે ઉભો ઉભો રાડો પાડતો હતો.

ગામના ઘણા માણસો સાંભળતા. કોઇની છાતી, એના કહેવા પ્રમાણે એક ચીઠીના એક હજાર રૂપીઆ આપવાની ચાલતી નહોતી. તેણે બીજે ચકલે મુકામ નાખ્યો. એમ આખું ગામ રખડયો પણ કોઈ એની ચીઠીને ખરીદનાર માઈનો પુત્ર ન મળ્યો. ભલભલા શેઠ શાહુકારોના બંગલે પણ ધક્કા એ ફકીર ખાઇ આવ્યો.

વ્યાજખાઉ વાણીઆ કાગળની કાપલીના એક હજાર રૂપીઆ આપે ! ફકીર નીરાશ થઇ ગયો. એના મોઢા ઉપર ઝાંખપ છવાઇ હતી. એ ફકીરને આઠ આઠ દિવસના કડાકા હતા.

ઘણા માણસો એને ખાવાનું આપતા પણ એ ન ખાતો. પાસે ઉભેલાં છોકરાંને અને બીજા કોઈ ગરીબોને એ બધું આપી દેતો.

આખરે એણે આશા છોડી અને નિરાશ થઇ એક ઓટલા ઉપર બેઠો.

સામે ઝરૂખામાં એક યુવાન ઉભો હતો, એ આ ફકીરની ગાંડા જેવી સ્થિતિ જોતો એકી નજરે એને નિહાળી રહ્યો હતો. એના પવિત્ર હૃદયમાં કરૂણાએ વાસો કીધો. એ લક્ષાધિપતિનો પુત્ર નીચે આવ્યો ને ફકીરને પગે લાગ્યો.

" સાંઇબાવા ! મારે ત્યાં પધારોઃ ભીક્ષા લ્યો. "

" બચ્ચા ! ભીક્ષાને માટે મારે 'પણ' છે. મારી પાસે પાંચ વચનોની પાંચ ચીઠ્ઠીઓ છે. એ પાંચે ચીઠ્ઠીઓ કોઇ ખરીદે તો જ મારાથી ખવાય. " ગૃહસ્થના પુત્રને એથી નવાઇ લાગી.

" કાંઇ ફીકર નહિ. એની શી કિંમત છે ? "

" બચ્ચા ! કિંમત પૂછે છે ? એ તારૂં ગજું નહિ. મોટા મોટા શેઠ શાહુકારોમાં ઘુમ્યો, આખું શહેર ફરી વળ્યો, પણ કોઇએ એની કિંમત આપવા હામ ભીડી નથી. બચ્ચા તારૂં ગજું નહિ. મારે નશીબે ખાવાનું લખ્યું હશે તો એનો ખરીદનાર મને મળી રહેશે. "

" પણ કિંમત તો કહો ! "

" એક એક હજાર રૂપીઆ દરેક સવાલના. "

કિંમત સાંભળી એ યુવાન ફકીર સામે તાકી રહ્યો. એને નવાઇ થઈ. એવા તે કેવા સવાલ હશે કે એની કિંમત હજાર રૂપીઆ ! એ મુંઝાયો, પણ એને તો એ જોવાનું કુતુહળ થયું.

" કાંઇ ફીકર નહિ, લાવો એ સવાલ. "

સાંઇએ એ ચીઠ્ઠીઓ શેઠના પુત્રના હાથમાં આપી. પાંચેની કિંમતના પાંચ હજાર રૂપીઆ લઇને તે રસ્તે પડયો. સાંઇને પ્રભુએ એ શેઠપુત્ર ભેટાડયો.

શેઠના પુત્રે ચીઠ્ઠીઓ ઉઘાડી જોઇ તો એ દરેકમાં જુદું જુદું લખ્યું હતું કે:—

'રગાઉનો બાપ'

'અંતઃકરણ બળે માતનું'

'છતની બહેન'

' અછતનો દોસ્ત'

' જાગે તે જીવે ને ઉંઘે તે મરે'

આ જોઈ છોકરો નવાઇ પામ્યો. એને લાગ્યું કે આની કિંમત પાંચ હજાર રૂપીઆ બહુ છે. પણ એમાં શો ચમત્કાર હશે એ જોવા એણે નિશ્ચય કર્યો.

( ૨ )

" બેટા ! સિલકમાં રૂપીઆ પાંચ હજર ઘટે છે. તેં કોઇને આપ્યા છે ? "

" હા બાપુ, મેં એના પાંચ સવાલ ખરીદ્યા છે."

" સવાલ શેના ? " શેઠ તાડુક્યા.

સવાલની ચિટ્ઠીઓ યુવાને પિતાની આગળ ધરી. ગુસ્સામાં શેઠે ચિટ્ઠીઓ ફેંકી દીધી. એમની આંખો લાલચોળ બની ગઇ ને આખું શરીર ધ્રુજી ઉઠ્યું.

"નકામા ! રળવું નહિ, કમાવું નહિ ને રૂપીઆ ઉડાવવા ? શો નવલશા હીરજી થઇ બેઠો છે ! ભીખ માગીશ ભીખ ! "

"બાપુ એમાં ગુસ્સે શામાટે થાઓ છો ?"

" અરે ગુસ્સાવાળા. નીકળ મારા ઘરમાંથી. તું મારો દીકરો જ આજથી નહિ."

બાપનો હુકમ એણે માથે ચડાવ્યો. એ ચાલ્યો; માતાને પગે લાગ્યો.

" મા હું ચરણે મારું મસ્તક ધરું છું. મને વિદાય આપો. "

" કાં બેટા ! " માએ વહાલભર્યા અવાજે પૂછ્યું.

" મારા બાપુએ મને દેશવટો દીધો."

મા જોઇ રહી. એનું પુત્રસ્નેહમાં દ્રવતું હૃદય ખળભળી ઉઠયું. એ દ્રવી ગયું. આંખોમાંથી શ્રાવણ ભાદરવો ચાલી નીકળ્યો. ખળખળ મોતીની શેરો તુટતાં મોતી ખરી પડે તેમ અશ્રુઓએ તેના પાલવનો છેડો ભીંજવ્યો.

પુત્ર ચાલ્યો નીકળ્યો. માએ ઘણુંએ કલ્પાંત કર્યું, પણ પિતાનું કહેવું ન ઉથાપનાર પુત્ર તો પિતાની આજ્ઞા શિરસાવંદ્ય માનીને ઘેરથી ચાલ્યો ગયો.

( ૩ )

ઘોર અરણ્યમાં એક મુસાફર ચાલ્યો જાય છે. નથી પાસે પાણી પીવા લોટો કે નથી તાપથી બચવા છત્રી. પગમાંના જોડા પણ કાંટા ને કાંકરામાં ચાલવાથી લગભગ ફાટી ગયા છે. ઘણા દિવસની ભૂખને લીધે તેનું કોમળ મુખ કરમાઇ ગયું છે.

એનાં કપડાં મેલાં થયાં છે. એના ચહેરા તરફ જોતાં સહજ જણાય છે કે એણે આગળ સારા દિવસ જોયા હોય. એને અકાળે વૃદ્ધત્વ આવેલું તરવરતું હતું.

તરસથી એનો કંઠ સોસાતો હતો. એ બળબળતા અરણ્યમાં ઝાડ પણ ન હતાં. ચોકખું રણ જેવું. નીચે ધગધગતી રેતી ને ઉપર વરાળો નાખતાં કિરણો. આસપાસથી વાતી લુ, એને થાકમાં બેભાન બનાવવા માટે પૂરતી હતી.

થોડે છેટે એણે છાંયડો જોયો. એ ત્યાં ગયો, વિશ્રાંતી લીધી ને ચાલ્યો. એ તૃષાતુર થયો હતો ને ઝાંઝવાના જળ દેખાયાં, એ દોડયો, પણ ત્યાં પાણી ન મળ્યું.

રસ્તામાં એક સંઘાથ મળ્યો. એણે પોતાની પાસેથી થોડું

પાણી પાયું. મધ્ય દરીએ ડૂબતાને તારનાર મછવો મળ્યો હોય એમ એને લાગ્યું. એ એને પગે પડયો, કરગર્યો.

એ યાત્રાળુએ એને પાસેના ગામ તરફને રસ્તે ચડાવ્યો. એ ગામ તે એની બ્હેનનું જ હતું. સેંકડો ગાઉની મુસાફરી કરી એ આવ્યો હતો. ચીંથરેહાલ હતો. એના ચહેરામાં ઘણોય ફેરફાર થઇ ગયો હતો.

ગામમાં જતાં એને લજ્જા ઉત્પન્ન થઇ. એ ગામના પાદરે એક ઝાડના નીચે વિસામો લેવા બેઠો. થાકને લીધે એનું આખું અંગ કળતું હતું. એ ભાગ્યનો વિચાર કરતો આડે પડખે થયો.

ઝાડની શીતળ છાંયડી ને ઠંડો પવન એ એને અત્યારે રાજ-મહેલની સાહ્યબી જેટલું સુખ આપતાં હતાં. એને જરા ડોલું આવ્યું અને એ સૂઇ ગયો.

પાંચ વાગ્યા. પાસે થઇને જતા માણસોની અવર જવરના અવાજો-એ એની નિદ્રામાં ખલેલ પાડી. એ ઉઠયો. કુવા પર મોઢું ધોવા ગયો.

"બ્હેન, જરા પાણી પાશો !" પાસેના કુવા પર પનીઆરીઓની ઠઠ જામી હતી. પાણી ભરીને ઘેર જવાની ઉતાવળે કોઇ નવરું ન હતું, એનું કોઇએ સાંભળ્યું નહિ ને કેટલીક વાતોમાં હતી; કેટલીક જટ પાણી ખેંચવાની હરીફાઇમાં હતી. કેટલીક અભડાવાની બીકે ચોતરફ ચીવટ રાખતી પાણી ખેંચતી હતી. કુવા પર ખૂબ મેદની જામી હતી. ગરીબ દેખાતા આ યુવાને ફરી બૂમ પાડી,

"બહેન ! બહુ તરશ લાગી છે. પાણી પાશો ?" એ રડવા જેવો થઇ ગયો. એક બાઇને દયા આવી. એણે પૂછ્યું,

"ભાઇ, ક્યાં રહેવું ? કેવા છો ?"

"બહેન ! છું તો વાણીયો. ને રહેવું તો ઘણે દૂર !" પોતાની ગરીબાઇથી એને ઓછું આવ્યું. એની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં.

એક સ્ત્રીનું કોમળ હૃદય દ્રવી ગયું. એ જોઇ રહી. બીજી સ્ત્રીઓનું ધ્યાન એ તરફ ખેંચાયું.

"આંહી ક્યાંથી આવી ચઢયા ? જણાવ છો તો કોઈ રાજકુંવર જેવા ! આવી હાલત તમારી કેમ થઇ ? તમારૂં તાલકું કેવું ઝગે છે ?" એકે દયા લાવતાં આશ્વાસન સાથે ધીમેથી પૂછયું.

"બ્હેન ! હું બોલી શકતો નથી. મારૂં હૃદય ભરાઇ જાય છે. મારે ઘેર લાખોની મિલ્કત હતી, પણ ભાગ્યે દગો દીધો. સઘળું ગુમાવ્યું."

"ભાઇ, નસીબ છે. આજે ગયું તો કાલે સાંપડશે."

"હોય, બાઇ ! પણ આ ગામમાં મારી એક બહેન છે, એને મારે મળવું છે."

"એ કોણ ?"

"ચંપા."

"કોઇ હશે." કોઇ ન ઓળખી શકયું. મોટું શહેર—ક્યાંથી ઓળખે.

ચંપા પાસે જ પાણી ભરતી હતી. એણે એને જોયો. તે ઓળખી શકી ન હતી, પણ પોતાનું નામ સાંભળતાં એને ઝાંખું ઝાંખું કંઇ સમજાયું. એ એના ગરીબ દેખાવના ભાઇથી શરમાઇ. પનીઆરીઓની ભીડમાંથી એ ખસી.

યુવાન પણ પાણી પી, પોતાનાં કપડાં ઉપરની ધૂળ ખખેરી ગામમાં જવા તૈયાર થયો. બહેન ભાઇ પાસે આવી ને બોલી,

"ભાઇ !"

"કોણ બહેન ?"

"હા, ભાઇ. પણ આમ કેમ ?"

"સઘળું બળી ગયું. બાપા અને બા ભીખ માગી ખાય છે. મને થયું કે બહેન પાસેથી કંઇ લઇ આવું." એણે ગાડું ગબડાવ્યું.

બહેનને લજ્જા આવી કે એ ગામમાં ન આવે તો સારું.

"ભાઈ, ઘેર ન આવીશ. તું અહીં બેશ. હું આવું છું."

ભાઇ ત્યાંજ બેઠો.

બહેન ઘેરથી ટાઢી રોટલી ને શાક બેડામાં ઘાલીને લાવી. ભાઇએ એ લીધું. એ સમજી ગયો. બહેન પાણી ભરવા ગઇ. ભાઈ રસ્તે પડયો. એણે જોયું કે બહેન આવી સ્થિતિમાં પોતાની બહેન થવા ખુશી નથી. જે બહેન મને ઠેસ વાગતી તો ખમ્મા કહેતી, મારો પગ ઝાલીને બેસતી, પોતાનું ચીર ફાડીને બાંધતી, હું આગળ મોટા ઠાઠમાઠ સાથે આવતો ત્યારે મારૂં સામૈયું થતું, એજ બહેન આજે મને પોતાને ઘેર લઇ જવા પણ ખુશી નથી. એને લજ્જા આવી. ભાઇને આશ્વાસનના બે શબ્દો કહેવામાં પણ એને શરમ આવી. એને બહેન ઉપર તીરસ્કાર આવ્યો. એ ચાલ્યો ગયો.

( ૪ )

સુંદર સરોવરને કાંઠે એક ન્હાનીશી વાટિકા આવી રહી છે. અંદર જાતજાતનાં પુષ્પો ખીલવાથી સુગંધ મ્હેકી રહી છે. પવનની લહેરો એ વાટિકા અને સરોવરના ખળખળતા જળ ઉપર થઇને આવતાં મગજને શાંત કરવા સુગંધમય અને થંડી થઇ ગઇ હોય છે. સંધ્યાનો સમય થયેલો હોવાથી, શહેરસહેલાણીઓ સહેલ કરવા માટે સરોવરને કાંઠે આવી ટોળે મળી ગપ્પાં મારે છે. પૂર્ણિમાનો ચંદ્ર સરોવરના જળ ઉપર પોતાનાં શીતળ કિરણો ફેંકી દોડાદોડ કરતો હોય એમ પાણી ઉપર દેખાય છે. એવામાં પેલો જુવાન શ્રમથી

પગ ઘસડતો આવી સરોવરમાં ઉતરી પાણીમાં પગ ધોવા લાગ્યો. એના મોઢામાંથી અરરૂરૂ થઇ ગયું.

પાસે જ કેટલાક મિત્રોની એક ટોળકી બેઠી હતી. એમના દેખાવ ઉપરથી જણાઇ જતું હતું કે એ શ્રીમંતના પુત્રો હતા. થોડેક છેટે એમના નોકરો હાથમાં ફાનસો લઇને બેઠા હતા.

એ ઝાંખા અંધારામાં આ દુઃખી યુવાનની અરેરાટી તરફ તેમાંના એક યુવાને ધ્યાન આપ્યું. એણે અવાજ ઓળખ્યો. એ ઉઠ્યો અને પેલા પગ ધોતા યુવાનને ગળે બાઝી પડયો.

બીજાઓ જોઇ રહ્યા. એમને નવાઇ થઇ. ગરીબ યુવાન તરફ સહુ એકીટસે તાકી રહ્યા.

યુવાન પુત્રની આંખમાં અશ્રુ હતાં. ગરીબ યુવાન આભો બન્યો. એણે પોતાના મિત્રને ઓળખ્યો. બંને રડયા.

" ભાઇ, આમ કેમ ? "

પેલાએ લલાટ ઉપર આંગળી મુકી.

" પણ આટલું બધું શાથી ? "

" નસીબ છે. " એનું ગળું રૂંધાયું. એ બેસી ગયો.

પેલા યુવાનો–શ્રીમંતપુત્રો–સહુ પાસે આવ્યા. નોકરો પણ આવ્યા. પેલા બંનેની આસપાસ ટોળું વળ્યું. બંને ભેટી–ખૂબ ભેટીને હૃદયનો ભાર હલકો કરવા એક બીજાની છાતી ઉપર ખારા પાણીનો ધોધ વહાવતા હતા. મિત્રોએ બંનેને છાના રાખ્યા, જુદા પાડયા, અને એ કોણ છે, એમ પૂછ્યું.

" મારો દોસ્ત છે. મારા ભાઇ જેવો છે." એને એમ કહેવામાં શરમ ન આવી. એ એને ગાડીમાં બેસાડી પોતાને ઘેર લઇ ગયો.

જમાડી, સારાં કપડાં પહેરાવી એને પોતાની સાથે ગામમાં ફેર-વવા માંડયો. જાણે બંને ભાઇ જ ન હોય, એમ એ બન્ને વર્તતા. કોઇ વાતે ઓછું ન આવવા દે.

પણ એને તો ભાગ્ય અજમાવવું હતું. એક દિવસ તે છાનો-માનો નાઠો.

(૫)

"અરેરે ! મ્હારે એકનો એક દીકરો છે. હવે મ્હારું શું થશે ? હું મારા આંખના તારાને શે મોકલી શકીશ ?" કુંભારની એક ડોશી ખોબે આંસુડે રોતી હતી.

એના પુત્રનો આજે વારો હતો. ગામમાં રાજાની કુંવરીની પાસે ચોકી કરવા જવાનો વારો દરેક શહેરીને માથે આવતો, અને ચોકી કરવા જનાર માણસ કદી સવારે જીવતો પાછો ન આવતો. ડોશીને એકનો એક યુવાન પુત્ર હતો, એની આંખની એ કીકી હતો. ડોશીને આ સંસારમાં તેના વિના બીજું કોઇ ન હતું.

ડોશીનો વિલાપ પેલા યુવાનથી સહન ન થયો. એ શેઠપુત્ર આજે ડોશીને ત્યાં આવી રહ્યો હતો. એ ઉઠયો ને બોલ્યો, "ડોશીમા, રડો નહિ. તમારા પુત્રને બદલે હું જઇશ." આવી દુ:ખી જીંદગી ગાળવી એના કરતાં મરી જવું એણે વધારે ઉત્તમ ગણ્યું, અને એ પણ પારકાના દુઃખને માટે એથી ઉત્તમ મરણ કયું ?

ડોશીના પુત્રને બદલે એ રાજાની કુંવરીની ચોકી કરવા ગયો. પણ એને પેલી ચીઠ્ઠીનું વચન યાદ આવ્યું કે "જાગે તે જીવે, ઉંઘે તે મરે" આથી એ જાગતો બેઠો.

સર્વત્ર શાંત હતું. તમરાંઓના ગણગણાટ થતા. કુતરાઓના

ભસવાના અવાજ એ શાંતીમાં ભગ પાડતા. દૂર છેટે કોઇ ગણિકાના ઘરમાંથી ગાયનના થતા મધુર સરોદોએ પેલા યુવાનનું લક્ષ ખેંચ્યું. એ એકતાર થઇ બેઠો. અચાનક એનું લક્ષ કુંવરીના પલંગ સામું ગયું. એ તાકી રહ્યો. પોતાની પથારીમાં ઉભો થઈ ગયો ને એ કુદીને હિંચકે ચડી ગયો.

કુંવરીના મુખમાંથી સાપે ડોકું કાઢયું. એ ધસ્યો પેલી પથારી તરફ. પથારી ખાલી હતી એટલે એ ગુસ્સે થઇ ફેણ પછાડી તરત જ કુંવરીના મોઢામાં પેસી ગયો.

પ્રભાત થતાં કુંવરી જાગી. એણે પેલા યુવાનને ઉભેલો જોયો. પોતાની પાસે દરેક ચોકીદારનું મડદું એ હંમેશાં જોતી પણ આજે તો ચોકીદાર જીવતો હતો.

બીજે દિવસે પેલા યુવાને જ વારો માગી લીધો. રાજાને પણ એ જીવ્યો એમાં કાંઇ નવાઈ લાગી હતી એથી રાજાએ કબુલ કર્યું.

અંધારી ઘોર રાતમાં માથે દૂધનું કુંડું અને ફૂલની છાબડી, મીઠાની વાટકી અને મોટી છરી લઇ એ યુવાન મહેલે પહોંચ્યો. કુંવરી સુતી. યુવાને ફુલ થોડે થોડે છેટે વેર્યાં, વચ્ચે દુધનું કુંડું મુકયું અને યુવાન હિંચકે બેઠો.

બે રાતના ઉજાગરાએ એને ડોલું આવ્યું, પણ એ ચેત્યો. તરત જ આંગળી કાપી ઉપર મીઠું ભભરાવ્યું. બળતરાનો પાર રહ્યો નહિ. એથી ઉંઘ ઉડી ગઇ.

વખત થયો. કુંવરીનું મોઢું ફાટયું અને સાપે ફેણ માંડી ડોલવા માંડયું. એ પથારી ખાલી જોઇને અંદર જવાની તૈયારી કરતો હતો, તેવામાં ફૂલની સુગંધ અને વચ્ચે દૂધનું કુંડું એણે જોયાં. એ ફુલો ને દોડયો. એણે કુંડામાંનું દૂધ પીધું ને આળોટયો ફુલમાં.

યુવાને સમયસૂચકતા વાપરી, ખીંટીએ ટીંગાડેલી તલવાર એણે હિંચકે બેઠા બેઠા લીધી ને એક જ ઝાટકે સાપના બે કકડા કર્યા. સાપના એ કકડા એણે કંડીયામાં ભરી દીધા.

પ્રભાત થતાં કુંવરી જાગી. એને આજે પોતાની પ્રકૃતિ તદ્દન નિરોગી લાગી. એ પોતાના ઉપકાર કરનાર તરફ સ્નેહની દ્રષ્ટીએ જોઈ રહી. એ એના ઉપર મોહી પડી.

રાજાને ખબર પડી. એ ખુશી થયો અને કુંવરીને એ યુવાન સાથે પરણાવી, પુષ્કળ ધન આપ્યું.

શેઠપુત્ર થોડા દિવસ ત્યાં આનંદ કરી મોટા ઠાઠમાઠ સાથે પોતાના ઘર તરફ આવવા તૈયાર થયો. રાજાએ એને પોતાને ત્યાં રહી, સુખે આનંદવિલાસમાં મહાલવા આગ્રહ કર્યો. પણ એને માતાના હૃદયનું જબરૂં આકર્ષણ થયું હતું. એ તરત જ ઘર તરફ ઉપડયો.

( ૬ )

એણે પેલા મિત્રના ગામને પાદરે આવી પડાવ નાખ્યો. આરબોએ તોપોના બહાર કર્યા. તોપોના ઢુ...ઢુ...ઢુ...ઢુ અવાજે ગામને ગભરાવી દીધું ને સહુ જોવા નીકળ્યું. એ લશ્કર નથી એમ જાણ્યું ત્યારે જ લોકોની ભીતી મટી.

શેઠપુત્રને સંદેશો કહાવ્યો. એ આવ્યો. બંને ભેટયા, અને એના સારા નશીબ માટે અભિનંદન આપ્યું.

થોડા દિવસ રહી એ ઉપડયો બહેનના ગામ તરફ.

બહેનને સંદેશો કહાવ્યો. પોતાનો ભાઇ મોટા ઠાઠમાઠ સાથે આવે છે, એમ જાણી બહેને ખૂબ પૈસો ખર્ચી નગર શણગાર્યું. મોટા ઠાઠમાઠથી ભાઇને સામૈયું કર્યું. ગાજતે વાજતે તેને બહાર તેડવા ગયા.

પણ ભાઇ ગામમાં ન ગયો. એ તો જ્યાં પેલી વખત સુતો હતો તે જ ઝાડ તળે એણે પડાવ નાખ્યો. બહેન રડી, પણ એણે તો ચોકખું જ જોઇ લીધું હતું કે બહેન સારાની સગી છે. અત્યારે મારી પાસે પૈસાની છત છે માટે જ એ બહેન થતી આવી છે.

એ આવ્યો ઘેર. બાપ પુત્રને લેવા માટે હર્ષભેર સામો આવ્યો. એણે પિતાને પગે લાગી અશ્રુઓથી બાપના પગ પલાળ્યા. પિતાએ તેને છાતી સરસો દાબ્યો.

સહુ ઘેર આવ્યા. માતાના ખોળે એણે મસ્તક મૂક્યું. પુત્રવત્સલથી ઘેલી બનેલી માતાને ડૂમો ભરાયો. એનું શરીર સુકાઇ ગયેલું એ યુવાને જોયું. એ સમજ્યો કે માતાનો સ્નેહ એ અમૂલ્ય વસ્તુ છે. ઘણું જીવો મારી બા.

⁘ ⁘ ⁘ ⁘

એક દિવસ શેઠનો પુત્ર ઝરૂખે ઉભો છે. દૂરથી એણે ખભે એક ઝોળીવાળા ફકીરને જોયો. યુવાને એને ઓળખ્યો. એણે હડી કાઢી. એ આવ્યો નીચે અને ફકીરના પગ ઝાલ્યા.

"બાપુ!"

"બચ્ચા!" બંને અવાચક બન્યા.

સાંઇએ ઝોળી આગળ ધરી. અંદર રૂપીઆ હતા.

"બચ્ચા! આ તારા રૂપીઆ. મારા સવાલ પાછા લાવ."

"બાપુ, એ રૂપીઆ તમને રહ્યા."

"નહિ, નહિ." કરતા સાંઈ રૂપીઆનો ઢગલો કરી ચાલ્યા ગયા. શેઠપુત્ર એમની રાહ જુએ છે પણ હજુએ એ સાંઇનો પડછાયો પણ કોઈ જોવા નથી પામ્યું. ક્યાંઇ પત્તો ન લાગ્યો. સહુ કહે છે કે એ તો ફીરસ્તો હતો!

# (૧૫) સંધી—વિગ્રહક.

"દિવાનજી! આપણે ત્યાં વગર કામના માણસો બેઠા બેઠા પગાર ખાતા હોય, એવાને તરત જ રજા આપી દો." મહારાજાએ કચેરીમાં પધારતાં વેંત જ દિવાનને હુકમ ફરમાવી દીધો.

મહારાજા એટલે કાન, બુદ્ધિ નહિ. વિચાર કરવાની ટેવ નહિ. ફક્ત હુકમ કરતાં આવડે. આજે મહારાજાને કોઇએ સંધીપાળક વિષે ચાડી કરી. એને પોતાના રસ્તે આડા આવતા કાંટાસ્વરૂપ સંધીપાળકનું કાસળ કાઢવા યુક્તિ કરી હતી.

"બાપુ! નકામો માણસ રાજ્યની નોકરીમાં કોઇ છે જ ક્યાં?" વૃદ્ધ અને સમજુ–અનુભવી દિવાને દલીલ કરી.

"આ નહિ આપણો સંધીપાળક! એની કંઈ રાજ્યને જરૂર ખરી?" મહારાજાએ અંગુલી નિર્દેષ કરી વૃદ્ધ દિવાનજી પ્રત્યે પોતાનું લોહી ઝરતી આંખવાળું તેજસ્વી મુખડું, ગુસ્સાની વાદળી સહીત ફેરવ્યું.

"બાપુ, એ શું બોલ્યા? એ તો રાજ્યને અતિ અગત્યનો માણસ છે. એના વગર રાજ્યમાં ઉણપ દેખાય." વૃદ્ધ દિવાનજીએ બે હાથ જોડી, માથું સ્હેજ નમાવી ક્રોધાયમાન રાજવિના ક્રોધ ઉપર પોતાની સહનશીલતા રૂપ વારી છાંટી અનુભવના શબ્દો કહ્યા.

"મ્હેં તો મારી જિંદગીમાં હજુ સુધી રાજ્યમાં એનું કામ પડયાનું જાણ્યું નથી. ફક્ત શોભાના પૂતળા સ્વરૂપ એ રાજ્યને ઉપયોગી હોય તો તમે જાણો. એ તો બેઠો બેઠો પગાર ખાય છે. એના કરતાં બે શૂરવીર યોદ્ધાઓને રાખ્યા હોય તો ઉપયોગી નીવડે.

એવા વૃદ્ધ મનુષ્યોને સાંચવી રાખ્યે શો લાભ ?" મહારાજાએ અંતરના ઉદ્દગારો કાઢવા માંડયા.

"આપને એના મહત્વની ખબર જ નથી. એનું કામ હંમેશાં ન પડે, પણ એનો વખત આવ્યે એ ઉપયોગી જણાય. એવાં રત્નો શોધ્યાં ન જડે. ટાણે મળેલું, કટાણે ન સાંપડે. તરસ્યા થઇએ ત્યારે કુવો ખોદવો કામનો શો ? એ વૃદ્ધ થયા છે પણ એની બુદ્ધિ તો વૃદ્ધ થઈ નથી ને ?" દિવાનજી પોતાના અનુભવ પ્રમાણે મહારાજા પાસે દલીલો કરવા લાગ્યા.

"નહિ, નહિ. મને એવા નકામા માણસો રાજ્યમાં રાખવા પરવડતા નથી. આજે જ એને રજા આપી દ્યો." દિવાનજીની દલીલો એને ગળે ન ઉતરી. રાજહઠને વળગી રહેલ રાજવિએ પોતાનું હુકમ-બાણ છોડયું ને એણે પેલા ભંભેરનાર સરદાર તરફ તીરછી નજર ફેંકી.

પરિણામની રાહ જોતી આતુર બે કીકીઓ એ બધું જોઇ રહી હતી. એના મુખ ઉપર હાસ્ય તરવરતું, અને પોતાની હીકમત પાર પડતી જોઇ એ ગર્વિષ્ટ બન્યે જતો હતો. રાજવિની દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતાં એ નીચું જોઇ ગયો. અને વિચિક્ષણ દિવાન બધી બાજી સમજી ગયો. પુતળા સ્વરૂપ નાચતા રાજાને એણે જોયો.

"બાપુ, એમના નામ પ્રમાણે એમનામાં ગુણ હોય છે. રાજ્યમાં ચાલતી ખટપટોનો એના વિના અંત કોણ લાવે ? એમની બુદ્ધિ વગર સંધી વિગ્રહના પાયા ક્યા રાજ્યમાં નંખાયા છે ?" દિવાનજીએ મક્કમતાથી એની ઉપયોગીતા જાહેર કરી.

"અરે, એમના જેવા રેંદીપેંદી શું ખટપટોનો અંત લાવનાર હતા ! એ તો મુત્સદીઓનું જ કામ." મહારાજાએ તિરસ્કારયુક્ત

હાસ્ય કર્યું, અને દિવાનનું અપમાન થતું જોઇ પેલો સરદાર ઘડી ઘડીમાં પોતાની મૂછોમાં હસતો. તેના મનમાં થતા વિચારોની, કપાળ પર પડતી કરચલીયો ચાડી ખાતી, અને અમાત્ય એ બધું ધ્યાન-પૂર્વક નિહાળતો.

"આપ જેને મુત્સદી ગણતા હો, એમાં એની ગણના કરજો. એ પણ એ મુત્સદીઓનું અંગ જ છે. ભલેને બાહ્ય દૃષ્ટિએ ન દેખાય! ગુણવાનની કદર તો ગુણવાન જ કરે. ઝવેરી વગર હીરાની પારખ કોણ કરવા સમર્થ છે?" દિવાનજીએ તીક્ષ્ણ કાતીલ નજર પેલા સરદાર તરફ ફેંકી. તેથી એ ધ્રુજી ઉઠયો.

"પણ એને મુત્સદીમાં ગણે જ કોણ? ખરા હીરા સાથે ઇમી-ટેશનની સરખામણી કાં કરો! ખરા ઝવેરીની બુદ્ધિ પણ આજે વૃદ્ધ થઈ જણાય છે. સાઠી બુદ્ધિ નાઠી તો નથી ને!" રાજવિએ હસતાં હસતાં મશ્કરી કરી.

"-હોય, બાપુ! ઝવેરી નથી ભૂલતો. વખત આવ્યે તમેય એને મુત્સદી ગણશો. દષ્ટિપડળે આવેલ ઘોર તિમિર, અજવાળું આવતાં ઘડીભર ટકી શકે ખરૂં? આપણે તો એને મુત્સદી ગણીએ." મક્કમતા અને દૃઢ નિશ્ચયથી દિવાનજી ચીપીચીપીને બોલતા. એમનું વૃદ્ધ પણ હજુ ખખડધજ શરીર સ્થીરતાથી પોતાનું સૌર્ય, અને દઢાગ્રહ જાહેર કરતું હતું,

"ના, હું નહિ ગણું." મહારાજાએ આપણે શબ્દમાંથી પોતાને બાદ ગણાવ્યા.

"પણ હું ગણું છું ને! મને આપના રાજ્યમાં એની ખાસ અગત્ય જણાય છે." છેવટના શબ્દો એ ઉચ્ચર્યા.

" તમને જણાતી હશે, મને નહિ. "

" બાપુ, એ તો વખત આવ્યે જણાશે કે વધારે અગત્ય કોને છે. અત્યારે રાજ્યવહિવટ ચાલે છે તેમ ચાલવા દ્યો. "

" નહિ, નહિ. એને તો તરત જ રજા આપી દ્યો. રાજ્ય તો મારૂં છે ને ? ધણીનું કોઈ ધણી ! મારો હુકમ પાળવો પડશે." રાજવિએ રાજહઠ જાહેર કરી. કદાગ્રહ આગળ દલીલ ન ચાલે.

" બાપુ, આપને કોઇએ ભંભેર્યા જણાય છે. પણ આપ તો સાગર કહેવાઓ. સાગર માજા ન મૂકે. આપના વિશાળ દિલમાંનાં એવાં ક્ષુલ્લક મોજાંને દાબી દેવાં જોઇએ. એને ઉભરાયું ન પાલવે. "

" કોણ કહે છે કે હું રાજનીતિ ઉલંઘું છું ? "

" બાપુ, આપ પ્રથમ એની પરીક્ષા કરી જુઓ. કસોટી વગર કીંમતની ખબર ન પડે. કસોટીમાં એની અગત્ય આપને ન જણાય તો પછી રજા આપજો. સાહસ ન કરો. સાહસથી હર્ષનો નાશ થાય છે. મારી આટલી માગણી કબુલ રાખો. " બાજી હાથમાંથી સરી જતી જોઈ દિવાનજીએ છેલ્લો દાવ ફેંક્યો.

" ભલે. પરીક્ષા કરવાની કોણ ના કહે છે. પણ તે માટે બે માસ કરતાં વધારે મુદત મળી શકશે નહિ. "

" નામદારનો હુકમ." આમ કહીને દિવાનજી પોતાની જગ્યાએ બેઠા ને વિચારવમળમાં એ ડૂબ્યા.

વૃદ્ધ દિવાનજી યુવાન નૃપતિની ઉતાવળથી શેત્રંજનું અવળું ચાલતું પ્યાદું મહામુશીબતે સ્થીર કરી શક્યા. એ અનુભવી દિવાનને સંધીપાળકની કદર હતી. એની અગત્ય રાજ્યમાં જણાતી હતી. પણ ધણીનો કોઇ ધણી છે ! રાજાનો વિશ્વાસ શો ! ગમે ત્યારે ફરે. પણ

અનુભવી સલાહકાર હોય તો જ રાજ્યનો વહીવટ સારી રીતે ચાલે. કુશળ વહાણવટી વગર જહાજ મધ્યદરીએ જ ડૂબે.

( ૨ )

"દાસી, જા સારા બળદ જોડેલાં બે વેલડાં તૈયાર કરવાનો હુકમ દઇ આવ." બાઇએ ઓરડામાંથી બહાર નીકળતાં દાસીને હુકમ કર્યો. એના ચ્હેરા ઉપર ચિંતા હતી. આંખો સુજી હતી અને ઉષ્ણ શ્વાસ ચાલતો હતો. હૃદયના ખળભળાટથી એને બીજી વાતો સાંભળવાનું મન નહતું. એ ઉતાવળે પગલે રડુરડુ થતો ચ્હેરો સંતાડવા બીજા ઓરડે પેઠાં.

" બાઇ, આટલી ઉતાવળે ! " આશ્ચર્યમાં ડૂબી ગયેલી દાસીએ મહામુશીબતે ઉચ્ચાર્યું.

" હા. " દૃઢ સત્તાધારી અવાજ અંદરથી આવ્યો.

" કાંઈ કારણ ? "

" કારણ ? કારણ...... મારે આ રાજ્યમાં ઘડી પણ રહેવું નથી."

" બાઇ...એ...ક..." દાસી, રાણીનું છંછેડાએલી વાઘણ સમું મુખડું જોઇ ધ્રુજી ઉઠી.

" શું ? "

" બાઇ, કારણ..."

" ઘણુંયે. "

દાસી બોલી ન શકી. રાણીને ઓરડો બંધ કરતાં એણે જોઇ, અને કરૂણ હૃદયના પડછંદા પડયા. પણ વિચારવશ થયેલી દાસી એ ન સાંભળી શકી. રાણી આટલી ઉતાવળે રાજ્ય છોડી કેમ ચાલ્યાં જાય છે, એ એને અતિ મહત્વનો પ્રશ્ન લાગ્યો. પણ કારણ ન જડયું.

× × × ×

"મહારાણી !" મહારાજાએ અંતઃપુરમાં પ્રવેશતાં જ જાદુઇ પાસો ફેંકયો.

"જી...."

અને મહારાજા ચૂપ થઇ ગયા. અડધી વાત જીજ્ઞાસુને ટળવળાવે એમ મહારાજાના મૌન્યે મહારાણીના હૃદયમાં ખળભળાટ કરી મૂકયો. કંઇ કંઇ કુશંકાઓ એના હૃદયમાં આવી ને ગઇ. ઉત્પન્ન થતાં લય પામી. એનું મુખડું ઓશીઆળૂં થઇ ગયું. એ એકીટસે વિચારવશ મહારાજાની સ્હામે આતુર નયનો ટકાવી રહી, અને ઓઢણીનો છેડો પોતાની આંગળી વચ્ચે દબાવી રાખ્યો.

"આજે તો આપણા રાજ્ય સંબંધી કાર્યોમાં તમારી સલાહ લેવી છે."

"મ્હારી !" રાણીની આતુર આંખો વધુ ખેંચાઇ.

"હા." રાજાનો મક્કમ સ્વર આવ્યો.

"હું તો રંક દાસી, આપના પગની રજ. મારી બુદ્ધિ તે કેટલીક ! કહે છે ને કે સ્ત્રીની બુદ્ધિ પાનીયે." શરમાતાં એણે પગનો અંગુઠો જમીન ઉપર દાબ્યો ને નીચું જોઇ રહી.

"પણ કોઇ વખત મગજમાંયે ખરી." તરત જ રાજા બોલ્યા, "મદદ તો કરશો ને ?

"મદદ—હું તો આપની સેવા કરવા હાજર છું. શો હુકમ ?" બે હાથ જોડી એ ઉભી થઇ. અને એ યુવાન નૃપતિ ખડ્ ખડ્ હસી પડયો. યુવાન સુંદરી શરમાઈ ગઈ ને એના અંતઃકરણમાં ગણગણાટ થયો.

યુવાનીમાં મસ્ત થયેલી એ તરંગી સુંદરીનું મુખ લજ્જા અને મશ્કરીના પડઘાથી લાલચોળ બની ગયું. મહારાજાએ એ જોયું ને એમણે બાણ છોડયું:—

"રીસાળવાં હૃદય ઘડીઘડીમાં છંછેડાય, એનો વિશ્વાસ શો?"

રાણીને પોતાની ભૂલ જણાઇ. એ શબ્દના પ્રતિધ્વનિ સ્વરૂપ ભાવી દુઃખની એણે કલ્પના કરી, અને તરત જ એ માફી માગતી રડી પડી.

રૂદન એ સ્ત્રીઓનું મહાન હથીયાર છે. નૃપતિ મશ્કરી તજીને મૂળ વાત પર આવ્યા.

"મહારાણી! આજે આપણા રાજ્યના દિવાનજી સાથે એક માણસની પરીક્ષા કરવાનું મ્હેં નક્કી કર્યું છે."

મહારાજાએ ભાર દઇને કહ્યું.

"કસોટી કરવી એ તો જગજૂનો નિયમ છે."

"પણ મારે તો એ માણસને પાછો પાડવો છે." રાજા પોતાની હઠને વળગી રહ્યા.

"નાથ, સોનું હશે તે કસોટીએ ચડશે તો શુદ્ધ જ દેખાશે."

"હા. પણ સોનાની કસોટીને બદલે પત્થર પર સોનું ઘસે તો સોનાની કીંમત ક્યાંથી થાય?"

"તે હશે."

"તેમજ આપણે કરવાનું."

"આપણે?........"

"હા. મારે ને તમારે."

"શું?........" રાણી સાંભળવા ઉત્સુક બની. એની આંખોનાં પોપચાં લંબાઇને સ્થીર થયાં.

"પણ મારે પડખે અડગ રહેશો તો ખરાં ને?" મહારાજાએ કસોટી આદરી.

"આ મારો દેહ, આપનું અર્ધું અંગ નથી?" મક્કમતાથી રાણીએ કસોટી પસાર કરી.

મહારાજાના હૃદયમાં આનંદનો કંપ છૂટયો. પોતાની બાજી સફળ થતી એણે અનુભવી.

"ત્યારે એક કામ કરો."

"શું?"

"તમે મારાથી રીસાયાં હો એવો દેખાવ કરીને તમારે પીયર ચાલ્યાં જાઓ. હું કોઈને તેડવા મોકલું તોય ન આવશો. મારા પંડે આવ્યા સિવાય તમારે મન મ્હોં પણ ન આપવું, અને આવવું પણ નહિ. બોલો તમારાથી આ બનશે?"

"નાથ, એ શું બોલ્યા? તમારો શબ્દ એ મારે તો શિરસાવંદ્ય આજ્ઞા જ ગણવાની હોય. બનવાનું ન બનવાનું કારણ જ નહોય." હૃદયમાં થતો ક્ષોભ છૂપાવી એ બોલી.

"ત્યારે થાવ તૈયાર."

"આજેજ!" અચાનક ગભરાઈ જતાં રાણીથી બોલાઇ જવાયું.

"કેમ બ્હી ગયાં? આબરૂ સાચવી તો શકશો ને?"

"તમારી અને મારી આબરૂ ભેગી જ છે. જુવાનીના મંથનમાં કદિ અમૃત તો કદિ ઝેર પણ નીકળે. ઝેરને જીરવતાં આવડે તો અમર થઇ જવાય. એકલું અમૃત પી અમર થનારમાં પુરૂષાર્થ નથી. એની કીમત હલકી છે. તરંગ એ યુવાનીનું ઝરણું છે. તરંગમાં વિહરતાં યુવાન પોતાનું આત્મબળ સાધે તો જ ભવિષ્યમાં એ પોતાનું સ્થાન મેળવવા ભાગ્યશાળી થાય. આ તમારો પ્રયત્ન એ યુવાનીનો

તરંગ છે, અને તેમાંથી નીકળતું ઝેર જીરવવા હું તૈયાર છું." એ વધુ બોલી ન શકી. અને ઉતાવળે પગલે બહાર નીકળી, દાસીને વેલડાં તૈયાર કરવાનો હુકમ આપતી એ બીજા ઓરડામાં ગઇ. અને ભવિષ્યના પતિ-વિરહના દુઃખના ખ્યાલથી રડી પડાયું.

પ્રેમાળ રાણીએ પતિની આબરૂની ખાતર પોતાના પ્રિયતમનો સહવાસ છોડી વિરહ વેઠવાનું કબુલ્યું. પતિના માન માટે પોતે દુઃખ સહેવા ઇચ્છયું. યુવાન નૃપતિ અનુભવી દિવાનને પાછો પાડવા રાજ્યશેત્રંજ ખેલતો હતો, અને પોતે જોરપર છે એમ માની હર્ષમાં ફૂલાવો હતો. પણ રાણીના હૃદયમાં થતી વિરહવેદના એ ન સમજી શક્યો. એ ઉઠીને બહાર ગયો. પારકાનું દુઃખ જોઇ આપણાં હૃદય કદી દુભાએલાં હોય છે? દુઃખીનું દુઃખ તો દુઃખી જ જાણે: સુખીને તો એ મોજનું સાધન થઇ પડે. પોતાના સ્વાર્થ આગળ રાણીનો અપાતો ભોગ એને ન દેખાયો.

રાણી એકદમ તૈયાર થઇને ગુપચુપ પોતાને પિયરને પંથે પળ્યાં. એ પોતાના દેહને લઇ જતાં હતાં, પણ મન તો અહીં હતું. પ્રેમની કદર કોને હતી કે એ અકથ્ય વિરહવેદનાની સ્મૃતિ થાય!

( ૩ )

"કાં દિવાનજી! મ્હારા હુકમનો શો અમલ કર્યો?" મહારાજાએ દિવાનજીને સ્મૃતિપટે સંધીપાળકની વાત આણી.

"હજુ તો વખત છે ને?" પોતાની બાજીમાં રચ્યાપચ્યા રહેલા અનુભવી દિવાને પ્રત્યુત્તર વાળ્યો.

"તો તે પહેલાં એને એક કામ કરવા દો."

"શું?"

"એ રાણીને તેડી આવે." ને મૂછમાં હસતો યુવાન રાજવિ દિવાન તરફ જોઈ રહ્યો.

"બાપુ, આવા કામમાં એવા માણસો ?"

"હા."

અનુભવી દિવાન સમજી ગયો. એ હુકમ પાછળ એણે કાંઈક હેતુ જોયો. એ ચેતી ગયો. સંધીપાળકને બોલાવી તેણે મહારાણીને તેડી જ આવવાનો હુકમ આપ્યો. એણે વાત ન કહી, પણ બુદ્ધિશાળી સંધીપાળક ચતુર હતો. એને કાને કર્ણુપરંપરાથી વાત આવી હતી કે રાણી રીસાઈને ગયાં છે એટલે સીધી રીતે માન આપવા કરતાં એની મેળે જ આવે એવું કરીએ તો આપણું પરાક્રમ દેખાય, પોતાના રાજ્યનો મોભો સચવાય અને પોતાની પ્રતિષ્ઠા વધે. એવા વિચારો એને આવ્યા. સાથે સાથે નૃપતિના એના માટે બોલાએલા ઉતાવળીઆ શબ્દો પાછા સોંપાય. સહુ પોતપોતાનો દાવ ખેલતા હતા.

* * * *

ઉત્તમ ઘોડીઓ ઉપર સ્વાર થયેલા સંધીપાળક અને તેમના માણસોએ મજલ દરમજલ કુચ કરતા આવીને પોતાના મહારાજાના સાસરાને પાદર પડાવ નાખ્યો. હજારો માણસો અંદર સમાઈ જાય એવો વિશાળ વડ પોતાની શાખારૂપ ભૂજાઓ પ્રસારી ચોતરફ પથરાયો હતો. એની શીતળ છાંયડીમાં તંબુ તણાયા. અને તંબુના નાના બારણામાંથી તંબુમાં બેઠા બેઠા શહેરમાં થતી અવર જવર જોઈ શકાય એવી રીતે સંધીપાળકનો તંબુ રાખવામાં આવ્યો હતો. રાજ્ય દરબારમાં એ અતિથિ ન થયા. પણ દરબારમાં ખબર પડી એટલે રાજ્યઅનુચરોએ દોડતા જઈ અધીકારીઓને ખબર આપી ને તરત જ સઘળો બંદોબસ્ત રાજ્ય તરફથી કરી આપવામાં આવ્યો.

મહારાણીને સંધીપાળકના આગમનની ખબર આપવામાં આવી હતી, પણ રાણી તો જાણે એને ઓળખતાં જ ન હોય એમ, જરાય ભાવ બતાવ્યા સિવાય સાંભળીને માત્ર બેસી રહ્યાં. એ તેડવા આવ્યા છે એમ એમણે તરત જ ધારી લીધું.

બીજે દિવસે સંધીપાળકે ખૂબ રાહ જોઈ. એ ધારતો હતો કે રાણી તેને બોલાવ્યા વગર નહિ રહે. રાજમાતા પોતાનાં પુત્ર-પુત્રી સમાં પ્રજાજનોને બોલાવી વ્હાલથી ખબર અંતર પૂછયા વગર રહે જ નહિ, અને એવી આશામાં એ પોતાના તંબુમાં બેસી રહેલો. સાંજે સૂર્યનારાયણ પોતાની સર્વ કળાઓને સંકેલી પર્વત પછવાડે અદૃશ્ય થતા ચાલ્યા અને તે સાથે સંધીપાળકની આશાનાં કીરણો પણ અદૃશ્ય થઈ ગયાં.

નિશાદેવીને વિદાય કરી તેની પુત્રી ઉષાસુંદરીએ પગલાં પાડયાં. કુકડાઓએ નેકી પોકારી કે તરત જ સંધીપાળક પથારીમાંથી ઉઠી પોતાના નિત્ય ખટકર્મમાં પરોવાયા. પછી નવેક વાગતાં તે રાજમહેલમાં જઇ પહોંચ્યો.

મહારાણી પાસે જઇને એણે ઝૂકી ઝૂકીને સલામ કરી.

અને રાણી તેનો જવાબ વાળવા તૈયાર જ હતી. તેણે પૂછ્યું, "ઓહો ! સંધીપાળક ! તમે ક્યાંથી ?"

"માજી ! હું તો અહીં કાલનો આવ્યો છું."

"તેડવા આવ્યા હશો !" રાણી મર્મમાં બોલી.

"કેમ એમ પૂછવું પડયું માજી ?" નવાઈ પામ્યો હોય એવું બતાવતાં સંધીપાળક બોલ્યો.

"ના, અમથી." સંધીપાળક કાંઇ જાણતો નથી એમ સમજી રાણીએ વાત ચોરી.

"માજી, કાંઇ ........" જાણે બહુ જ દીલગીર થતો હોય એવો દેખાવ કરી એમણે વાતને અડધેથી કાપી.

"શું?........" રાણીને કાંઇ અનિષ્ટની શંકા ગઇ.

"કાંઇ નહિ એ તો........" રાણીની આતુરતા વધી, ને એની આંખો ઝીણી બની.

"પણ છે શું?" અકળાઇ જતી રાણી ગુસ્સામાં મોઢું ફેરવી ઉભી થઇ ગઇ.

"ના, મને માફ કરો. એ તો આ ભૂલીથી ન રહેવાયું તે બોલાઇ જવાયું." જાણે પોતે મહાન અપરાધ કર્યો હોય એમ દેખાવ કરતો એ ધ્રુજી ઉઠયો.

"ભાઇ, મારાથી એ ગુપ્ત છે?" રાણીએ વાત જાણવા સંધીપાળક સાથે બાજી ખેલવા માંડી.

"હા. પણ તમારૂં હેત ભૂલાતું નથી. માજી, શું કરૂં? કહ્યા વગર જીવ માનતો નથી ને કહેવા જીભ ઉપડતી નથી. કહું તો માર્યું જાય ને ન કહું તો........" એણે ડોકું ધૂણાવ્યું.

"તો શું છે? કહી જ નાખોને."

"આપને કાંઇ ખબર જ નથી?"

"ના. હું તો તમે જાણો છો તેમ અહીં જ છું. મને ક્યાંથી ખબર હોય?

"ત્યારે, તમારા ઉપર શોક્ય આવે છે." લાગ જોઇ સંધીપાળકે બાણ છોડયું.

"કોણે કહ્યું?" છંછેડાએલી વાઘણ સમી મહારાણી પોતાની મશ્કરી થતી જોઇ ગુસ્સામાં બબડી ઉઠી.

"આ હું જ. મને તો થયું કે મહારાણી આવાં હેતાળ અને

સદ્‌ગુણી હોવા છતાંય મહારાજા બીજી રાણી પરણે છે કેમ? એ હું તો નથી સમજી શકયો. પણ મારાથી આવું ન જોવાયું. અત્યારે તો જૂની આંખે નવા તમાસા જોવાનો સમય આવ્યો છે, એટલે આપણે તો જાત્રા કરવા નીકળી પડયા છીએ. રસ્તામાં આ ગામને પાદર થઇને નીકળ્યો એટલે થયું કે લાવને મહારાણીને મળતો જાઉં. બાકી તો બીજાું શું? મ્હને એટલું......" અને એણે ઉંડો નિશ્વાસ મુકયો.

રાણી ચમકી. એણે એને દુઃખી થતો જોયો. મશ્કરીની ગંધ એને ઉડી ગઇ, અને એનાં રૂવાં ઉભાં થયાં. એ ચમકી.

"સંધીપાળક, ભાઈ, આ સાચું?" આતુર નયનો આજીજી સાથે વાત સાંભળવા સતે જ થયાં.

"ત્યારે શું જુઠું? આટલી અવસ્થાયે હવે કોને માટે જુઠું બોલું?"

રાણી કાંઇ ન બોલી. એના હૃદયમાં ખળભળાટ મચ્યો. હજારો વિચારો આવ્યા અને સમ્યા. એ ગૂઢ ચિંતામાં ડૂબી ગઇ. એ સંધિ-પાળકને એક દૃષ્ટિએ નીરખી રહી ને એનું માપ કાઢવા તીરછી નજર-થી એના ચ્હેરા ઉપર થતા ભાવ નિહાળ્યા. પણ એ ન પાર પામી શકી. એને વિશ્વાસ બેસતો ગયો.

"વિશ્વાસ ન આવે તો કાંઇ નહિ. મારે શું? હું તો આ ચાલ્યો." ને એ ઉઠીને ઉભો થયો.

"ના, ભાઇ ના. બેસો વાત કરો." બાજી હાથમાંથી સરી જતી જોઇ રાણીએ વાત જાણવા પોતાનું આત્મગૌરવ અને સંકેત વીસાર્યાં. એ નિરાધાર જેવી બનીને વાત સાંભળવા આતુર બની.

"ત્યારે જૂઓ, કાલે કે પરમ દિવસે જ પોંખણાં થશે."

"હું!" અને એ મુંગળાઇ જતી દેખાઇ.

"હા."

"ત્યારે એ અટકાવવાનો કાંઇ ઉપાય?" રાણીની આંખમાંથી અશ્રુબિન્દુ સરી પડયું. એને શોકયની શૂળી ભોંકાવા લાગી. પોતાનું સર્વસ્વ ગુમાવતી હોય એમ એને જણાયું.

"મારા નામની ખબર રાજાજીને પડે તો મને ફાંસી મળે. મારાથી કાંઇ ન કહેવાય. મારાં છોકરાં રઝળી મરે." સંધીપાળક પોતાનો વિજય થતો જોઇ કાંઇક ટટ્ટાર થતો, અધિકારી જેમ ગુન્હેગારની મશ્કરી કરે એમ કરતો રાણીને અકળાવવા લાગ્યો.

"પણ તમારૂં નામ બહાર આવે તો ને?" મરતો માણસ વલખાં મારે એમ એ આજીજી કરવા લાગી.

"સ્ત્રીના પેટમાં વાત ન રહે, ને ભીંદડીના પેટમાં ખીર ખાટી ન થાય, એ કહેવત આપ ક્યાં નથી જાણતાં!"

"એ હું કોઇને નહિ કહું." રાણી મક્કમતાથી બોલી.

"તો કહું."

"હા, કહો."

"સાંભળો. કાલે કે પરમ દિવસે પોંખણાં થવાનાં છે, માટે આજે જ જઇને મહેલમાં તમારો કબજો કરી લ્યો. દાસદાસીઓ બધાં ફરી ગયાં છે તેને તમારાં કરી લ્યો, અને તમે હશો તો તો મહારાજા પણ કાંઇ કરી શકશે નહિ, અને પોંખણાં અટકશે."

"જરૂર." રાણી હર્ષમાં આવી ગઇ.

"ત્યારે કરો ફતેહ!" સંધીપાળકે તેને આશિર્વાદ આપ્યો.

રાણીએ કંઠનું આભરણ ઉતારીને એને આપવા માંડયું ને કહ્યું, "લ્યો આ તો સોપારીનો ટુકડો. બક્ષીસ પછીથી."

"બાઇ તમારા જ પ્રતાપે આ બધું છે ને!" લેતાં લેતાં એ બોલ્યો.

"પણ, મારૂં નામ ન આવે હો!"

"અરે, હોય!" એણે ખાત્રી આપી.

પાસા પોબાર નાખી એ ચાલ્યો ગયો.

"જરૂર એટલા માટે જ મને કહેલું કે મારા કહ્યા કે તેડયા વગર ન આવીશ. મારૂં કોઇ હિતેચ્છુ આવીને મને ખબર આપે અને હું જાઉં તો બાજી બગડી જાય એમ માનીને જ તેમણે આવું ખોટું ખોટું મને સમજાવેલું. પણ સારૂં થજો બીચારા સંધીપાળકનું કે એણે મ્હારૂં બગડતું સુધાર્યું. હવે તો ક્યારે જાઉં ઘેર અને બધા શબ્દો મહારાજને રોકડા કહી સંભળાવું?" આમ રાણી વિચારવમળમાં ગુંચવાઇ પડી રહી.

( ૪ )

"આ શું? કેમ આવતાં રહ્યાં?" મહારાજાએ આશ્ચર્ય સાથે ગુસ્સાની કરડાકીમાં લાલ આંખ કરીને રાણીને પૂછ્યું.

"પૂછ્યા વગર." છંછેડાએલી નાગણી રાફડામાંથી ફુંફાડા મારતી બ્હાર આવે એમ રાણીએ ગુસ્સામાં રોષની જ્વાળાઓ ફેંકી.

"કેમ?"

"અમને કાઢી મુકીને અમારે માથે શોક્યના શૂળ ભોંકવા છે કાં?" અને એ રતુંરતુ ચ્હેરા ઉપર ચડી આવેલા લોહીના ટસીયા દેખાયા.

"શોક્ય શું ને વાતશી?" મહારાજાનો ગુસ્સો આશ્ચર્યમાં ફેરવાઈ ગયો.

"હવે બધું જાણ્યું એ તો!" રાણી રીસાઇ પડયાં.

"પણ છે શું?"

"આ, તમે કાલે નવી રાણીને પરણવાના છો તે." રાણીએ રીસમાં તોર કર્યો.

"કોણ પરણવાનું છે?"

" તમે. બીજું કોણ ?"

" શી તૈયારી ભાળી !" રાજાએ આશ્ચર્યમાં પૂછ્યું.

" ભલેને તમે ન કહો, પણ રાજ્યમાં તમારાં છે એમ મારાંય માણસો છે, હો કે !" રાણીએ પોતાની બહાદુરી દાખવી.

" તેની કોણ ના કહે છે. ભલેને હોય." રાજાએ બેપરવાઇ બતાવી.

" અને તેથી જ હું બચી શકી." સગર્વ એ ટટ્ટાર થઇ.

" શેમાંથી ?"

" શોક્યના સાલમાંથી..." ભાર દઇ એ ચટકો કરતાં બોલી.

રાજા હજુએ ન સમજ્યો.

" કોણે તમને કહ્યું ?"

" આ આપણા સંધીપાળકે." રાણીના પેટમાં વાત ન રહી. સંધીપાળકને તો વાત કહેવડાવી જ હતી. અને નિયમ છે કે જે વાત છૂપાવવી હોય તે વાત જલદી બહાર આવે.

રાજાનાં દૃષ્ટિપડળ ખુલ્યાં. એને યાદ આવ્યું કે સંધીપાળકને તેડવા મોકલ્યો છે, તેણે જ આ બધું કારસ્તાન કર્યું.

અને તરત જ એને ભાન થયું કે આવા માણસો રાજ્યમાં જરૂરનાં તો ખરા જ. એ હસી પડયા. " રાણી સમજ્યાં ?"

" શું ?"

" એ બધું આપણને પાછા પાડવા માટે."

" હેં !"

" હા. આપણે છેતરાયાં."

રાણીને અત્યાર સુધી નહિ સમજાએલું તે સમજાયું. એ પસ્તાવામાં નીચું જોઇ રહી.

"કાં, નીચું જુઓ છો? પુત્ર અને વિદ્યાર્થીથી પરાજય પામવાનું તો સહુએ ઈચ્છે." રાજાએ રાણીનો પસ્તાવો દૂર કર્યો.

*　*　*　*

"કાં મહારાજા! સંધીપાળકની હવે જરૂર છે ખરી કે નહિ?" દિવાનજીએ પ્રવેશતાં પૂછ્યું.

"હા, જરૂર છે. મને ખબર ન હતી, પણ તમારા અનુભવીના શબ્દો સાચા હતા." રાજાએ વૃદ્ધ દિવાન પાસે સત્ય વસ્તુ ઉચ્ચારી, પોતાની યુવાનીનું ઉચ્છૃંખલપણું, રાજહઠ અને દુરાગ્રહપણું દૂર મૂક્યું.

"પોતાની ભૂલ દેખાયા પછી એને તજી દે તે મહાપુરૂષ થવા સરજાયા છે." દિવાનજીએ મહારાજાને નમન કરતાં કહ્યું.

અને હવે તો સંધીપાળકને રજા આપવાની વાત કદીએ મહારાજા કાઢતા નથી.

---

## (૧૬) મિત્ર-ધર્મ.

### ( ૧ )

મિતિઆળામાં હાહાકાર વર્તી રહ્યો હતો. દુકાળથી અનેક મનુષ્યો અને ઢોરો ધાણીની પેઠે મરતાં હતાં. રાજદરબારમાં પણ અન્ન અને ઘાસનો તોટો પડયો. પ્રજા ગામ મૂકીને નાસી જવા લાગી. મિતિઆળાના ધણીને પોતાના રાજકુટુંબના ગુજરાનની ચિંતા પેઠી. "હવે શું થશે?" એ વિચારતાં મિતિઆળાના ધણી વરદાનનું હૃદય કંપી ઉઠયું.

આ વખતે તેને પોતાનો મિત્ર યાદ આવ્યો. તે ગારીયાધારનો

ધણી દાનો. પોતાના કુટુંબ સહિત વરદાન ગારીઆધારમાં દાનાને ઘેર આવી પહોંચ્યો.

"ઓ......હો......હો......હો......ભાઇ વરદાન! તમે ક્યાંથી? પધારો, પધારો. આજે તો આ ગરીબ ભાઇબંધનું આંગણું પવિત્ર કર્યું ને શું!" વરદાનના ઘોડાને ડેલી પાસે આવી ઉભા રહેતા, દાનાની નજર વરદાન ઉપર પડી, અને તરત જ તે પોતાના મિત્રને સામો લેવા માટે દોડ્યો અને હર્ષમાં આવી જઇ ભેટી પડ્યો.

પાછળ જુએ તો વેલડું દીઠું. "અરે આજે તો અમારે ત્યાં સોનાનો સુરજ ઉગ્યો ને શું? અમારાં ભાભીએ પધાર્યાં છે કે શું? પધારો, પધારો, અરે કોઇ છે કે? જાવ, દરબારગઢમાં ખબર કરો." દાનાએ વેલડાને દરબારગઢમાં હાંકી જવા હુકમ કરતાં, આનંદમાં આવી જઇ વરદાનને બાથમાં લઇ આસન ઉપર બેસાડી ખબર અંતર પૂછવા લાગ્યો.

વરદાને સર્વ હકીકત કહી સંભળાવી. તેની આંખમાંથી અશ્રુ સરી પડ્યાં. આ જોઇ દાનો ગળગળો થઇ ગયો ને બોલ્યો, "ભાઇ વરદાન, આ બધું તારૂં જ છે. જો તું જરાય જુદાઇ રાખે તો તને મારા સોગન છે. રે રામ દુવાઇ છે. આ નોકર ચાકર તારા જ છે, અને હું પણ તારો જ નોકર છું."

"અરે એવું બોલો નહિ. અમને આશ્રય આપો છો એ શું ઓછું છે?"

"એવું કહી મને શા માટે શરમાવો છો? હું આમાં શું આપની સેવા કરી શકું છું?"

∴ ∴ ∴ ∴

**બૈરાંઓ હંમેશાં બીજાનો પગ ઘરમાં પેસે એ ઇચ્છતાં નથી.**

પણ દાનાનાં ગુણીયલ પત્ની પોતાના ઘેર મહેમાન આવ્યા જાણી ઘણાં જ હર્ષિત થઇ ગયાં, અને એવાં તો ભાવથી ભેટયાં કે જાણે પોતાની સગી બ્હેન આવી ન હોય!

આખું વર્ષ પસાર થઇ ગયું. પતિ-પત્નીએ મહેમાનોની એવી તો સેવા ઉઠાવી કે તેઓથી પોતાનું ઘર ભૂલાઇ ગયું હતું. ચોમાસું આવ્યું અને સારો વરસાદ પડયો. વરદાને ઘર તરફ જવાની રજા માગી.

દાનો અને તેની પત્ની રડી પડયાં. રજા આપતાં મન દુભાયું. પોતાના સગા ભાઇનો વિયોગ થતો હોય એમ બંનેને લાગ્યું. દુઃખીત હૃદયે બંને જુદા પડયા. વરદાને મિતિઆળા આવી પોતાની જમીન વવરાવી. સર્વ પ્રજા પણ આવી ગઈ હતી. ચોતરફ લીલાલહેર થઈ ગઇ હતી.

( ૨ )

"બાપુ, હવે તો અમે જશું ! અન્ન વિના અમારા કુટુંબના માણુસો દુઃખી થાય છે. ઘાસ વિના ઢોરો મરે છે. અમારાં બાળ-બચ્ચાંની બૂમો હવે અમારાથી નથી સંભળાતી." એક પટેલે આવી બાપુ પાસે પોતાની સ્થિતિ કહી સંભળાવી.

"કેમ, આ કોઠાર છે તે શા કામના છે? જાઓ, દાણા લઇ જાઓ."

"બાપુ ઓણ ક્યાં પાક્યું છે તે કોઠાર ભર્યા હશે? થોડા ઘણા દાણા હશે તે તો રાજકુટુંબને જોશે. અમે તો ગમે ત્યાં મજુરી કરી પેટ ભરશું."

"અરે, અમારી તને શી ચિંતા છે? દાણા લઇ જા."

ખેડુત એક ગાંસડી બાંધી દાણા લઈ ગયો, પણ તે તેને વ્યાજબી

ન લાગ્યું. બીજા દિવસે તે પણ બીજા ખેડુતોની સાથે ગામ મૂકી ચાલી નીકળ્યો.

ગારીયાધાર પ્રગણું ઉજડ થઇ ગયું. ચોકખો દુકાળ ન હતો, થોડું પાકયું હતું, તે જીવડા ખાઇ ગયા. ખડ થયું જ નહિ. દુકાળ તો નહિ પણ દુકાળનો ભાઇ તો ખરો જ. પ્રજા બધી ચાલી ગઇ. રાજદરબારમાં થોડો દાણો હતો તે હોળી આવતાં ખલાસ થયો. રાજદરબારમાં અન્ન વિના અપવાસ થવા લાગ્યા. દરબાર મુંઝાયા. તેવામાં તેમનાં પત્નીએ કહ્યું: " મિતિઆળે જાઓ અને વરદાનભાઈ જો કાંઇ આપે તો લઈ આવો. ત્યાં ઓણ ઘણું પાકયું છે. આપણી પ્રજા પણ તે તરફ ગઇ છે. "

" સારૂં થયું કે તમે મને તે યાદ દેવડાવ્યું. ચાલો કંઇક ભાથું કરી આપો. હું જાઉં. "

" આ અર્ધોશેર લોટ છે, તેનો એક રોટલો કરી દઉં છું. "

" બેસવા માટે ગાડું પણ ન હતું. દાનો ખભે રોટલો નાખી, ભિખારી અવસ્થામાં મિતિઆળા તરફ ચાલી નીકળ્યો.

રસ્તે ચાલતાં વિચાર થયો કે મિતિઆળા તો આ દેખાયું. હજુ તો ઘણોય વખત છે. દિવસે જો હું ગામમાં આવા વેશે જઇશ તો લોકો મારી મશ્કરી કરશે અને છોકરાં પજવશે તે જુદું. માટે જરા અંધારૂં થાય તે પછી જઉં તો ઠીક. એમ ધારી તેણે ગામના પાદરે આવી સાંજ સુધી ત્યાં જ પડયા રહેવાનો વિચાર કર્યો.

( ૩ )

" એલા છોકરા, અહિં આવ. " અંધારામાં એક બાળક ઘોડેસ્વારને એકલો આવતો જોઇ દાનાએ બૂમ મારી.

તેની પાસે એક સુંદર ઘોડી અને પુષ્કળ દાગીના હતા. બાળક માત્ર આઠ કે નવ વર્ષની ઉમ્મરનો હતો. ઘરેણાં જોઇ દાનાની બુદ્ધિ ફરી. "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" થાય એ ન્યાયે તેને પણ લોભ લાગ્યો.

'વરદાન મદદ આપશે કે નહિ! તે મને ઓળખશે કે નહિ.' એવી શંકાઓ તેને થવા માંડી. 'ત્યારે એવી રીતે દીન વદને જઇને માગવા ઉભું રહેવું તેના કરતાં આ બાળકને મારી તેના દાગીના લઇ જાઉં તો મને અહિં કોણ રોકનાર છે!' તરત જ દુષ્ટ વાસનાએ ઘર ઘાલ્યું.

સૂર્યાસ્ત થઇ ગયો હતો. માણસોનો અવરજવર બીલકુલ નહતો. વળી પેલા છોકરા સાથે કોઇ પણ ન હતું. તેથી તેનું વિચાર ન કરતાં ખૂન કરવાનો જ નિશ્ચય કર્યો.

પેલા બાળકને તરત જ તેણે ઘોડી ઉપરથી નીચે નાખ્યો. મોંમાં ડુચો મારીને મારી નાખ્યો. ઘરેણાં કાઢી લઇ તેની પોટલી બાંધી દાનો પોતાને રસ્તે પડયો. સવારનો ભૂખ્યો હતો. માત્ર અર્ધોશેર લોટ પેટમાં ગયો હતો. પણ તે તો મુસાફરીને લઇને પચી ગયો હતો. થાક પણ બહુ જ લાગ્યો હતો. છતાં બીકનો માર્યો તે ગારીયાધાર તરફ ઉતાવળે પગલે વધ્યો.

ઘોડો રખડતો રખડતો ગામ તરફ વળ્યો. ઝાંપામાં પેલા બાળકની સાથે આવેલ નોકર કાના પાસે ઉભો રહ્યો. ઘોડાને એકલો જોઇ કાનાને ફાળ પડી. તે તરત જ દરબારમાં ગયો અને સર્વ હકીકત કહી સંભળાવી. ચોતરફ શોધ થવા લાગી. વરદાનનો એકનો એક પુત્ર ખોવાયો સાંભળી પ્રજાના માણસો કુંવરની શોધમાં નીકળી

પડયા. પ્રજા અને વરદાનને બાપ દિકરાનો નાતો હતો. આખા ગામ-માં હાહાકાર થઇ ગયો હતો.

( ૪ )

વરદાનને પોતાના કુંવરની લાશ નદીની ભેખડોમાંથી મળી આવી. ચોધાર આંસુએ તે રડયો. ઘોડેસ્વારો ખુન કરનારની શોધમાં ચોતરફ નીકળી પડયા. આખા ગામમાં લોહીનાં આંધણુ મૂકાયાં. ચો-તરફ વાતો થવા લાગી કે " વરદાનનો એકનો એક કુંવર બહાર ફરવા ગયો હતો તેને કોઇ લુચ્ચાએ મારી નાખી ઘરેણાં કાઢી લીધાં.' વાત પવન વેગે પ્રસરી ગઇ. આ જાણુ દાનાને કાને માર્ગમાં આવી. તે તરત જ પોતાના માર્ગમાં અટકી પડયો. દુષ્ટ બુદ્ધિએ માર્ગ લીધો એનું ભાન આવતાં જ પોતે કોને મારી નાખ્યો હતો, તેનું સ્મગણુ થયું અને પોતે પશ્ચાતાપ કરતો ત્યાં જ બેસી ગયો. તેની દિલગીરીનો પાર ન રહ્યો. પોતે જેને ઘેર મદદ માગવા આવ્યો હતો, જેના ઉપર પોતાના કુટુંબના ગુજરાનનો આખા વર્ષનો આધાર રાખવાનો હતો, તેનાજ વંશનું નિકંદન કર્યું, એવો વિચાર આવતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. વરદાનને શું મોં બતાવવું એ વિચારે, જમીન માર્ગ આપે તો સમાઇ જવા સુધીના તેને વિચારો આવી ગયા. તે ચોધાર આંસુએ રડયો. વરદાનના છોકરાને માટે પોતાનો જીવ આપવા તૈયાર થયો ને તેના હોશકોશ ઉડી ગયા. આગળ ચાલવાની તેની જરાય હિંમત ન રહી. તેણે વરદાનની તલ-વારથી જ મરવાનો નિશ્ચય કરી, આ ખબર તેને કહ્યા વગર ઘેર ન જવું એવી પ્રતિજ્ઞા કરી. નદીની ભેખડોમાં તે બેસી ગયો.

( ૫ )

શોધ ખોળ કરતો કરતો વરદાન આ તરફ આવ્યો. તેને નજીક

આવતો જોઈ, દાનો તરત જ ઉભો થઈ ગયો અને પાસે આવતાં જ રડી પડયો.

" ભાઇ તું કોણ છે ? શાને રડે છે ?" દાનો કાંઇ બોલી શકયો નહિ. તેણે ઘરેણાની પોટલી આગળ ધરી. ઘરેણાં જોતાં વરદાનનું અંગ ધ્રુજી ઉઠયું. તેનામાં એકદમ ક્રોધ આવી ગયો. શરીર લાલ થઇ ગયું. તેણે ગુસ્સામાં પ્રશ્ન કર્યો, " તું કોણ છે ? હરામખોર !"

" હું, હું જ તારા પુત્રનો ખૂની અને એક વખતનો તારો દોસ્ત."

" દોસ્ત કોણ ?"

" ગારીઆધારનો ધણી દાનો. હું તારા વંશનો છેદનાર છું... ખૂની. છું !" એમ કહેતાં દાનો પોક મૂકીને રડયો.

વરદાને તરત જ તલવારને ફેંકી દેતાં, પોતાને આશ્રય આપી જીવાડનાર દાનાને ઓળખતાં ઘોડા ઉપરથી તેણે પડતું મૂકયું અને ભેટી પડયો. બંને ખૂબ રડયા અને પુત્રશોકથી ભારે થયેલું હૈયું ખાલી કરતાં વરદાને પૂછ્યુ, " પણ ભાઇ દાનુ ! આ શી રીતે થયું ?"

" ગારીઆધારમાં દુકાળ પડયો છે. ખાવા અન્ન પણ રહ્યું નથી, એ તો તું મારા દેદાર ઉપરથી જ જાણી ગયો હશે. તારી ભાભીએ મને તારી પાસે મદદ માગવા મોકલ્યો. દિવસને વખતે આવે વેશે તારી પાસે આવતાં મને શરમ લાગી. સાંજ પડે અને જરા અંધારૂં થાય તે વખતે જાઉં એમ વિચાર કરી હું ગામ બ્હાર બેઠો. જ્યારે અવળું થવાનું હોય ત્યારે જ આવું સુઝે ને ? તારા પુત્રને એકલો આવતો જોઇ ઘરેણાં લેવાની લાલચે, મેં તેનું ખૂન કર્યું. તારા પુત્રને જ મેં માર્યો, એ જાણી હું અહીંથી એક ડગલું ચાલી શકું તેવી

સ્થિતિમાં નથી રહ્યો. હવે તું વિલંબ ન કર. મને જલદી મારી નાખ. મારાથી આ સહન નથી થતું.”

આ સાંભળી વરદાનને પોતાનો આગલો વખત યાદ આવ્યો. પોતાને જીવતદાન આપનાર દાનો જ હતો, અને તેથી જ પુત્ર મેળવી શક્યા હતા, એમ વિચારી તેનું હૃદય શાંત થયું. તેનો ઉપકાર કદી ન ભૂલાય એવો હતો. વરદાનને લાગ્યું કે હવે જે થવાનું હતું તે થયું પણ મિત્રનો જીવ કેવી રીતે બચે એ જોવાનું છે. તેણે તરત જ પોતાની ઘોડી આગળ ધરી કહ્યું, “ભાઈ દાના, થવાનું હતું તે થયું, પણ તું જલદી આ ઘોડી ઉપર બેસીને ગારીઆધાર તરફ ચાલ્યો જા. સાથે આ મારાય થોડા દાગીના લેતો જા–વિલંબ ન કર.”

“પ...ણ...તું આ શું બોલે છે?”

“હવે એ વિચાર જવા દઈ તું જલદી ચાલ્યો જા. મારા સાથીઓ હમણાં આવશે તો હું નિરુપાય થઈશ, અને તેઓ તને મારશે, એ હું જોઈ નહિ શકું. મારાથી તારો ઉપકાર કદીએ નહિ ભૂલી શકાય–નહિ વાળી શકાય.”

ઘણી માથાકૂટને અન્તે તેણે દાનાને પોતાની ઘોડી ઉપર બેસાડી ગારીઆધાર તરફ રવાના કર્યો.

( ૬ )

“કેમ બાપુ, કાંઇ પત્તો કે સગડ જણાય છે?” પાછળથી એક સ્વારે ખોળ કરવાનો ઢોંગ કરતા વરદાનને પૂછ્યું.

“ના ભાઇ, કાંઇ પત્તો નથી.”

“પણ બાપુ! આપની ઘોડી ક્યાં?” ઘોડીને ન જોવાથી સ્વારે આશ્ચર્યથી પૂછ્યું.

" આટલામાં હશે. પણ હવે ચાલો આપણે ઘેર જઇએ. કુંવરનું આપણી સાથે એટલું જ ઋણાનુબંધ હશે એટલે છોડીને ચાલી ગયો. શોક કરવાથી શો દિ' વળવાનો છે ?" વાત ફેરવતાં વરદાને સ્વારને ઘર તરફ વળવા ઇશારત કરી.

" પણ બાપુ ! ખૂનીનો પત્તો આપણે મેળવવો જ જોઇએ."

" એ ખરૂં, પણ ખૂનીને મેળવી તેને મારવાથી શું આપણો કુવર પાછો મળવાનો છે ખરો ? જે રીતે કાળ આવવાનો હોય તેમાં કોઇ આડી કરી શકતું નથી. ગમે તો ભોંયરામાં સંતાય કે પાતાળમાં છૂપાઇ જાય, પણ કાળ છોડતો જ નથી. એ જ રીતે એનું મોત આવેલું બીજું શું ? માટે હવે ચાલો આપણે ઘર તરફ વળીયે, અને કુંવરની લાશને અગ્નિસંસ્કાર કરીએ."

સ્વાર બોલી શકયો નહિ. તે અને વરદાન મિતિઆળા તરફ પાછા વળ્યા.

ઘેર આવી કુંવરને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. બીજા દિવસે તેમની સ્ત્રીએ ઘોડી ખોવાયાના સમાચાર પૂછ્યા, તે તેણે ગલાંતલાં મારી વાત ઉડાડી મૂકી. વળી વરદાન કદી પણ વેર લીધા વગર ન રહે તેવો હતો છતાંય તે પુત્રશોક ન કરતાં સદાય આનંદમાં રહેતો. આ જોઈ ચતુર સ્ત્રી સમજી ગઇ કે જરૂર આમાં કાંઇક ગુપ્ત ભેદ છે.

તેણીએ વાત જાણવાના ઘણાએ પ્રયત્નો કર્યા, પણ વરદાન સમજતો હતો કે " સ્ત્રીના પેટમાં ખીર ખાટી ન થાય." માટે આવી વાત કહેવાથી શું ફાયદો ? જીવતદાન આપનારનું ખૂન વહેવડાવા જ સ્ત્રીને વાત કહેવીને ! એના કરતાં બહેતર છે કે ચુપ બેસી રહેવું અને દાનાનું ઋણ અદા કરવું.

( ૭ )

દાનાના મનમાં વિચારપરંપરા ચાલતી હતી. તેના પગ ભાંગી ગયા હતા. ઘોડો ચાલતો હતો કે ઉભો હતો તેનુંય તેને ભાન ન હતું. તેનો વિચાર તો સ્ત્રી પૂછશે કે આ ઘોડી ક્યાંથી લાવ્યા? આ ઘરેણાં કોણે આપ્યાં! તો હું શો જવાબ આપીશ? દાણા કેમ ન લાવ્યા, એમ પૂછશે તો હું શું કહીશ? ખરી હકીકત કહેતાં તો તે મારા તરફ કેવો તિરસ્કાર દર્શાવશે? અરે રે! હું શું મોઢું બતાવીશ! પ્રભુ! તેં મને આવી બુદ્ધિ ક્યાંથી સુઝાડી! માણસો જ્યારે આ વાત જાણશે ત્યારે તેઓ મને કેવો ફીટકાર આપશે! મિત્રના કુળનું નિકંદન કરનાર તરફ લોકો કેવી નજરે જોશે? મારે માટે સદાય બધાના દરવાજા બંધ નથી થયા? એવા વિચારમાં ને વિચારમાં તે પાદર આવ્યો. ઘોડીએ ઘર જોયેલું એટલે તરત જ તે ઘર તરફ વળી અને ડેલીએ આવી ઉભી રહી.

દાનાને આવેલા જોઇ તેને લેવા માટે તેની સ્ત્રી સામી આવી. દાનો ઘોડેથી ઉતરી ઓસરીની કોરે ભીંતને અઢેલીને બેઠો. તેના નિસ્તેજ મુખ ઉપર ચિંતાની કરચલીઓ તરવરતી હતી. બાઇએ ઘોડીને બાંધી. પણ ખડ ન મળે. ઘોડી ભૂખી ને ભૂખી ખીલે બંધાઇ. આવીને જોતાં દાનાની આ સ્થિતિ નજરે પડી. સ્ત્રીએ ઘરેણાં જોયાં અને કહ્યું, “ આ તમારા મિત્રે આપ્યું લાગે છે. ”

દાનો રડી પડયો. સ્ત્રી વિચારમાં પડી ગઇ કે, “ આ શું! શું અપમાન કરીને આ બધું આપ્યું હશે? માગ્યા કરતાં મરવું ભલું, એવો નિશ્ચય તો નહિ કર્યો હોય ને!” બાઇએ વિચારમાં ને વિચારમાં નિસાસો મૂકયો. પૂછવાનો વિચાર માંડી વાળીને તેણી કપડાંમાંથી ઘરેણાં લઇને પટારામાં મૂકવા માટે ઉઠી. કપડામાં ઘોડીના ડાબ

જોયા. બાઇ એકદમ સ્તંભી ગઇ. "આ શું?" એમ બોલતાં જ તે દાના તરફ તાકી રહી.

દાનો ધ્રુસકે ધ્રુસકે રડી પડયો. સ્ત્રીના પેટમાં ફાળ પડી. થોડી વારે દાનો શાન્ત થયો. બાઇએ પાણીનો લોટો લાવી આગળ ધર્યો, પણ દાનાને પાણીએ પીવું ગમ્યું નહિ. ચેન જ ન પડયું. છેવટે સ્ત્રીએ પગમાં પડી આ સર્વ હકીકત કહી સંભળાવવા આજીજી કરી. તેઓ બંને પોતાની વચ્ચે કાંઈ છુપું ન રાખતાં. દાનાએ સર્વ હકીકત કહી સંભળાવી. બાઇ બહુ જ રડી. "આના કરતાં ભૂખે મરવું સારૂં હતું. મેં આ શું કર્યું? હું જેને ઘેર દુકાળનું વરસ ઉતરવા મદદ માગવા ગયો હતો તેનું જ મેં સ્ત્યાનાશ વાળ્યું." વગેરે કહેતો કહેતો દાનો ઘડીએ ઘડીએ રડતો હતો.

બાઇએ બહુ શોકાતુર થઇ કહ્યું, "અરરરર, બહુ જ ખોટું થયું. આપણે હવે એમને શું મોઢું બતાવશું? મ્હોં જોવાય વારો નહિ રહે."

બન્નેએ ભૂખે મરવું શ્રેષ્ઠ ગણ્યું, પણ ઘરેણાં વેચીને તેમાંથી અન્ન લાવવાનું એકેયે પસંદ ન કર્યું. ફળફુલ અને રાબડી ઉપર પોતાનું ગુજરાન ચલાવવા માંડયું. ખડ ન હોવાથી ઘોડીને હાંકી કાઢી.

( ૮ )

"નાથ! હવે તો મને કહો, કે આપણા પુત્રનું ખૂન કરનાર કોણ હતો? તે દિવસે તમે ઘોડી ક્યાં મૂકી આવ્યા હતા?" વરદાનની વહુએ તક જોઇને વાત છેડી.

આ સાંભળતાં જ વરદાન શોકમાં ડુબી ગયો. ઘણા દિવસ વીતી ગયેલા હોવાથી તેણે પોતાની સ્ત્રીને વાત કહેવાની ઇચ્છા કરી. તેણે ધીરે રહીને વાત કહેવાની શરૂઆત કરી, "જ્યારે મિતિઆળામાં

દુકાળ પડયો ને માણસો મરવા લાગ્યા ત્યારે આપણને ગારીઆધાર–વાળા મારા મિત્ર દાનાએ જીવતદાન આપ્યું હતું."

" અરે એમનો ઉપકાર તો કદી કયાં ભૂલાય એવો છે! આપણા ચામડાના જોડા શીવડાવીને એમને પહેરાવીયે તોય તેમનું ઋણ વાળી શકીએ એમ નથી."

" એ જ દાનાના દેશમાં આજે એવી સ્થિતિ છે. અરે, દાનાની જ આપણા જેવી હાલત છે."

" ત્યારે તેઓ અહીં કેમ નથી આવતા? પણ હા. એ વાતને અત્યારે શું પ્રયોજન? આ વાત કહી પેલી વાતને ઉડાવી દ્યો છો!"

" એજ દાનો આપણે ત્યાં મદદ માગવા આવ્યો હતો."

" કયારે?"

" એને ભિખારીના હાલે ગામમાં આવતાં શરમ થઇ. રાત્રે ગામમાં આવવાનું ધારી તેણે બહાર બેસી રહેવાનું ધાર્યું. સાંજે આપણો કુંવર ફરીને આવતો હતો. તેની પાસે ઘરેણાં જોઇ તેનું મન બગડયું કુંવરને મારી નાખી તે ઘરેણાં લઇ ચાલી નીકળ્યો. જ્યારે તેને ખબર પડી કે એ બાળક આપણો કુંવર હતો ત્યારે તે ત્યાંજ બેસી ગયો અને મને ખબર આપવા વિચાર કર્યો. એવામાં હું તેને મળ્યો. તેણે તેનું માથું ધર્યું. પણ મેં તેને મારી ઘોડી આપી તેના ગામ ગારીઆધાર તરફ રાતોરાત મહા મુશીબતે રવાના કર્યો."

" પુત્રનું એજ નિમિત્તે મોત થવાનું એટલે કોઇનો શો વાંક? પણ એમને અહીં તેડાવો ને!"

" એ ખરૂં, પણ તેઓ અહીં આવે અને આ વાતની ખબર પડતાં કોઇ એમને મારી નાખે તો આપણને કાળી ટીલી વ્હોરટે. અને લોકોમાં કહેવત ચાલે કે મહેમાનોને ઘેર બોલાવી મારી નંખાવ્યા."

બાઇએ પણ આશ્વાસન લીધું, અને પોતાના પતિને કહ્યું, " નાથ ! તે દિવસો યાદ છે ? અત્યારે આપણા કોઠારમાં ઘણોય દાણો ભર્યો છે. માટે ગાડાં ભરીને ચાલો આપણે તેમને ત્યાં નાંખી આવીએ. એમના પ્રતાપે જ આ પુત્ર હતો. તેમણે જીવતદાન આપ્યુ. ન હોત તો આ પુત્ર ક્યાંથી હોત ને આપણે પણ ક્યાંથી હયાત હોત ? "

તરત જ ગાડાં કોઠારમાંથી ભરવામાં આવ્યાં. રથ તૈયાર કરાવી બાઇ અંદર બેઠાં. જે ઘોડી ગારીઆધારથી મિતિઆળા પાછી આવી હતી તેના ઉપર જ બેસી વરદાન પણ સાથે ચાલ્યો. અને બંને પતિ-પત્ની અનાજનાં ગાડાં સાથે ગારીઆધારના પંથે પડયાં.

( ૯ )

ગારીઆધારનું પાદર આવ્યું. બધાંએ ગામમાં પ્રવેશ કર્યો. ડેલીએ આવી વરદાનની ઘોડીએ ઠેકડા મારવા માંડયા. દાનો વરદાનને જોતાં જ દોડયો અને તેના પગમાં પડી રડી પડયો.

વરદાને તેને ઉઠાડીને ઉભો કર્યો. બંને ભેટયા. દાનો કેમે કરી છાનો રહે નહિ. વરદાન દાનાને ઘરમાં ખેંચી લાવ્યો.

તેની સ્ત્રીએ પણ દાનાની સ્ત્રીને એ પ્રમાણે કર્યું. દાનાએ અને તેની સ્ત્રીએ પુષ્કળ પસ્તાવો કરી માફી માગી. ઉદાર દંપતિએ એ બધું ભૂલી જવા દાનાને અને તેની સ્ત્રીને કહ્યું.

દાણા કોઠારમાં નંખાવવામાં આવ્યા. જાણે કાંઇ બન્યું જ ન હોય એમ તેમણે ઘણા દિવસ સુધી ત્યાં રહી આનંદ કર્યો અને ત્યાર પછી ચીરાતે હૈયે પહેલાંની પેઠે બધાં જુદાં પડયાં. વરદાન અને તેની સ્ત્રી મિતિઆળા તરફ ઉછળતી છાતીએ આવ્યાં. કારણ કે તેમણે પોતાનું ઋણ અદા કર્યું હતું.

આનું નામ તે મિત્ર-ધર્મ.

# (૧૭) સાચાં મોતી.

( ૧ )

ચોમાસાનો વખત હતો. વરસાદનાં ઝાપટાં ધીમે ધીમે આવી જતાં હતાં. સર્વ ખેડુતો પોતાના બળદની ડોકમાં ઘુઘરમાળ પહેરાવી, શીંગડા ઉપર નાનીશી ફૂલતાવાળી શીંગડીયો ( લુગડાંની ) ઢાંકી, સારૂં મુહૂર્ત જોવડાવી, વાવણીની ધમાલમાં પડયા હતા. આ વખતે એક ચારણ પણ પોતાના ખેતરમાં વાવણી કરવા માટે સાંતી જોડીને ચાલી નીકળ્યો.

ખેતરમાં જઇ બપોર સુધી તેણે વાવ્યું. દુર્ભાગ્યવશાત્ ચારણજીનો એક બળદ તે ખેતર વચ્ચે પડયો, અને થોડા વખતમાં તો પ્રભુના દરબારમાં ચારણજીનું દેવું પુરૂં કરી ચાલ્યો ગયો.

ચારણજી મુંઝાયા. હવે એક બળદથી વાવણી શી રીતે થાય ! દિવસ સોનાના હતા. પળો પણ સોનાની જ હતી. ગઇ પળ પાછી આવે નહિ. તામસી સ્વભાવ હોવાથી ચારણજી ગુસ્સે થઈ ગયા.

" અરે પ્રભુ ! ભલા, તને મારી જરાય દયા ન આવી ? તે તેં અત્યારે જ વખત સાચવ્યો, અને મારા જ બળદને માર્યો ? કોઇ બીજે ઠેકાણે મોતને મોકલ્યું હોત તોય ઠીક હતું. પણ મારા જેવા ગરીબને ત્યાં ! જા ભુંડા, હવે તને શું કહેવું ? પણ તું મને કહે તો ખરો, કે હવે મારે શી રીતે વાવવું ? મારે ખાવું શું ? માગીને ખાવા કરતાં, મહેનત કરીને, આ ખેતરમાંથી જે પાકે તે ખાવાનું હું વધારે પસંદ કરૂં છું. પણ હવે મારે એક બળદથી વાવવું શી રીતે ?" પ્રભુ સાથે વાત કરતા હોય તેમ ચારણજી બોલવા લાગ્યા. પણ જવાબ

ક્યાંથી મળે ? અંતે થાકીને આમ વિચાર કરતા, બળદને છોડી, લમણે હાથ દઇ ચારણજી બેઠા.

( ૨ )

" ગઢવી ! આ બળદને છોડીને આમ કેમ બેઠા છો ? સહુ કામે વળગ્યું છે ત્યારે તમને નવરૂં બેસી રહેવું કેમ ગમે છે ? લ્યો આ જરા ભાત ખાઇ લ્યો, અને પછી ઝટ કામે વળગો." તેની સ્ત્રી જે ભાત (ભાથું) લઇને આવી, તેણે ભાથાને પાસે મૂકતાં કહ્યું.

" પણ, શું મારૂં કપાળ કામ કરૂં ? આ જો તો ખરી ! એક બળદ તો મરી ગયો છે. શું બળદને ઠેકાણે તને જોડું ?"

" તોય કોણ ના કહે છે ? ગઢવી ! એમ કરતાં જો તમે વાવણી કરતા હો, અને અનાજ પાકતું હોય, તો હું ક્યારે ના કહું છું પણ તમે જરા ભાથું તો ખાઇ લ્યો !"

" પણ, ઇ બધુંય ઠીક. તારે જોડાવું પડશે. કબુલ છે ?"

" કબુલ, કબુલ, ગઢવી ! કબુલ છે."

" ચાલ ત્યારે ભાત ખાઇ લઉં."

ગઢવી ઉઠયા અને ભાત ખાવા બેઠા. મજાનું શાક અને રોટલાનો સ્વાદ ગઢવીને બહુ મીઠો લાગ્યો. એણે પેટ ભરીને ખૂબ ખાધું. જેણે વગડામાં ખાધું હોય તેને જ ખબર પડે કે ઘરના કરતાં ત્યાં કેટલું વધારે અને કેવી મીઠાશથી ખવાય છે !

પછી ગઢવીએ એક બાજુ બળદ અને એક બાજુએ સ્ત્રીને જોડી જારની વાવણી કરવા માંડી.

બાઇ પરસેવાથી રેબઝેબાં થઇ ગઇ, પણ ગઢવીને દયા ન આવી. કામમાં જરાય વાંધો ન આવ્યો. બળદની સાથોસાથ બાઇએ સાંતી ખેંચ્યું, અને એ રીતે અર્ધા ખેતરમાં વાવણી થઇ ગઇ.

( ૩ )

"અરે ભાઇ! આ શું? એક સ્ત્રી પાસે આવું જાનવરનું કામ તમે કરાવો છો? તમને જરાય દયા નથી આવતી?" બે ઘોડેસ્વારો આવતા હતા, તેમાંથી એક જે માલીક જેવો લાગતો હતો તેણે આગળ આવીને ચારણને કહ્યું.

"હવે જા તારે રસ્તે તું તારે ચાલ્યો જા. જો મોટો ધરમીનો દીકરો થઇ ગયો છે!"

"પણ, ભાઇ! માણસ—સ્ત્રી પાસે જાનવરના જેવું કામ કરાવતાં જરા દયા રાખવી જોઇએ."

"બધું ઇ તો ઠીક. બહુ દયા આવતી હોય તો આવીને સાંતીડે જૂતને! અને છોડાવ બાઇડીને!"

"રામસંગ, જા ગામમાંથી એક બળદ આને લાવી આપ." રામસંગ કે જે નોકર જેવો દેખાતો હતો, અને જરા દૂર ઉભો હતો, તેને પેલા ઘોડેસ્વારે હુકમ કર્યો. તરત જ રામસંગ બળદ લેવા ગામ તરફ ચાલ્યો.

"ભાઇ, બળદ આવે છે, હવે તો છોડ! જોને બાઇને બીચારીને કેવો ત્રાસ થાય છે! પરસેવાથી ઝેબઝેબાં થઈ ગઇ છે. પણ બિચારી એક શબ્દે બોલતી નથી. હવે તો છોડ!"

"નહિ, જ્યાં સુધી બળદ આવે નહિ, ત્યાં સુધી તો હું આમને આમ ચલાવવાનો જ. મારૂં સાંતી ઘડીએ બંધ રહેવું ન જોઇએ."

તરત જ પેલાએ સાંતીએ જુતી, બાઇને છોડાવી. પોતે આ સેઢેથી પેલા સેઢે સુધી, સાંતીને બળદની સાથો સાથ ખેંચ્યું. પણ ત્યાં સુધી જતાં તો નવનેજાં પાણી ઉતરી ગયું.

તેવામાં રામસંગ ગામમાંથી બળદ લઇને આવ્યો. ગઢવીએ બળદને સાંતીડે જોડી પેલા ઘોડેસ્વારને રજા આપી, અને પોતાની સ્રીને ઘેર જવા કહ્યું.

( ૪ )

દિવાળી આવી, પાક આવી ગયો. કાપણી પડી. દાડીઆએ પેલા બે ચાસનાં ડુંડાં વિચિત્ર લાગવાથી તેનો ઢગલો જુદો કર્યો.

ગઢવીએ ડુંડાં જોઇને કહ્યું, " આ તો પેલો માણુસ સાંતીડે જુત્યો હતો તે ચાસ ! અને તે ચાસનાંજ ડુંડાં ! વળી માણસ જુત્યે તે કાંઇ થોડો જ દાણો પાકવાનો હતો ! નાહક મારી આટલી જાર ખોતરાવી. પણ કાંઇ નહિ. તેને બદલે એક બળદ તો આપી ગયો છે ને !" ગઢવીએ આશ્વાસન લીધું.

ગઢવીએ ડુંડાં લઇજાઇને ખળામાં નાખ્યાં, અને તેને પીલી જુવાર કાઢી. પેલાં ડુંડાં જે કઠણ લાગતાં હતાં, તેને જુદાં નાખ્યાં હતાં, તેને પાછળથી પીલી તેના દાણા કાઢયા. દાણા કઠણ હતા. ગઢવી તેને લઇને પોતાના ગામના એક ભોળા અને વૃદ્ધ વાણીયાને બતાવવા ગયો. વાણીઆએ કહ્યું, " ગઢવી, આ તો સાચાં મોતી છે. કયાંથી લાવ્યા ? "

" એ તો મારા ખેતરમાં પાક્યાં છે. "

" વળી ખેતરમાં તે સાચાં મોતી કયાંઇ પાકતાં હશે ! "

" પતીજ ન આવતી હોય તો ચાલ તારે જોવું હોય તો મારી ખળાવાડમાં. તને નજરો નજર બતાવું. હજુ તો ડુંડાં એમના એમ પડયાં છે. "

વાણીએ જાઇને જોયું, અને તે આશ્ચર્યમાં પડી ગયો. અને પછી તેને શું અને કેવી રીતે આ સઘળું બન્યું તે પૂછયું.

" મને ખબર નથી, પણ એક ઘોડેસ્વારે આવીને, સાંતીડે બળદને બદલે જુતી, આ બે ચાસ વવરાવ્યા હતા. તેમાં જે ડુંડાં આવ્યાં તે કઠણ લાગવાથી મેં જુદાં રખાવ્યાં હતાં. અને તેને પીલી દાણા કાઢતાં તેમાંથી આવાં સાચાં મોતી નીકળ્યાં છે." ચારણે સઘળી વાત વાણીયાને કહી.

તપાસ કરતાં માલમ પડયું કે પેલો ઘોડેસ્વાર તે તેમના રાજધણી દેપાળદે ગોહેલ હતા.

( ૫ )

ગઢવી ઝંખવાણો પડી ગયો. બધાં પછી મોતી તેણે ભેગાં કર્યાં અને લઇ ચાલ્યો દરબારની રાજધાનીમાં. ત્યાં જઇ દરબારને બેઠેલા જોઇ ગઢવી બોલ્યો—

" જાણ્યું હોત જગરાજ, નવલખ મોતી નીપજે;
તો ખેતર બધું વવરાત, દી બધો દેપાળદે ! "

ગઢવીએ જઇને મોતી બધાં દરબાર પાસે ધરી દીધાં. મોતી જોઇને બાપુએ પૂછ્યું, " ગઢવી, આ શું ? "

" બાપુ ! આ તમે વવરાવ્યું ત્યાં મોતી પાકયાં. તમારો આ ભાગ. પહેલા બોલ્યા હોત તો આખો દિવસ વવરાવતને ! તમારે ને મારે ભાગે વધારે મોતી આવત ! " કહેતાં ગઢવી હસ્યો. સામા દરબાર પણ ખડખડાટ હસી પડયા, ને બોલ્યાઃ–

" ગઢવી, એ બધું તમે લઇ જાવ. અમારે ન જોઇએ. "

ગઢવીએ પણ મોતી લઇ જવાની ના કહી. બહુ માથાકુટ થઇ. છેવટે દરબારે મોતી ગઢવીને પાછાં આપ્યાં. અને પોતાના રાજ્યમાં આવા ખેડુતો હોય કે બળદ મરી જતાં પોતાની સ્રીને જોડીને પણ વાવણી કરે, અને રાજ્યનું ખેતર પડતર રહેવા ન દે. માગી

ખાવા કરતાં, મહેનત કરીને ખાવા ઇચ્છે; એવા ખેડૂત પોતાના રાજ્યમાં વસે છે, તે માટે ગર્વથી ઉછળતા હૃદયે ગઢવીને શાબાશી આપી, અને ગઢવીને ખુશ કરી તેને ગામ મોકલ્યો. જતાં જતાં ગઢવીના મોઢામાંથી નીકળી ગયું કે " ધણી હો તો આવા જ હજો, કે જેના પ્રેમથી ધરતીમાં અનાજને બદલે મોતી પાકે ! "

---

## (૧૮) સાસુ-વહુ.

જ્યારે આખું જગત શાન્તીને ખોળે સુતું હતું અને નિર્જન રસ્તાઓ અંધારી રાત્રીમાં ભયંકર વાતાવરણ ઉત્પન્ન કરતા હતા ત્યારે એક આધેડ વયને વટાવી પ્રૌઢા બનેલી અને બીજી હમણાં જ કૌમારનાં તોફાની અને સ્વચ્છંદી આનંદો તજી, શાણી અને ગંભીર બનવા પ્રયત્ન કરતી યુવાન એમ બે સ્ત્રીઓ અંધારામાં ચાલી જતી હતી. ઝાડોના લાંબા લાંબા ઓળાઓની બ્હીક કે અંધારામાં થતા તમરાના ગણગણાટનો ભય તેમનાં અંતઃકરણમાં નહતો, છતાંય ભયંકર અને કાળજું વીંધી નાખે એવા શીતળ પવનથી બચવા સોડીયાં વાળી ઉતાવળે પગલે બન્ને ઘેર જવા ઇચ્છતી હતી.

આ વખતે એક ગલીમાં પસાર થતાં યુવાન સ્ત્રી પેશાબ કરવા બેઠી અને પ્રૌઢા જરા દૂર તેની રાહ જોતી ઉભી રહી. સામે જ એક મકાનમાંથી આવતા સુંદર સરોદા હૃદયને બહલાવતા હતા. એ સુપ્રસિદ્ધ ગણિકાનું મકાન હતું. એનો કંઠ મધુર અને સુરમ્ય દેહલતા હોવાથી શહેરના શોખીન સ્હેલાણીયો–દીવા ઉપર પતંગીયાં પડી જીવન બરબાદ કરે એમ–કેટલાય બાપકમાઇ ઉપર તાગડધીન્ના કરનારા કુહાઓ આવીને એ જ્યોતમાં ઝંપલાવતા. અંધારીયું આવા લોકોને

ખાસ પ્રિય થઇ પડે છે. એટલે આજે એ ગણિકા ત્યાં જલસો હતો તેથી એના ભવ્ય દિવાનખાનામાંથી ઉડતા સ્વરોના રણકારા એકતાન કરી દેતા હતા. યુવાન સ્ત્રી એ શબ્દોના તાલ અને સુરમાં લીન બની રહી. ન રહ્યું એને પોતાને એકલતાનું ભાન કે ન રહી મોડું થવાની ભીતી. ન રહી સામે રાહ જોતી ઉભેલી પ્રૌઢાની યાદી કે ન રહી આગળ થઇને પસાર થતા મનુષ્યના પદસંચારના અવાજથી સ્વસ્થ થવાની સ્મૃતિ. એ પાષાણમૂર્તિ સ્વરૂપે ત્યાંને ત્યાં થીજી ગઈ.

પ્રૌઢા સ્ત્રી તો રાહ જોઇ થાકી. એના મનમાં થતી ગડમથલો અને ગડભાંજોમાં એ લીન થતી હતી એથી એ પણ પોતાનું ભાન ભૂલી હતી. એક સ્વરને રણકારે લીન બની હતી, બીજી પોતાની વિચાર-પરંપરામાં ગરકાવ થઈ હતી. મનુષ્ય જ્યારે પોતાના કાર્યમાં લીન અથવા ગરકાવ થઇ એકધ્યાન બને ત્યારે જ તે તેમાં પારંગત બને છે. એ વખતે એને નહોય પોતાના દેહની શુદ્ધી કે ન હોય સામે આવતા મૃત્યુની બ્હીક. ક્ષણીક મોહ નાશવંત છે, પણ જો એમાં એને પ્રીતિ થાય અને એ એકતા સાધે તો ભયંકર અને વિકટ ગણાતી દરેક વસ્તુ એને કોડીની કીંમતની થઈ પડે છે અને એમાં એ વિજય મેળવે છે.

પાષાણ જેવી વજ્રદેહમાં પણ સ્વર કોમળતા લાવે છે. એને પીગળાવી એમાં કરૂણતા પ્રસરાવે છે, અને મૂઢ જેવાને હસાવે છે. પણ જેને એની કીંમત છે, તેજ એમાં એકતાન થઇ શકે છે, એને એનો રણકો સર્વ ભાન ભૂલાવી ત્યાં જ લગની લગાડાવે છે. યુવાન સ્ત્રીને પણ એવું જ બન્યું.

પ્રૌઢાની હિંમત ખૂટી. એણે અંધારામાં ઝીણી બૂમ પાડી, “ વહુ......”

સુંદર સ્વપ્નમાં પૃથ્વીનો શહેનશાહ થઇ અમૃતમય રસસ્વાદ અને સુખવૈભવ ભોગવતા ભીખારીના છોકરાને એકાદ પત્થર વાગતાં કે એકાદ ઠેબું મારી કોઇ ઉઠાડે ત્યારે એ સ્વપ્નદશામાંથી ઝબકી ઉઠતાં જેમ ચમકી જવાય છે એમ આ લીન બનેલી વહુ ઝબકી ઉઠી. એને અંધારામાંથી એકદમ જવાનું ભાન આવ્યું. ગમે તેવી સબળ ગણાતી સ્ત્રી એકાંત, અંધારી રાત અને અરણ્યમાં અબળા પેઠે ભયભીત બ છે. છતાંય પોતાનો બચાવ કરવામાં તે હંમેશાં પ્રબળ જ હોય છે. એ સાસુ પાસે દોડતી આવીને નીચું જોઇ ઉભી રહી. એના મનમાં સાસુનો ઠપકો ખાવાની બીતી હતી. અંતઃકરણમાં ગાયનના સ્વરો સાંભળવાની અભિલાષા હતી. એના દીલમાં ઘેર જતાં જતાં થોડું સાંભળી લેવાની ઇચ્છાએ ઢીલ કરવાની ઉમેદ હતી.

સાસુએ સ્હેજ ઠપકાભરી દૃષ્ટિએ પૂછ્યું, "કાંઇ, બહુ વાર લાગી?"

"બાઇજી! મીઠું લાગ્યું."

"માણસે મીઠું ગણ્યું છે, બાકી મીઠું તો ટેરવું."

અને બન્ને હસી પડયાં.

સાસુ ને વહુ ઘર તરફ વળ્યાં. પણ એકના પગ ઘેર જલદી પહોંચવા માટે ઉતાવળે ઉપડતા હતા, જ્યારે બીજીનું દીલ પાછળ પડી ગયું હોવાથી ઢીલા હતા.

અંધારપીછોડી પહેરી નગરચર્યા જોવા નીકળેલા રાજવીએ અંધારામાં ઉભાઉભા આ બધું જોયું, સાંભળ્યું, ને વિચાર્યું પણ અર્થ ન સમજી શકયો. વિચારના ચગડોળે ચડેલો રાજવી ઘડી થંભી ગયો અને છેવટે એ બન્ને સ્ત્રીઓના પાદાનુસારે એ કોણ છે તે જાણવા તેમની પાછળ પાછળ સંચર્યો.

સાસુવહુ ઘરમાં પેઠાં. રાજાએ તેમનું ઘર જોયું, ઓળખ્યું અને પાછો ગયો. આખી રાત્રી એણે નરમ, સુંવાળા મુલાયમ મખમલના બીછાનામાં ગાળી, પણ આજે નિદ્રાએ ત્યાંથી વિદાય લીધી હતી. શ્રમીત માણુસ ફાટલ ગોદડી પત્થર પર પાથરીને આનંદમાં મીઠી ઉંઘની ગોદમાં પોતાનો શ્રમ તજી બીજા દિવસના કાર્ય માટે નવું બળ અને સ્વાસ્થ્ય મેળવે છે, પણ સુખ, શાન્તી અને સાહ્યબીમાં મહાલી રહેલા રાજવીને આજ ઉંઘ ન આવી. વિચાર રૂપી કીડો એના મગજને કોરી ખાવા લાગ્યો. એને એ પીડાએ એના મગજમાં ખળભળાટ મચાવી મુકવાથી નિદ્રા વેરણ બની. આખી રાત્રી પાસા ફેરવી પ્રભાતે રાજા વહેલો ઉઠી કચેરીએ પહોંચ્યો.

( ૨ )

ધરમશી શેઠ ગામમાં ખાનદાન અને પૈસે ટકે સુખી હતા. એમની શાન્તી અને બુદ્ધિ અજોડ હતાં. રાજકાજમાં એમની સલાહ લેવાતી હોવાથી રાજ્યમાં એમનું ઘણું માન હતું. છતાંય નહોતો એમનામાં અહંકાર કે નહોતો ધનનો તોર કે ઉચ્છૃખળતા. એ પ્રૌઢ શેઠ શાન્ત, વિનયી, વિવેકી ને સાગરશા ગંભીર હતા. એમના ભવ્ય લલાટમાં ઝળકી રહેલું તેજ સામા માણુસ ઉપર પ્રતિભા પાડતું.

શેઠાણી પણ એમની જોડ હતી. શેઠાણી એટલે માતા. શેરીમાં દરેકની સંભાળ રાખે, શિખામણ આપે ને મદદ પણ કરે. પણ બાપ કરતાં દિકરો સવાયો થાય અને સાસુ કરતાં વહુ દોઢી ડાહી નીવડે તોજ દીવા પાછળ અંધારું ન ગણાય. બાકી દીવા પાછળ અંધારૂં જ હોય એ કહેવત કોઇ ભાગ્યશાળીને ત્યાં જ ખોટી પડે છે. અને ધરમશી શેઠને ત્યાં પણ એમજ હતું.

શેઠાણી કરતાં દીકરાની વહુ બુદ્ધિશાળી હતી. એ ડાહી અને સુશીલ હોવાથી દરેક કાર્યમાં એની સલાહ લેવાતી અને એ ગૃહરખુ ગૃહિણીનું પદ સ્હેલાઇથી મેળવી શકી હતી. સાસુના ચારે હાથ એના ઉપર હોવાથી બન્ને મા દિકરીની પેઠે રહેતાં. આથી એમના આખા કુટુંબની આબાદી અને સંપનો આખા ગામમાં ધડો લેવાતો, અને આખું ગામ એમનાં વખાણ કરતું.

રાત્રીનો ઝીણો ઝીણો સ્મૃતિ રણકારો હજુ વહુના કર્ણપટ પર ગુંજતો હતો. પ્રભાતના કાર્યથી પરવારી વહુ સાસુ પાસે આવી-ને જુએ તો બારણે સીપાઇઓ ઉભેલા જોયા. એના પેટમાં ફાળ પડી કે આ શું?

" સાસુજી......"

" કેમ બેટા ?" હેતના ઉમળકામાં સાસુએ વહુને દીકરીની પેઠે સંબોધીને વ્હાલસોયા શબ્દમાં આતુર આંખે પૂછ્યું.

" જુઓ......" એણે ડેલી તરફ આંગળી કરીને બતાવ્યું.

સાસુએ સીપાઇએ જોયા. પણ એના હ્રદયમાં નહોતો ક્ષોભ, ખળભળાટ કે બ્હીક. એ તો ગંભીરાઇથી બેસી રહી. વહુને કુતુહળ થયું. પણ વસ્તુસ્થિતિ સમજવામાં કુશળ વહુ 'હમણાં ફોડલો ફુટશે ને ખબર પડશે' એમ ધારી રસોડામાં ચાલી ગઇ.

સીપાઇઓ આવી શેઠાણીને પગે લાગ્યા.

ગૌરવશીલ શેઠાણીએ પોતાની વ્હાલ વર્ષાવતી અમીભરી આંખો એમના પર ઠરાવતાં પૂછ્યું, " કેમ આવ્યા ભાઇ ? "

" માજી ! મહારાજાએ આપને......" એ વધુ બોલી ન શકયો.

" ન બ્હીઓ. બોલો મહારાજાએ શું હુકમ ફરમાવ્યો છે?"

કાંઇપણ ભય વિના શેઠાણીએ નીખાલસ પણ માનપૂર્વક સભ્યતાવાળા શબ્દો ઉચ્ચાર્યા.

" આપને માટે પાલખી મોકલી છે ને આપને કચેરીમાં પધારવા માટે વિનંતી કરી છે."

" વિનંતી ? "

" હા. "

" ન હોય. એ તો મારા બાપ કહેવાય. એમનો હુકમ આપણે માથે ચઢાવવો જોઇએ. આજે ભર કચેરીમાં આ દીકરીને તેડાવવાનો શો હેતુ છે ?" પોતાની તીક્ષ્ણ આંખો વડે માપ કાઢતાં શેઠાણીએ સીપાઇઓના ચ્હેરા સામે દૃષ્ટિ ફેંકી. અને એ અમોઘ શસ્ત્રથી વીંધાઇ જતા સીપાઇઓ નીચું જોઇ રહ્યા. શેઠાણીની પવિત્ર તેજોમય આંખોમાંથી ઝરતા ઓજસ એ સહન કરી ન શક્યા.

એટલામાં શેઠ આવ્યા. શેઠે તો એવા ખૂબ જ પ્રસંગો જોયેલા. મહારાજાની પવિત્રતાની છાપ એના હૃદય ઉપર દૃઢ હતી. એને હૈયે હામ અને કાળજે ધીરજ હતી. પ્રજાને પુત્ર-પુત્રી ગણનાર મહારાજા પાસે જતાં બીતી શી! એણે શેઠાણીને શાબ્દા બનાવ્યાં ને પોતે સાથે હીંડયા.

" શેઠજી...... "

" કેમ, હું ન આવું એમ કહો છો ? "

" નાજી આપ ભલે પધારો, પણ સાથે ન્હાનાં શેઠાણીને પણ મહારાજાએ તેડાવ્યાં છે. "

શેઠના પગ પાછા પડયા. " આ શું ? રાજાની બુદ્ધિ ફરી કે શું ? મારી પુત્રવધુને ભર કચેરીમાં બોલાવે !" એના દેહમાં ધ્રુજારી આવીને

ચાલી ગઇ. શ્રદ્ધાએ જોર કર્યું ને અવિશ્વાસ ઉડી ગયો. શેઠાણીનું હૃદય ધ્રાસકો પડવાથી ધ્રુજી ઉઠયું હતું. એમના ચહેરા ઉપર પ્રસ્વેદનાં બુંદો મોતીશાં ઝળહળી રહ્યાં હતાં. પ્રભાતની શીતળતા પાસે પણ ચીંતા રૂપી ઉકળાટ પરસેવો વહાવીને મોતી જેવાં બિન્દુઓ ખેરવે છે. શેઠે શેઠાણીને પવન નંખાવીને સતેજ બનાવ્યાં અને હિંમત આપી.

શેઠે પુત્રવધુને બોલાવી સાથે લીધાં ને ઘરની બ્હાર નીકળતાં જ ગાયમાતા સામે મળ્યાં. "ચાલો શુભશુકન. ફતેહ......" શેઠે આનંદ સાથે ઉમળકાભર્યાં શબ્દો ઉચ્ચાર્યાં ને સહુ કચેરી તરફ ચાલ્યાં.

( ૩ )

"શેઠાણી! દીકરા! તમે મારાં પુત્રી જેવાં છો અને હું તમારો પિતા સ્વરૂપ છું એ તો તમે માનો છો ને?" ચક પછવાડે બેઠેલાં શેઠાણી અને તેમનાં પુત્રવધુને મહારાજાએ પૂછયું.

"હા મહારાજ! પિતા, જગતપિતા, પાળકપિતા છે એમ નૃપતિ એ ચોથા પિતા જ છે." શેઠાણીયે ધીમેથી ઉચ્ચાર્યું.

"બાપ પાસે સાચું બોલશો?"

"બાપુ પાસે સાચું ન બોલીયે તો પછી કયાં બોલશું?"

"વારૂ ત્યારે ગઇ રાત્રે તમે શું બોલ્યાં હતાં?"

"હેં!......" શેઠાણીથી બોલાઇ જવાયું. એમના મોઢા ઉપર શ્યામતા છવાઇ ગઇ. જાણે સોળે કળાયે ખીલેલા ચંદ્ર ઉપર આષાઢની જળભરી વાદળી આવી જવાથી અંધારૂં છવાયું! એના હોઠ ભયમાં ફીક્કા બન્યા અને શરીર કંપી ઉઠયું. વહુ પણ આ સાંભળી આભી બની. મહારાજા આ વાત કયાંથી જાણે? એજ પ્રશ્ન એના હૃદયમાં ગણગણવા લાગ્યો. હૃદયમાં ખળભળાટ થતાં વલોવાઇ જતું દીલ ધડકી ઉઠયું. પણ મહારાજા અને શેઠના આશ્વાસનથી શાન્ત થતાં શેઠાણી સ્વસ્થ બની નીચું જોતાં બેઠાં.

શેઠ ચતુર હતા. એમણે આડું જોઇ શેઠાણી તથા વહુના ચ્હેરા ઉપર થતો ક્ષોભ, હૃદયનો વલોવાટ અને નૃપતિની આંખમાં દેખાતી જીજ્ઞાસા એ બધાંનું માપ કાઢયું. પણ ખરી વસ્તુસ્થિતિની અજાણતાથી વિપરીત ખ્યાલ ન આવી જાય એ ભીતીએ એ અસ્વસ્થ બન્યા, અને જો એક વખત ખોટો ખ્યાલ આવી ગયો તો એ જીવનને ખારું બનાવી નાખે, જીંદગી અકારી થઈ પડે, અને સંસાર ઉપરથી મન ઉઠી જતાં જીવન ધૂળધાણી થઇ જાય. કારણ કે વહેમનું ઔષધ નથી હોતું; તેથી શેઠ એ વસ્તુસ્થિતિ જાણવા અધીરા બન્યા.

મહારાજાએ બધી વાત કહી સંભળાવી ને એનો ખુલાસો પૂછયો.

એ સાંભળતાં જ શેઠ હસી પડયા. અને એ હાસ્યે બન્ને શેઠાણીઓના હૃદયમાં નવો પ્રાણ પૂર્યો. નવું તેજ ચમકયું, અને તેમનામાં સ્વાસ્થ્ય અને શક્તિ સ્ફૂર્યાં.

યુવાન સ્ત્રી યુવાનીમાં ગમે તેટલી શાન્ત થવા પ્રયત્ન કરે છતાંય એ પ્રૌઢા જેવી ગંભીર ન બની શકે. શેઠની પુત્રવધુએ એ ઉમળકામાં જ રાજાની કીંમત આંકી નાખી.

બુદ્ધિશાળી નૃપતિ આખા રાજ્યનું શાસન ચલાવે, રાજ્યની દરેક હીલચાલ ઉપર પોતાનું ધ્યાન રાખી શકે એવો ચકોર, બાહોશ એને ચંચળ નૃપતિ આવી નજીવી બાબત સમજી શકયો નહિ, એ જોઇ એ યુવાન વહુએ ટોણો માર્યો,–

"બાઇજી, આ તો પેલો !"

"હા, પણ પેલું કયાં ?" શેઠ વસ્તુસ્થિતિ સમજી જતાં બોલ્યા.

"એ વગરનો." કહી શેઠાણી ઉઠયાં. વસ્ત્ર સંકોરી, જાણે પોતે જતાં હોય એમ વહુને સંકેત કરી પાલખી ભણી ચાલ્યાં.

અધીરો નૃપતિ જોઈ રહ્યો. એણે શેઠાણીને પાછાં બોલાવ્યાં, ને વળી બીજા ગુંચવાડામાં જતી બાજીને ઉકેલવા આજીજી કરી.

શેઠાણી પાછાં વળ્યાં, ને બે હાથ જોડી કહ્યું, "અન્નદાતા! ગુન્હો માફ?"

"હા. માનવી તો ભૂલને જ પાત્ર છે. નૃપતિ હંમેશાં ક્ષમાવાન જ હોય!" ઉદાર સ્વભાવના રાજાના બોલો બહાર નીકળી પડયા.

શેઠાણીએ ધીમેથી ખુલાસો કર્યો, "ઉદાર નૃપતિ! ગણિકાના મકાનમાં વીણા સાથે કોઈ ગાતું હતું. મારી પુત્રવધુ એ વીણાના સ્વરના રણકારમાં ઓતપ્રોત બની જવાથી એને શુદ્ધિ ન રહી અને એ ત્યાં થંભી રહી. એથી મેં એને બોલાવીને સહેજ ઠપકો આપતાં પૂછયું ત્યારે તેણે કહ્યું કે 'મીઠું લાગ્યું.' અને ....."

"હા, પણ તમે તો કહ્યું ને કે માણસે મીઠું ગણ્યું છે?" મહારાજા વચમાં બોલ્યા.

"સાંભળો. વીણા સાથે બાંધેલું તુંબડું પહેલાં કડવું હતું. એ એકલું હતું ત્યાં સુધી એને કોઈ મીઠું કહેતું? ત્યારે એની વીણા થઈ ને આંગળીનું ટેરવું એના ઉપર ફરવા લાગ્યું ત્યારે જ એમાંથી મીઠા સરોદો નીકળ્યા. ત્યારે કહો મીઠું ટેરવું કે તુંબડું?"

રાજા સાંભળી રહ્યો. આશ્ચર્યમાં એની આંખો ચમકી રહી. પણ હજુ એના મનની ગુંચ પુરી ઉકેલાઈ ન હતી તેથી એણે વળી પૂછયું, "પણ આ છેલ્લું હમણાં તમે શું બોલ્યાં?"

"કાંઇ નહિ એ તો..." શેઠાણીએ ગલ્લાંતલ્લાં કરવા માંડયાં.

"ન બીઓ, શેઠાણી!"

"માફ!"

"હા, માફ."

"સાંભળો મહારાજા. વહુએ કહ્યું કે આ તો પેલો. (ગધેડો) ત્યારે શેઠ બોલ્યા કે 'પેલું ક્યાં ?' (પુંછડું) ત્યારે મેં કહ્યું કે 'એ વગરના.' એટલે પૂંછડા વગરના ગધેડા કે આટલી સમસ્યા ન સમજ્યા !" સ્હેજ ઠપકાભરી આંખે શેઠાણી બોલી ને તરત જ ઉઠી નીકળી.

રાજા–"શેઠાણી, બેસો. આજે મારી ચક્ષુ તમારા જેવી બુદ્ધિશાળી દીકરીના દર્શનથી પવિત્ર બની છે. તમારાં જેવાં મારા રાજ્યમાં સ્ત્રી-રત્નો છે ત્યાં સુધી બુદ્ધિ વિનાનો રાજા છતાં કદિ તે નિષ્ફળ નહિ નીવડે. બાકી મારા મનમાં આજ સુધી બુદ્ધિનો જે ફાંકો અને અભિમાન હતું તે બધું આજે ગળી ગયું છે." પછી મહારાજાએ ખૂબ બક્ષીસ આપીને એમને સંતોષ્યાં ને માનપૂર્વક ઘેર મોકલ્યાં.

---

## (૧૯) જોષ.

---

### ( ૧ )

"જોષી મહારાજ! મ્હારો હાથ જૂઓ જોઇએ!" કહેતી કેટલીક સ્ત્રીઓ એક વૃદ્ધ બ્રાહ્મણ કે જેની આંખો વૃદ્ધાવસ્થાને લઈને ઉંડી ઉતરી ગઈ જણાતી હતી, જેના વર્તન ઉપરથી તે ધર્મનિષ્ઠ હશે એમ જણાતું, જેની પાઘડી, અંગરખું અને ખડીઓ જોતાં, એ કોઇ જૂના જમાનાનો બાધેલ ડોસો હશે એમ પ્રથમ દૃષ્ટિએ જ જણાઈ આવતું, તેને વિંટળાઇ વળી.

જોષી મહારાજે એક બાજુએ ખડીઓ મૂકી, ઓટલા પર આસન જમાવ્યું. મહારાજ જમાનાના જાણ અને જ્યોતિશ વિદ્યામાં પારંગત હોય એમ દેખાતા હતા. તેમણે એક પછી એક, એમ દરેક સ્ત્રીના

હાથ જોઇ, કોઇને ધન મળશે, કોઈને પુત્ર મળશે, કોઇને પતિની મહેરબાની થશે, એમ સહુને જોષ કહી ને સંતોષ્યાં. અને તેમની આગળ સીધાનો ઢગલો થયો. છેલ્લે એક શેઠાણીનો વારો આવ્યો.

શેઠાણી એ ગામના એક પ્રતિષ્ઠિત શેઠનાં પુત્રવધુ હતાં. તેમનાં સાસુ સસરો થોડા વખત પહેલાં જ ગુજરી ગયાં હતાં. "ઘરમાંથી જાય ખોખાં અને ઘર થાય ચોકખાં" એ કહેવત મુજબ શેઠાણી સ્વતંત્ર થયાં હતાં. બાળબચ્ચાં ન હતાં એટલે કુટુંબમાં માત્ર બે જ જણ હતાં. પરમેશ્વરની મીઠી નજર હતી એટલે પૈસો પુષ્કળ હતો. પણ સંતાનરત્નની ઉણપ એ સુખમાં આછી શોકવાદળી જેવી જણાતી.

શેઠાણીમાં યુવાનો તનમનાટ નહતો પણ ગૃહિણીને યોગ્ય ગાંભીર્ય હતું. નાની ઉમરમાં ગૃહસંસારની ધુરામાં જોડાવું પડેલું હોવાથી તેમનામાંથી યુવાનીનો વેગ ઢંકાઇ જતાં પૌઢ સ્ત્રીની પેઠે દીર્ઘદૃષ્ટિ અને ખામોશતા આવી હતી. છતાંય સંતાનપ્રાપ્તિની આશા એક નવવધૂના જેટલી જ તેમનામાં દેખાતી હતી.

શેઠાણીએ પોતાનો હાથ બતાવ્યો, અને જોષીએ કાંઇક લીટા તાણી પોતાનું ડોકું ધુણાવ્યું. આથી બાઇને ધ્રાસકો પડયો. એના ગાલ ઉપરથી લોહી ઉડી જતાં ફીક્કાશ છવાઇ ગઇ. આશાના સૂર્ય ઉપર શંકા રૂપી વાદળી આવી જતાં જેમ સૂર્ય ઢંકાય એમ નિરાશામાં એનો મુખચંદ્ર છૂપાઇ ગયો.

"મહારાજ, આપ ડોકું કેમ ધૂણાવો છો ?" એક યુવાન સ્ત્રીએ કુશંકા કરતાં પૂછ્યું.

"બ્હેન, ન પૂછો તો સારૂં." જોષી મહારાજે નિશ્વાસ મૂકતાં કહ્યું, અને તેણે પોતાનું ટીપણું સંકેલવા માંડયું.

શેઠાણીને લાગ્યું કે મારા નશીબમાં સંતતી નથી એ હશે.

એ તો મારૂં નશીબ! એમાં બીચારા જોષીનો શો વાંક? એણે પોતાના કપાળ પર હાથ મૂક્યો અને બબડી, "મારા કર્મમાં જ ભમરો હોય ત્યાં બીજા શું કરે બીચારાં!" એણે હિંમત હારી જતાં, પોતાની આંખો સજળ થતી છૂપાવી. અને પોતાનું ભવિષ્ય જાણવા માટે એણે રહીસહી હીંમત ભેગી કરી અને બોલી, "મહારાજ! મુંઝાઓ નહિ, જેવું હોય તેવું કહો."

મહારાજ ધીમે સાદે બોલ્યા, "બ્હેન, સંતતી તો તમારે છે..."

"તો તો તમારા મોઢામાં ગોળ." પડખે બેઠેલી સ્ત્રી બોલી ઉઠી.

"પણ એ તો થોડા વખત પછી. પણ......" જોષી બ્હીતા બ્હીતા બોલવા લાગ્યા.

"પણ શું?"

"એમના નશીબમાં સવામણ ચૂનો ટીપવાનો લખાયેલો છે."

"અરે ભૂલ્યા, જોષી મહારાજ! ભૂલ્યા." દરેક સ્ત્રી બોલી ઉઠી.

શેઠાણીને હર્ષ અને શોક છવાયા. એને ન હસવું કે ન રડવું આવ્યું. પોતાને સંતતી થશે એ ખુશ ખબર અને સવામણ ચૂનો ટીપવો પડશે એ અપશુકન સાંભળતાં એના હૈયામાં બન્ને વચ્ચે યુદ્ધ આરંભાયું. એ તો દિગ્મુઢ થઇ બેસી રહી.

"નથી ભૂલ્યો. બ્હેન! મ્હારૂં પંચાંગ અને જોષ ખોટાં પડે તે પહેલાં તો હું મરણ વધુ ઇષ્ટ ગણું છું." મક્કમતાથી એણે ઉચ્ચાર્યું.

"પણ, ભૂદેવ! આ તો શેઠાણી. એમને ઘેર લાખોની મીલકત. એ ચૂનો ટીપે ક્યાંથી?" ખુલાસો કરી જોષીને ખોટો ઠરાવવાનો મિથ્યા પ્રયત્ન કરતી એક સ્ત્રીએ ઉદ્દગાર કાઢ્યા. અને શેઠાણી જોશીની ભયંકર આગાહી સાંભળતાં કંપી ઉઠી.

"તે હશે, પણ હું કહું છું તે ખોટું પડવાનું નથી."

મહારાજ કાંઇ નવા ન હતા. તેના શબ્દો બધી વખત સાચા પડતા હતા. સહુ વિચારમાં પડી ગયું. "શું થશે" એજ સહુના અંતઃકરણમાં થતું ને અવનવા તરંગો રમતા હતા.

પણ શેઠાણી જબરાં હિમ્મતવાન! એણે હિંમત એકઠી કરી, અને શોક વાદળીને પોતાના મોઢા ઉપરથી હાસ્ય લહરીના ઝપાટે દૂર ફેંકી દીધી. એ સ્મિત કરતી ઉઠી, અને મહારાજને પાકું સીધું આપી વિદાય કર્યા. સહુ જોઇ રહ્યું. શી સહનશીલતા!

વાત વાયે ચડીને ફેલાઇ. એક બીજાને અને બીજો ત્રીજાને કહે એમ એકમાંથી હજાર કાને થઇ. વાતે નાનામાંથી મોટું સ્વરૂપ લીધું, અને તે બધું શેઠને કાને અથડાયું કે, "શેઠાણીને સવામણ ચૂનો ટીપવાનો નસીબમાં છે એમ જોષી મહારાજે કહ્યું છે."

શેઠને જોષી ઉપર આત્મશ્રદ્ધા હતી. એને એ ઓળખતા હતા અને એના દૃઢ શબ્દો ઉપર એમને સંપૂર્ણ શ્રદ્ધા હતી. એમના શબ્દો મેરૂ જેટલા જ સચોટ અને સ્થિર હતા. એ શબ્દો, પાછળની આગાહીથી પોતાનું ખરાબ ભાવિ અને ગરીબી આવવાના ભણકારા સ્વરૂપે એમને જણાયા. તરત જ એમના ચ્હેરા ઉપર શંકા સાથે ઉદાસીનતા દેખાઇ. તેમનું મન આકુળવ્યાકુળ થઇ ગયું, અને એ ઉઠી ઘેર ગયા. શેઠાણીને પૂછતાં સર્વ સત્ય જણાયું, અને એ નિશ્ચય ઉપર આવી ગયા. બીજે જ દિવસે એમણે વેપાર સંકેલ્યો, અને એ આખી રાત્રી જ્યારે સર્વ જગત શાન્તી અનુભવતું નિદ્રાદેવીને ખોળે શાન્તિમાં ઢળ્યું હતું ત્યારે એણે રાત્રી વિચારવમળમાં ગાળી. સર્વત્ર એને અંધકારમય ભાસ્યું. 'પ્રભુ ઇચ્છા' કહી એણે લમણે હાથ મૂક્યો, અને બેભાન જેવો એ આમ તેમ તરફડવા લાગ્યો, અને એના મગજમાં હજારો વિચારોની ઘટમાળા

મેર વગર ફરવા લાગી. અંતે એ નિદ્રાને ખોળે ઢળી પડયો. અને નિદ્રા સાથે વેર બાંધેલા મનુષ્યની હાર થવાથી તેના ઉપર નિદ્રાદેવીનું સામ્રાજ્ય ઢળ્યું.

પ્રભુએ જગતમાં જો રાત્રી કરી ન હોત તો કોઇ જીવી પણ ન શકત. આખા દિવસના શ્રમથી કંટાળેલા મગજને જરા પણ શાન્તી ન મળે તો જરૂર એ માણસને ચિત્તભ્રમ થઇ જાય. નિદ્રાદેવી દરેક મનુષ્યને પોતાને ખોળે સુવાડી, નવી સ્ફૂર્તિ આપે છે, અને માતાની પેઠે રક્ષણ કરે છે. આ શેઠ પણ શાન્તિ સાથે સ્વાથ્ય મેળવી, ગુંચવાઇ ગયેલા મગજને સ્થિર કરી શકયા, તે એજ નિદ્રાદેવીના પ્રતાપે.

( ૨ )

"નાથ!..." શેઠાણીએ ડરતાં ડરતાં કાંઇ કહેવા ઇચ્છા હોય પણ બોલાતું ન હોય એમ ઉચ્ચાર્યું.

"કેમ, શું છે?"

"આપ......મુસાફરીએ........." મહામુશ્કેલીયે એ બોલી. એના અંતઃકરણમાં થતું દુઃખ અને ડંખતું જીગર એને બોલવા દેતાં ન હતાં.

"હા, વેપારી તો દેશાવર જ ખેડે." ધીમેથી શેઠ બોલ્યા.

"અહીં આપણે શો ટોટો છે?" અને એનાથી ડુસકું મૂકાઇ ગયું.

શેઠની મક્કમતા પીગળી ગઇ. એમનું હૃદય પીગળ્યું અને એ ધીમેથી બોલ્યા, "શેઠાણી, તમને તમારે પીયર મોકલીને જ હું જઇશ. અહીં તમે કોને આશરે રહી શકો?" પાસો ફેંકતા શેઠ બોલ્યા.

"પીયર! પીયર શાને?" નિડરતાથી એ બોલી.

શેઠને પોતાની બાજી સરી જતી જણાઇ. એમણે ધારેલું કે શેઠાણી પીયર રહેશે અને હું દેશાવરની એક સફર કરી આવીશ,

તેવામાં શેઠાણીની 'ચુનો ટીપવાની' આગ્રાહી પણ પૂરી થઇ જશે. પણ શેઠાણીએ પીયર જવાની તો ના કહી.

" ન્હાનપણમાં મારૂં ગણી જેને માટે ઝઘડા કર્યા, એવા પીયર-ને તમે કાં તીરસ્કારો ? પિયર તો સ્ત્રીને આરામનું ઠેકાણું છે." શેઠે સમજાવટ આદરી. જેમ બાળકને સમજાવે તેમ.

" હા, પણ પરણેલી સ્ત્રીને સાસરી વગર બીજે સુખ નથી. પિયરની પાલખી કરતાં સાસરાની શળી હજાર દરજ્જે ઉત્તમ માનનારી સ્ત્રી-ઓ જ સમાજમાં આદર્શ ગૃહજીવન જીવી શકે છે." એના શબ્દે શબ્દમાં મક્કમતા હતી, સચોટતા હતી, અને દૂરંદેશી પણ હતી.

" અહીં એકલાં રહેવા કરતાં બહોળા કુટુંબમાં રહી તમારૂં જીવન તમે સુખેથી વ્યતિત કરી શકશો. ત્યાં ભોજાઇઓ પર તમારો પ્રભાવ રાખી શકશો, અને ગોકળીયા જેવું ન્હાનકડું ઘર તમને વખત પસાર થતો જણાવા નહિ દે."

" ગમે તેવા દુઃખમાં પણ ઓશીયાળો રોટલો ખાવાનું કોઇપણ સ્ત્રી પસંદ નહિ કરે. મને પીયર મોકલવાની વાત મૂકી દેજો."

" ત્યારે ?" શેઠની આંખો પ્રત્યુત્તર સાંભળવા જરા ખેંચાઈ.

" વસ્તુ અને તેનો પડછાયો કદી જૂદો પડયો સાંભળ્યો છે ?"

" એટલે...!"

" તમે ત્યાં હું." શેઠાણી નીચું જોઇ ગયાં. શેઠના ચ્હેરા ઉપર કાંઇ ન સમજાય તેવું શ્યામવરણું વાદળું જણાયું. શેઠાણીની નીચી દૃષ્ટિમાં પતિવ્રતપણું અને સ્નેહ નીતરતું હતું. તેના ઓષ્ટ ઉપર છૂપું હાસ્ય ફરકતું..

શેઠના અંતઃકરણમાં વિચારોની ગડમથલ ચાલી. પવનથી

ઉત્પન્ન થતાં જળનાં મોજાંઓ પેઠે તરંગમાળાની હારની હાર ઉત્પન્ન થતી, ફેલાતી અને લય પામતી તેમ તેમ જુદા જુદા ભાવો એના ચ્હેરા ઉપર પ્રકાશતા, અસ્ત થતા અને સામે બેઠેલી શેઠાણીની ચપળ આંખો એ બધું જોઈ, ઘડીમાં ખુશી તો ઘડીમાં શોકાતુર થઇ જતી.

"શેઠાણી ! દેશાવરનાં દુઃખની ખબર છે?" શેઠના અવાજમાં કાંઇક દર્દ હતું.

"નાથ, સ્ત્રી તો પતિના દુઃખે દુઃખી અને સુખદુઃખમાં ભાગીયણ ન થાય તો તે સ્ત્રી કેમ કહેવાય? અર્ધાગના અર્ધું દુઃખ સુખ સહન ન કરે તો એ કામની શી? મારા પતિવ્રતપણાને ઝાંખપ લાગે. આપ આ જગતમાં મારા સર્વસ્વ છો. પરદેશનાં દુઃખોની ચિંતામાં અહીં રહી મારે ઝુરી મરવું તેના કરતાં તમારી સેવામાં રહી જીવન સુખદુઃખે ગાળવું હું વધુ પસંદ કરૂં છું." શેઠાણીના હોઠ ઉપર નિશ્ચળતા હતી, ચક્ષુમાં સ્થિરતા હતી.

"પણ દેશાવરમાં સ્ત્રીને સાથે ન રખાય."

"નાથ! બે વસ્તુઓ હમેશાં સાથે રાખવાનું વડીલો કહી ગયા છે. તે યાદ........."

"કઇ?"

"સ્ત્રી અને લક્ષ્મી."

અને એ નીચું જોઈ ગઈ. શેઠાણીના વિચારો શેઠ સમજ્યા. અને આગળ જોયું જાશે એમ માની શેઠ ઉઠી બહાર ગયા. તેમણે તૈયાર થવાનો નોકરોને હુકમ આપ્યો.

શેઠાણીના પિતા પણ લક્ષાધિપતિ હતા. તેમને આ એક જ પુત્રી હતી. ત્રણ ભાઇઓ વચ્ચે એ એક જ બ્હેન હતી. શેઠાણીએ ધાર્યું

હોત તો સુખેથી તે પિયરમાં રહી શકી હોત; પરંતુ સાધ્વી સ્ત્રીએ પિતાની એ સાહ્યબી તરછોડી, પતિસેવાનો લ્હાવો લેવાનું વધુ પસંદ કર્યું.

શેઠે ધારેલું કે મુસાફરીનાં દુઃખે શેઠાણી સાથે આવવાંની ના કહેશે અને પિયર રહેવાનું પસંદ કરશે; કારણ કે ઊંટ મરે તોય માળવા તરફ જુએ. સ્ત્રીહૃદય મરતાં પિયર સંભારે. એટલે હું પરદેશ જઇ આવીશ તે દરમ્યાન જોશીએ કહેલ ભાગ્ય ફળી જશે. એ બધું એના પિતાને ત્યાં થાય તો ઠીક. પરંતુ ઈશ્વરની ઇચ્છા કાંઈ જુદી જ હતી. મનુષ્યનું ધાર્યું કદી પાર પડતું હશે ખરૂં ?

શેઠની વિચારમાળા વધારે જોરથી ફરવા લાગી. હવે શું કરવું? પરંતુ વણિક જ્ઞાતિ બહુ જ બુદ્ધિશાળી ગણાય છે. કહેવાય છે કે " વાણીયા વગર રાજા રાવણનું રાજ્ય ગયું." વાણિયાની ચિંતા તો ઈશ્વરે પણ નથી રાખી. એટલે પરમેશ્વરને પણ ખાત્રી છે કે ગાંડી માના ડાહ્યા વાણીયા ભૂખે નહિ મરે. એ પોતાની મેળે બુદ્ધિનો વિકાસ કરીને પોતાનું ફોડી લેશે.

ઠરાવેલા સમયે શુભ મુહૂર્તે, સારાં ચોઘડીયાં ને શુકન જોઇ શેઠજી વ્હાણવટે નીકળ્યા. શેઠાણી પણ સાથે જ હતાં. સર્વ સગાં સંબંધી, મિત્રો, નગરજનો વગેરેને પ્રણામ કરી પોતાનાં ઘર–માલમીલ્કતની ખબર રાખવાની ભલામણ કરી, શેઠ વ્હાણે ચઢયા. સર્વેએ એમને કુશળ ઇચ્છી, પુષ્કળ દ્રવ્ય કમાઇ વ્હેલા વ્હેલા આવવાના આશિર્વાદ આપ્યા.

વ્હાણો ઉપડયાં. સમુદ્ર પોતાના વિશાળ પેટ ઉપર સફેદ સઢમાં લપેટાયેલાં વ્હાણો દૂર દૂર લઇ ચાલ્યો, અને ક્ષિતિજમાં ઉડતા બગલા જેવાં વ્હાણો દેખાયાં ત્યાં સુધી ઘણાં માણસો કાંઠે ઉભાં ઉભાં જોઇ

રહ્યાં. શેઠ-શેઠાણી એકી નજરે કીનારા તરફ તાકી રહ્યાં હતાં અને દૂરદેશાવરે જવા માટે પોતાની જન્મભૂમિ પ્રત્યેનો પ્રેમ યાદ આવવાથી અશ્રુબિન્દુઓ તેમની આંખમાંથી સરી પડયાં.

( ૩ )

દરીયાનાં ધુઘવતાં પાણી ઉપર ઉછળતાં મોજાં સાથે એક ભાંગી ગયેલું વ્હાણ આમથી તેમ ફેંકાતું હતું. રમતીયાળ છોકરાઓ કે મદમસ્ત રાક્ષસો જળમાં પડી પાણીને વેરણ છેરણ કરી નાખે અને કોઇ એકાદ વસ્તુ હાથ પડતાં તેને જેમ ફેંકાફેંકી કરીને ગમ્મતનું સાધન બનાવે એમ ઉછળતાં મોજાં વચ્ચે એક ભાંગેલા વહાણનું થતું, અને તે ઉપર એક મનુષ્ય ચોંટેલું જણાતું હતું. મોજાં સાથે એ પણ ઉંચે ચડે ને પટકાય. એને ચોંટેલા મનુષ્યની જીવનસ્થિતિ પણ એવી જ હશે ને ?

ચડતી ને પડતી એ તો સહુને શીરે લખાયેલી જ છે, તો પછી ગરીબ રાંક મનુષ્યોનું તો શું ગજું ?

અંધકારનો નાશ થતાં સૂર્ય ભગવાને પોતાના અરૂણ સારથી સહ પૂર્વ દિશાએ પોતાનાં પુનીત પગલાં કર્યાં. અને સોનાની કુંચીથી પૂર્વ તરફનો દરવાજો ઉઘાડયો કે તરત જ સર્વત્ર પ્રકાશ ફેલાયો. એ પ્રકાશમાં પેલું લાકડું ભાંગેલું વ્હાણ અને તે ઉપર ચોંટેલી સ્ત્રી ઘણે દૂર તણાતાં જણાયાં.

દૂર વહાણોનો એક કાફલો જતો દેખાતો હતો. એના ઉપર ફરકતી ધજા જ કહી દેતી હતી કે એ તો પેલા શેઠનાં જ વહાણો હતાં. ત્યારે શું એ તણાતી શેઠાણી તો નહિ હોય ?

હા એજ. શેઠને પેલા જોષીનાં વચનો ઉપર ખૂબ જ વિચાર કરવો પડયો. વહેમી મનુષ્યોને વહેમના વિચાર ખાઇ જાય છે. તેણે ભાન ભૂલી આગળ પાછળનો વિચાર કર્યા વગર ભયંકર સ્વપ્નમાં જેમ માણસ બેબાકળો થઈ રાડ પાડી નાખે છે, તેમ તેણે હુકમ કરી શેઠાણીને મધ્ય દરીયે અંધારી રાત્રે ભર નિદ્રામાં સૂતેલી પોતાની અર્ધાંગનાને તણાતી વ્હેતી મૂકી દેવરાવી.

પાણીમાં પડતાં જ એની નિદ્રા ઉડી ગઇ. અચાનક આવેલું દુઃખ જોઇ માણસ ગભરાઇ જાય એમ એણે ભાન ખોયું. એનાથી બૂમ પડાઈ. પણ બૂમ કોણ સાંભળે? દૂર છેટે વહાણો દેખાયાં, પણ મોજાંઓના લોઢમાં એ અબળાનું શું ગજું? એને એણે થકવી નાખી. દુઃખની ચક્કીમાં પીસાઇને બહાર નીકળેલ મનુષ્યનું ભાગ્ય વધુ તેજસ્વી બને છે. કસોટીએ ચડેલું સોનું વધારે કીમતી ગણાય છે, એમ આ શેઠાણીની કસોટી થઈ ગઈ અને એને બચાવવાની પ્રભુ ઇચ્છા હશે, એટલે એણે આંખ ઉઘાડી જોયું તો સામે એક લાકડું તણાતું દેખાયું. મરતું-ડૂબતું માણસ તણખલાને પણ વળગી પડે એમ એ તુરત જ એ લાકડાને વળગી પડી. એ ભાંગેલા વહાણનો કકડો એને મળ્યો. અને તે ઉપર જરા આધાર મળતાં જ એ બેભાન-બેશુદ્ધ બની ગઇ. મૂર્છિત સ્ત્રીને લાકડાની સાથે મડાગાંઠ પડી ગઇ હતી. બન્નેની એકજ સ્થિતિ થઈ ગઇ હતી.

લાકડા સાથે શબવત્ ચ્હોંટેલી એ સ્ત્રી બપોરે એક ગામડાના કાંઠે તણાતી આવી. રત્નાકરે એને પોતાના ઉદરમાં સ્થાન ન આપ્યું. શેઠે ધરેલી ભેટ એણે ન સ્વીકારી અને એને ઉછાળી ઉછાળી પોતાથી દૂર કરવા કાંઠે આણી.

એને નહોતું રહ્યું લુગડાનું ભાન કે શરીરની શુદ્ધિ. ક્ષુધા, થાક અને વિટંબનાથી એ લગભગ અર્ધા શરીરે આવી ગઈ હતી. ખારવાએ એને જોઇ. દયાળુ હૃદયના એ મનુષ્યોએ એને બહાર કાઢી.

થોડી વારે એને શુદ્ધિ આવી. એના ચ્હેરા ઉપર લજ્જાદેવીનું આક્રમણ થયું અને એ શરમાઈ ગઇ. એણે પોતાનાં અસ્તવ્યસ્ત કપડાં ઠીક કર્યાં, અને સમુદ્રના ખારા જળથી ભીંજાયલું મુખ લુછતાં જ ચળકી ઉઠ્યું. પોતાની બેભાન સ્થિતિમાં એ પડી ગઇ હશે કે પોતાને પતિએ તજી દીધી હશે, એ વિચારે એનું ગૌર મુખડું સ્હેજ શ્યામ થયું. પણ એ સાધ્વી સ્ત્રીને પતિ માટે એવું ચિંતવતાં દુઃખ થયું, અને એ અસહ્ય લાગ્યું. આમાં પોતાના ભાગ્યનો જ દોષ માની એણે મન વાળ્યું, અને એમાં પોતાની આત્મપ્રસન્નતા એણે મેળવી.

અસભ્ય મનુષ્યો એના જીવનદાતા હતા. નવું જીવન મેળવેલી એ શેઠાણી એમનો આભાર માની નગર પ્રત્યે નીકળી. એકલી અટુલી, યુવાન, સ્વરૂપવાન સ્ત્રીને પોતાનું રૂપ જ દુઃખરૂપ થઇ પડે છે. તેથી એણે એકદમ સમય વિચારી નગરમાં જવાનું ઇચ્છ્યું.

ન્હાનું શું ગામ એક બંદર હોવાથી ગામમાં વિદેશી વેપારીઓ આવતા જેથી વેપાર ઠીક ચાલતો. ખાળો બાંધેલ ન હતો, છતાં ખારવાઓ દૂર ઉભા રહેતા વહાણોમાંથી માલ કીનારે લાવી આપતા. અને તે બધા નગરશેઠને આધીન હતા. ગામડીયા ખારવાઓએ બાઇને શેઠના ઘેર જવાની શીખામણ આપી.

યુવાન અને સ્વરૂપવાન સ્ત્રી જેણે કોઇ દિવસ ટાઢ તડકો પણ સહન કર્યો નથી એવી સુકોમળ સ્ત્રીને બજાર વચ્ચે ગાંડા જેવી હાલતમાં એકલી ચાલી જતી જોઇ સહુ કોઇને એ કોણ છે એ જાણવા ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. માણસો એની પાછળ વાતો કરતા એ જોઇ

એ શરમાઇ જતી, અને દુઃખ થતું. પણ નીચું મોઢું રાખી સજળ નયને તે ચાલી જતી હતી.

નગરશેઠની દુકાને આવી એ ઉભી રહી. શેઠ સામે જ ગાદી ઉપર બેઠા હતા. વૃદ્ધ શેઠની તેજ ઝરતી આંખો, ભવ્ય લલાટ, પવિત્ર મુખડું અને વેપારની કુનેહ તથા કુશળતા દર્શાવતા એના મીઠા અમૃત સરખા શબ્દો, એ એની ખાનદાની બતાવતાં હતાં. શેઠાણી ત્યાં આવી કે તરત જ શેઠની નજર તેની તરફ ફરી. એમણે એ શેઠાણીના ચ્હેરા ઉપર દુઃખ અને દર્દ જોયાં. અમીરાઇનું તેજ જોયું, અને અકસ્માતનો ભોગ થઈ પડેલું કોઇ દુઃખી છે એમ એને લાગ્યું. એણે બાઇને બોલાવીને પાસે બેસારી.

" બાપા !......" શેઠાણી રડી પડી.

જેમ એક પિતા પોતાની પુત્રીની પાસે બેસી એના માથે હાથ મૂકે, એમ શેઠે એને આશ્વાસન આપ્યું, " બ્હેન, મને તારો ધર્મનો પિતા જ માનજે. પણ તું કોણ છે ? "

" એક દુઃખી માનવી. " કકળાતા અંતઃકરણે એણે ઉરની જ્વાળા કાઢી.

" શી ન્નાતે છે બ્હેન ? " એ બાઇના દુઃખે દુઃખી થતા, દુભાતા શેઠે પૂછ્યું.

" વાણીયા. " શરમાતાં એ બોલી.

" બ્હેન, તું મારે ઘેર જા. તું મારી દીકરી જ છે. " શેઠના શબ્દોમાં પિતૃસ્નેહની અવધિ હતી. બાઇને પોતાને ઘેર માણસ સાથે મોકલી.

સાંજે શેઠ ઘેર આવ્યા. એમણે ધીમેથી પૂછ્યું, " બ્હેન ! તું સમયનો કે અકસ્માતનો ભોગ થઇ પડી લાગે છે. તારૂં સ્વરૂપ, તેજ

અને ચ્હેરો જોતાં કોઇ ખાનદાન જણાય છે. બ્હેન, આ દુઃખ તને કેમ પ્રાપ્ત થયું ?"

"પિતાજી, એ ન પૂછો તો સારૂં." શરમાતાં એ બોલી.

"ન શરમા. દિકરી, તારૂં દુઃખ મટાડવા બનતું કરવાની મને હોંશ છે. તને સુખી જોવાની મારી અનુપમ ઇચ્છા છે. તને તારો સુખી ગૃહસંસાર ભોગવતી નિરખવાને મને કોડ છે. બોલ દિકરી, મારા જેવા તારા ધર્મપિતાથી ન છૂપાવ." શેઠે પોતાનો મનોભાવ વ્યક્ત કરતાં આશ્વાસન આપી એનું અંતઃકરણ ખોલવા કહ્યું.

દુઃખીનું દુઃખ મટાડવા આશ્વાસન એ ઔષધ છે. કુશળ વૈદ્યની પેઠે અનુભવી શેઠે એનો ઉપચાર કરી જોવા પોતાની વિશાળ બુદ્ધિનો ઉપયોગ કર્યો.

"પિતા, હું તમારી દીકરી અને તમે મારા પિતા." શરમાતાં એ બોલી. ખાનદાનનું એક ફરજંદ પોતાની ગુપ્ત વાત કહેતાં શરમાય એમ એ પોતાના વડીલ પાસે શરમાતી બેઠી હતીઃ "હું વણીક પુત્રી છું. મ્હારા પતિ વહાણવટી છે. દેશાવર જતાં હું અકસ્માત દરીયામાં પડી ગઇ અને અંધારામાં કોઇને ખબર પડી નહિ. વહાણ દૂર દૂર ચાલ્યાં ગયાં અને હું સહીસલામત અત્યારે તમારા પ્રતાપે આપની પાસે બેઠી છું." તેના આકુળવ્યાકુળ હૃદયમાં ગભરામણને લીધે વલોવાટ થતો હતો.

"મારી યુવાન અવસ્થા છે. જ્યાં સુધી હું મારે ઘેર સુખરૂપ પહોંચું ત્યાં સુધી આપને ત્યાં રાખી મને મુઠી અનાજ આપશો તે વડે હું પોષાઇ, આપના ઘરનું કામકાજ કરીશ. અનાથના નાથ તમે મારા ધર્મના પિતા છો." એણે આજીજી કરી.

એની દુઃખી કથની સાંભળતાં શેઠનાં રૂવાં ખડાં થયાં. પુત્રીવત્ સ્નેહ એ બાઈ ઉપર એમને થયો. એ નીસાસો મૂકી ધીમેથી બોલ્યા, " બ્હેન! તું મારી દીકરી જ છે. મારે દીકરી નથી. દીકરા દેશાવર છે. દીકરીની મને ખોટ હતી તે આજે પ્રભુએ પૂરી પાડી છે. એણે જ તને અહીં મોકલી જણાય છે. મારે ઘેર કોઇ જાતનો ટોટો નથી. કામ કરનાર દાસ-દાસીઓનો ટોટો નથી. તું કોઇ ખાનદાન કુટુંબની કન્યા જણાય છે. સુખેથી તું મારે ઘેર રહેજે અને સુખેથી ખાઈ પી પ્રભુભજન કરજે. "

શેઠને પોતાના ઘરમાં સાક્ષાત્ લક્ષ્મી પધાર્યાં જેટલો આનંદ થયો હતો.

( ૪ )

" શેઠજી ! કોઇ દાડીયે આવતું નથી. સહુને અત્યારે અનાજ લણવાની મોસમ છે. કહે છે કે દાડીએ આવે તો એમના પાકને નુકસાન થાય. પાકમાંથી એમને આખું વર્ષ ગુજરાન ચલાવવાનું છે." એક નોકરે આવી શેઠને સંભળાવ્યું.

" આપણે આ મકાન જલદી પુરૂં કરી નાખવું જ જોઇએ. ગમે તે દાડીથી દાડીયાં મળે તેટલાં લાવો અને કામે લગાડો. પૈસાની દરકાર ન કરો. " શેઠનો હુકમ છૂટયો.

" હું મારાથી બનતું કરીને લાવીશ. પણ એ તો બધાં મકાન ચણવાના કામમાં આવશે. "

" વારૂ, પણ ચૂનો ટીપ્યા વગર કેવી રીતે ચાલશે ? સ્ત્રીદાડીયા વગર ચૂનો ટીપે કોણ ? અને ટીપ્યા વગર ચુનામાં ચીકાશ આવે પણ

ક્યાંથી ! માટે ચૂનો ટીપનાર દાડીયાની તો ખાસ જરૂર છે. જેટલાં મળે તેટલાં લાવો. પણ કોઇને જોર જુલમથી કે તેમનું નુકશાન કરીને લાવવાં નહિ, એ ખાસ ધ્યાનમાં રાખજો." ઉદાર શેઠે પોતાના લાભ માટે પારકાનું નુકસાન કરવા તરફ પોતાનો અણગમો બતાવ્યો.

શેઠનો હુકમ થતાં જ ત્રણ દાડીયાં ચૂનો ટીપવા માટે આણ્યાં. તેમણે કામ શરૂ કર્યું. પણ એટલાં દાડીયાં ચૂનો ટીપવા માટે ઓછાં હતાં. શેઠાણી પાસે બેઠાં હતાં. શેઠની પુત્રી તરીકે જ સહુ એને ઓળખતાં. તેઓ દાડીયા સાથે હળીમળી છૂટથી વાત કરતાં. તેમનાં સુખ દુઃખ સાંભળી આશ્વાસન લેતાં, અને આનંદમાં દિવસ પસાર કરતાં. તેમણે વાતો વાતોમાં પાસે પડેલ ધોકો લઇ ચૂનો ટીપવા માંડયો. સહજ મન થતાં શરૂ કરેલું કામ વાતવાતમાં કેટલેક વખતે મણ જેટલો ચૂનો ટીપાઇ રહેવાનું પૂરૂં થવા આવ્યું. સુકોમળ શરીર જરાય દુઃખ સહન ન કરે, પણ દુઃખથી ટેવાવા યત્ન કરતાં નાજુક શરીરનાં ભાગ્યવાન શેઠાણીના હાથે ભંબોલા પડયા.

શેઠ તેના સુખ માટે તલસતા. દૂર દૂર દેશાવરમાં એમણે એના વરની શોધખોળ ચલાવેલી. પરદેશી વેપારીઓને ઓળખાવવાના બહાના નીચે જમવા માટે શેઠ ઘેર તેડી લાવતા, અને એ રીતે તે તજવીજ કરતા હતા છતાં હજુ સુધી તેમાં સફળ થયા ન હતા.

આજે તેઓ અચાનક એક પરદેશી વેપારીની સાથે આંગણામાં આવી ઉભા. શેઠાણી ચૂનો ટીપતાં ઉભાં થઇ ગયાં. લુગડાં સંકોરી એમણે ચૂનો ખંખેર્યો, અને શરમાઇ જતાં મુખ છૂપાવ્યું.

"બેટા ! આ શું કરે છે ?" શેઠે સ્નેહાળ દૃષ્ટિથી ઠપકો આપત કહ્યું.

"ના. અમસ્તું સ્હેજ મન થઇ ગયું."

"અહીં કાંઈ ટોટો છે દાડીયાંનો, ધનનો, કે નોકરોનો? હાથે શા માટે કરવું પડે?" પોતાનું ગૌરવ બતાવતા શેઠ બોલ્યા.

શરમ સાથે હાસ્ય કરતાં શેઠાણી ત્યાંથી ચાલ્યાં, અને સ્હેજ પાછળ દૃષ્ટિ ફેંકાઇ. એ તરત જ સ્થંભી ગયાં. શેઠની સાથે પોતાના પતિને ઉભેલા જોયા. એ અવાક બની ગઇ. અતિશય હર્ષ કે અતિશય દુઃખ માણસને બેશુદ્ધ બનાવે છે એમ તેને થયું. શુદ્ધી આવતાં એ લજવાઇ, અને શરમમાં લાજનો ઘુંઘટો તાણી એક બાજુ સરી ગઇ.

સહુને નવાઇ થઇ કે આ શું? શેઠની પુત્રી કોની લાજ કાઢે છે?

"બ્હેન! એ કોણ છે?" એક મજુરણે પૂછ્યું.

"એ..........." શરમથી એ ન તો ઉંચું જોઇ શકી કે ન એકે શબ્દ ઉચ્ચારી શકી. મોટા ખારા મહેરામણમાં મીઠા જળની વીરડી મળતાં જેટલો આનંદ થાય તેથી અધિક હર્ષના બોજા તળે કચરાઇ જતી શેઠાણી હર્ષનાં અશ્રુ ખેરવતી ત્યાં જ ઉભી થઇ રહી. મજુરણ એને ઉપર તેડી ગઇ, અને એણે નીચે આવી વધામણી આપી કે, "શેઠજી! આ તો જમાઇરાજ." શેઠે પણ સામે ઉભેલી પોતાની સ્ત્રીને ઓળખી. એ વસ્તુસ્થિતિ સમજી ગયો. બન્નેનાં નેત્રો હર્ષથી નાચી ઉઠયાં. હૃદય કલ્લોલ કરવા લાગ્યું, અને વીણાના તાર પેઠે બન્નેનાં શરીર ધ્રુજી ઉઠયાં.

"બ્હેન, તું ચૂનો ટીપવા કાં બેઠી હતી?" વૃદ્ધ શેઠાણીયે માથે હાથ ફેરવતાં પૂછ્યું.

"માજી, મારા નસીબમાં સવામણ ચૂનો ટીપવાનું લખાયું હતું." શેઠે ભૂતકાળ સંભાર્યો. બન્નેની દૃષ્ટિએ જોષી આવ્યો.

"અને એટલો ચૂનો ટીપાઇ રહ્યો એટલે તમે તરત જ મળ્યા." શેઠ આમ બોલી હસતા હસતા જમવા ઉઠયા.

વૃદ્ધ શેઠ—શેઠાણીના હર્ષનો પાર નહતો. એમણે પુત્રીને આણું વળાવે તેમ પુષ્કળ કરીયાવર કરી બન્નેને વિદાય કર્યાં. બેય યુવાન શેઠ—શેઠાણીએ નવું જીવન મેળવી નવીન ગૃહસંસાર શરૂ કર્યો.

બન્ને હવે તો આનંદમાં રહેતાં. અને કોઈ કોઇ વખત શેઠ કહેતા કે હવે કોઇને હાથ બતાવી જોષ જોવડાવવાની હોંશ ન રાખશો.

થોડા વખતમાં સ્વર્ગના ફીરસ્તા સ્વરૂપ એક બાળક જન્મવાથી એ દંપતિને સ્વર્ગસુખ મળ્યું. શેઠે શેઠાણીને દરીયામાં ફેંકી દીધી હતી કે અકસ્માત તે પડી ગઇ હતી એ પ્રશ્ન અણુ ઉકેલ જ રહ્યો હતો.

---

## ( ૨૦ ) બીબી.

શેરખાન એ ગરીબ મુસલમાનનો દીકરો હતો. પણ માબાપને એકનો એક હોવાથી લાડપાનમાં ઉછર્યો અને તેથી મનમોજી અને સ્વચ્છંદી બની ગયો. આળસુ અને નિરૂદ્યમી રહેવાથી એનામાં શઉર નહતું. એક ગરીબ પણ બુદ્ધિશાળી બીબી સાથે એનાં લગ્ન થયાં. એક પત્થર અને બીજું રત્ન. એક લોઢું અને બીજી કુંદન. એનો મેળ કયાં ખાય ? બીબી બિચારી એને જુએ ને પોકે ને પોકે રૂએ. પણ હવે શું થાય ? મીયાંના માબાપ મુઆ ને એ તો હવે એકલો થયો. સ્વતંત્ર થયો. કરતો કારવતો થયો એટલે બીબીને એના પીયરથી તેડી લાવ્યો.

બીબીએ યુવાનીમાં પ્રવેશ કર્યો હતો. એનાં અંગે અંગ વિકાસ પામ્યાં હતાં. એ સજીવ આરસની પ્રતિમા જેવી રૂપાળી હતી. એનું ભવ્ય લલાટ, એના ગોરા ગોરા ગાલ અને ઉઘડતા ગુલાબ જેવું એનું મુખ, નમણું નાક એ બધું ઘરેણાં વગરના શરીરને શણ-

ગારતા, અને ઘરેણાં કરતાં એનું તેજ વધારે પડતું. પરંતુ કુંદન ઉપર ઓપ ચડાવે અને જેમ શોભી ઉઠે એમ એ રૂપ ઉપર એની બુદ્ધિ, ડહાપણ, ચાતુર્ય અને શિયળનો ઓપ હતો—પટ હતો. એ એનો સાચો શણગાર હતો.

બીબીને તેડવા આણું આવ્યું ને એને સાસરી જવાના કોડ ઉપડ્યા. મીયાં સુધર્યા હશે જાણી એના હૃદયમાં સંતોષ થયો. એનું મન પ્રફુલ્લિત થયું. અંતઃકરણ ભાવભીનું બન્યું. સાસરીનાં સુખ મહાલવાની અભિલાષા થઇ અને એની દેહલતા સોળે કળાએ પ્રફુલ્લિત થવાથી એનો મુખચંદ્ર વિકસ્યો. આંખોમાં ચંચળતા સાથે અજબ નૂર પ્રગટ્યું, અને એ લજાતી લજામણીના છોડની પેઠે અવનવા રંગ સજવા લાગી.

બીબીએ મીયાં સાથે ઘેર આવી આંગણામાં પગ મૂક્યો કે એનું નૂર ઓછું થયું. એણે ઘરના રંગઢંગ જોયા. પણ ઘરમાં કોઇ કરનાર નથી એટલે એમજ હોયને! એમ ધારી એણે દિલાસો લીધો. એણે ઘરની વ્યવસ્થા હાથમાં લીધી. મોટા મોટા થાળ ઉટકી નાંખ્યા. વાસણો બધ્યાં માંજી નાખ્યાં. ઘરમાં ગારગોરમટી અને ધોળ વગેરે કરી વાસણોની માંડ માંડી અને ઘર રૂપાળું ટાંકલા જેવું બનાવ્યું. બીબીએ પોતાના દેહને કચડી નાંખી ઘરની વ્યવસ્થા અને તેજ એમાં પૂર્યા હતાં. આખા મુસલમાનવાડમાં એ બીબીનાં વખાણ થતાં.

મીયાં આ બધું જોઈ મનમાં રાચતો અને બીબીના રૂપનાં વખાણ સાંભળી સંતોષ પામતો. પોતાને ભાગ્યશાળી માની અંતરમાં કીલકીલ હસતો. પણ જો કાંઇ કામે જવું પડે તો તેને કાળજાનો ધ્રાસકો પડતો.

બાપની મૂકેલી મુડીનો કબજો બીબીએ લીધો, એટલે મીયાંને પાઇ પૈસા માટે પણ એની પાસે માગવાનું રહ્યું. અને બીબી એમ

આપે એવી યે નહતી, એટલે મિયાંને હવે બેસી રહેવા સિવાય કાંઇ જ કામ નહતું. ઘરની વ્યવસ્થા બધી બીબીને માથે. લાવવું, મેલવું બીબી કરે. ભાઇ તો પડયા પડયા ખાય ને સૂતા સૂતા ઉંઘે.

બીબી એને જુએ ને અકળાઈ મરે, અને એનું શેર શેર લોહી બળી જાય. બીબી તો હાડપીંજર જેવી બીહામણી બની ગઇ. એનું રૂપ ઉડી ગયું. એનું તેજ અને કાન્તિ વિદાય થઇ ગયાં, અને ઘરમાંથી રહ્યું સહ્યું ધન પણ ઓછું થઈ ગયું. બીબી મુંઝાઇ મરે પણ મીયાં કામધંધે ન વળગે. આળસુનો પીર જરાય સળી ભાંગી એ ન કરે. એદી એદી ગયા પછી ઉઠવાનું મને ન કરે.

એક દિવસ બીબીએ પરાણે એને ગામમાં મોકલ્યો. એ મહા-મુશીબતે પગલાં માંડતો ઉઠયો. બીબીએ શુકનમાં ગોળની કાંકરી આપી કાંઇ ધંધો કરવા એને વિદાય કર્યો. પણ એને ગોળ ખાઇ જવા સિવાય બીજો ધંધો સૂઝયો નહિ. આખા ગામમાં એ ફરીને પાછો વળ્યો. મોઢે ગોળના રેગાડા ઉતરેલા તેના ઉપર માખીઓનો ગણ-ગણાટ શરૂ થયો.

મીયાં એ માખીઓના ઝુંડ ઉપર થપ્પડ મારે ને મુઠી વાળી દઇ માખીયો ગણે, " એક, દો, તીન. "

વળી બીજી વખત પકડે ને ગણે, " એક, દો, તીન......"

એવામાં એક વાણીયાની દુકાન પાસેથી પસાર થતાં એણે પૂછયું, " મીયાં શું ગણો છો ? "

" અબે બનીયા ! આજ તો મેને તીન ખૂન કીયા. " મીયાંએ જવાબ આપી સામું જોયું.

" કીસકા ! " વાણીયાએ કુતુહળમાં મશ્કરી કરતાં પૂછયું.

" શેરકા. " મીયાંએ માખીયોના વાઘને મારેલા તે બતાવ્યા.

આ વખતે રાજાનો હજુરીઓ ત્યાં થઇને પસાર થતો હતો એણે આ સાંભળ્યું. મીયાંએ ત્રણ વાઘ માર્યાં, શો પરાક્રમી !

રાજમહેલ અને કચેરીમાં વાત પહોંચી ગઇ. ઘેરે ઘેરે અને ચૌટે ચૌટે, પોળે પોળે અને હાટે હાટે એમ ચોતરફ એજ વાત સંભળાવા લાગી.

શૂરવીરોએ એને હસી કાઢયું. બુદ્ધિમાનોએ જરા આશ્ચર્ય બતાવ્યું, અને નૃપતિએ માત્ર હુકમ કરી દીધો કે, " જાઓ ! એને રાજ્યની નોકરીમાં રાખી લ્યો. એવા શુરવીર ભવિષ્યમાં ઉપયોગી ગણાય."

મીયાંનાં નસીબ ઉઘડયાં. હજુરીઓ મીયાંને ઘેર ગયો ને ખુશખબર કહી સંભળાવ્યા. મીયાં ને બીબીનો હર્ષ માય નહિ. મીયાંને સારાં સારાં કપડાં પહેરાવ્યાં, આંખમાં સુરમો આંજ્યો, દાઢી હોળી, મુછોને વળ થઈ જરા અણીયો ઉંચે ચડાવી. કસકસતી સુરવાળ ઉપર ભેટ બાંધી ને માથે શીરપેચ મુકી મીયાં કમરે તલવાર લટકાવી હાથમાં ભાલો હલાવતા કચેરી તરફ ઉપડયા. જાણે કોઇ મોટો લડવૈયો ! બીબીએ એને વિદાય કરીને દૂર સુધી જોયા કર્યો. અનિમિષ નયને એ પાછળ પાળળ તાકી રહી. બીબીની હિંમત પણ અથાગ હતી.

મીયાં તો દરબારમાં ગયા, પણ પગ ઢીલા પડયા. છતાંય ભવિષ્યની આશાએ અને બીબીની હિંમતને સંભારીને એ જરા ટટાર થયો. ખોંખારો ખાધો ને અંદર જઇ, મહારાજાને ઝુકી ઝુકીને સલામ કરી.

" કેમ જમાદાર ! "

" અચ્છા નામદાર. " નીચા વળી સલામ કરતાં મીયાં બોલ્યા.

" આજ તમે ત્રણ શેર માર્યા ? "

" હા......આ......મ......" એના હૃદયમાં ધ્રુજારી છુટી. એનો દેહ કંપી ઉઠયો. એને લાગ્યું કે શું એની સજા કરવા માટે અહીં

પોતાને બોલાવ્યો હશે ! એની આશાઓ પડી ભાંગી. એની હિંમત જતી રહેવા લાગી.

" ન બીયો મીયાં, તમને કાંઇ શિક્ષા કરવાની નથી. એથી તો હું ઉલટો તમારા ઉપર પ્રસન્ન થયો છું. " હસતા હસતા મહારાજા બોલ્યા.

રહીસહી થોડી હિંમત એકઠી કરતાં મીયાંએ ફરી નીચા વળીને સલામ કરી, અને મહા મુશીબતે ઉચાર્યું, " હાં જનાબ... "

" વાહ, હું તમારી બહાદુરી સાંભળી ખુશી થયો છું. તમારા શૌર્યથી પ્રસન્ન થયો છું. તમારા જેવા શુરવીરો મારા ગામમાં છે એ જાણી મગરૂર થયો છું. તમે રાજ્યની નોકરી કરશો ? "

નોકરીની વાત સાંભળી મીયાંના પેટમાં ગલગલીયાં થયાં, પણ મહા મુશીબતે એ છુપાવા બોલ્યો, " આપ નામદારકી નિગાહમેં શેર બાજરી ખાકર નોકરીમેં રહુંગા. "

" જાવ, આજથી તમને પચાસ સોનામહોર મળશે. " મહારાજાએ હુકમ સંભળાવ્યો અને મીયાં તો ખુશી થઇ ગયા; અને હર્ષના ઉમળકાભેર બીબીને એ સમાચાર સંભળાવવા ઉડતા હોય એમ ઉતાવળા પગલે ઘર તરફ ઉપડયા.

બીબી રાહ જોતી જ બેઠી હતી. એણે બધી વાત સાંભળી. ને મીયાંમાં હિંમત છે, બળ છે, પણ એને કોઇ યોગ્ય રસ્તે દોરનાર નથી એમ એ તરત જ સમજી ગઇ. એણે એને હાથ પર લીધો.

આજથી મીયાં બીબી તો આનંદમાં રહેવા લાગ્યાં. મીયાં હંમેશાં દરબારમાં જાય ને ત્યાંની સઘળી વાત આવીને બીબીને કહે. મીયાંમાં જરા અક્કલ ઓછી હતી, એથી બીબીને ઘણી વખત ઓછું આવતું. પણ એને સુધારવાના પ્રયત્નની હુંફમાં એ સંતોષ માનતી. અને મીયાં

ઘણાની ઈર્ષાનું બીજ બન્યો છે એમ વાતવાતમાં જાણી લઈ એ બધી જાતના વિચારો ઉપર ખૂબ જ ગહન ગંભીર તર્કો ચલાવતી. તેમજ મીયાંને એ ઇર્ષાનો ભોગ થતો બચાવી લેવાની પેરવી રચતી. બાકી મીયાં તો ગરીબ–ગભરૂ હતો.

" મહારાજા ! હવે તો નથી રહેવાતું ! " ગામના મહાજને મહારાજાની રૂબરૂ પોકાર કરતાં સંભળાવ્યું.

" પણ છે શું ? આટલું બધું ? શું મહાજનને રાજ્યનો કોઈ નોકર પીડે છે ? કે કોઇ રાજકુટુંબી રંજાડે છે ? બોલો ! " રાજા લાલચોળ આંખો ફેરવતા બોલ્યા.

" ના હજુર. " વૃદ્ધ શેઠે ઉચાર્યું.

" ત્યારે ? " રાજાનો દેહ ક્રોધમાં ધ્રુજી ઉઠ્યો. એના શબ્દો ગર્જી ઉઠ્યા ને હાથ તરત જ કમર પર ગયો. લટકતી તલવારની મુઠ એ વજ્ર દેહના વજ્ર જેવા હાથની મુઠીમાં દબાઇ રહી.

" બાપુ ! એક વાઘ ગામને રંજાડે છે. હમેશાં આવીને બબ્બે ચચ્ચાર માણસ કે ઢોર જે આવે એને મારી નાંખે છે. " દયાભર્યા અવાજે સહેજ થરથરતો એક બોલ્યો.

" એ નીચ કુતરો ! "

અને તરત જ અંગરક્ષકો એ વાઘને મારવા માટે આગળ પડ્યા. પણ તરત જ એક ખટપટી લડવૈયો જે મીયાંની દાખલગીરીથી સ્હેજ ઇર્ષાળુ અને અદેખો બન્યો હતો તે બોલ્યો, " આપ નામદારને એ જહેમત ઉઠાવવાની જરૂર નથી. એક જ ઝપાટે ત્રણ ત્રણ વાઘને મારનાર મીયાં જેવા આપણા રાજ્યમાં હોય અને આપશ્રી એ માટે જહેમત ઉઠાવો તે ઠીક નહિ. " એ નીચો પડી લળી લળી નમન કરતો બોલ્યો.

મીયાંને કાને વાત પહોંચી. એના ઘાયે ઘા મરી ગયા. એ નાસતા બીબી પાસે પહોંચ્યા. એના હોષકોશ તો ઉડી ગયા હતા. ન્હોતું એના ચ્હેરા ઉપર તેજ કે ન્હોતી એને બોલવાની હિંમત. એ આવીને ઢગલો થઇ પડયા. વાત ઉપરથી બીબી વસ્તુસ્થિતિ પામી ગઇ. એણે મીયાંને હિંમત આપી. દુઃખમાં હિંમત આપે તો દુઃખ તરી જવાનું માણસમાં બળ આવે છે, અને સ્ત્રીએ દુઃખમાં સ્વાસ્થ્ય અપાવવાનું સાધન છે. મીયાંએ બીબીને વાત કહી એટલે જાણે પોતાને માથેથી બધું દુઃખ ઉતરેલું એને જણાયું. એનું હૈયું હલકું બન્યું અને એણે સુખેથી વાળુ કર્યું. બીબીની ભુખ મરી ગઇ. એનું મન તરત જ વિચારવમળે ચઢી ગયું.

રાતનો અંધકાર જામ્યો ને થોડા વખત પછી તરત જ ચાંદની ઝળહળી રહી. જગતના સર્વ લોકો ચાંદનીના નિતરતા અમૃતસરવરમાં ન્હાતા આનંદ કરતા અને સુખ અનુભવતા પડ્યા હતા. મીયાં પણ ભર ઉંઘમાં પડ્યા હતા. બીબીની આંખ એકઠી થતી ન હતી. ચિંતાતુરને ઉંઘ કેવી? ભૂખ કેવી? શરીરનું ભાન કેવું? એ બેબાકળી આમતેમ ફરતી રહી. એવામાં નીચી વંડીએથી પોતાની ઉંચી ઓશરી ઉપર ઉભા ઉભા એણે એક જાનવરને જોયું. એ તાકી રહી. અરર! આ તો મોટો વાઘ! છાતી ફાટી જાયને! પણ એનામાં અજબ હિંમત અને ચતુરાઇ હતાં. એણે હ્રદયને બીકથી શાંત કર્યું અને દબાતે પગલે મીંયાના ખાટલા પાસે ગઇ.

“મીયાં!”

“હેં! ......”

“ચૂપ ચૂપ......” નાકે આંગળી મૂકતાં બીબી બોલી.

“શું છે?”

"વાઘ મારવાનું બીડું ઝડપી લાવ્યા છો તે યાદ છે ને?"

મીયાંના મોતીયા મરી ગયા. એના દીલને ઘણના ઘા વાગ્યા. એ બોલી ન શક્યો.

"મીયાં ડરો નહિ. આપણે ક્યાં આ ગામ ઉપર ઉધલો ઉગાડ્યો છે. જ્યાં જઇશું ત્યાં શેર બાજરી મળી રહેશે."

"હા, એ સાચું." આમ કહેતા મીયાં અજબ હિંમતથી ઉઠ્યા.

બીબીએ ખાટલો ઉપાડ્યો અને ગોદડાનો વીંટો વાળ્યો. પછી ધીમેથી એણે ઉપર ચઢીને બહાર જોયું. વાઘ ઉકરડા ઉપર કાંઇક મથામણ કરી રહ્યો હતો.

બીબી નીચે આવી અને મીયાંને કહ્યું, "મીયાં! આ બધું તમે ઉપાડશો ને?"

મીયાં બોલી ન શક્યા, પણ મુંગી ના દેખાણી.

"ત્યારે જાવ, બહાર ઉકરડા ઉપર એક ગધેડો ઉભો છે તેને પકડી લાવો."

"હા જાઉં ત્યારે." મીયાંએ તરત જ બહાર જવા માંડ્યું.

"પણ ઉતાવળ ન કરશો, નહિં તો નાસી જશે. જરા ધીમે પગલે પાસે જજો અને એકદમ તેના બન્ને કાન પકડી લેજો અને પછી ગમે તેટલું જોર કરે પણ છોડશો નહિ. જાવ, જુઓ પણે અંધારામાં ઉકરડા ઉપર ઉભો." બીબીએ શીખામણ સાથે વાઘને બતાવી દીધો.

મીયાં દબાતા પગલે ગયા અને એકદમ અસાવધ વાઘના બન્ને કાન પકડી લીધા. મીયામાં જોર અતુલ હતું પણ માત્ર હિંમત ન હતી. માણસમાં અમુક જાતની શકિત છે એમ જ્યાં સુધી બીજો

જોઇ એની કીંમત રતો નથી કે એને પ્રોત્સાહન આપતો નથી ત્યાં સુધી એ એનો વિકાસ કરી શકતો નથી. કારણ કે એ શક્તિ પોતાનામાં છે કે નથી એનું એને ભાન જ હોતું નથી.

વાઘે ઘણી મથામણ કરી પણ કાન ન છુટયા. બળવાન મીયાંના મજબુત હાથમાં એ એવા તો પકડાયા હતા કે કાન તૂટી જાય અને કાં તો મીયાં મુકી દે તો જ એ કાન છૂટે એમ હતા. સદ્‌ભાગ્યે મીયાં વાઘને અંધારે ઓળખી શકયા નહિ, અને આનંદના ઉમળકામાં એમને વાઘ તરફ જોવાની ફુરસદે નહતી. એ તો એને ઘરના આંગણામાં દોરી લાવ્યા. બીબી તૈયાર જ હતી. એણે ઘરમાં જુની લોઢાની સાંકળ હતી તે ફળીમાંના ઠીંબડા સાથે મજબુત બાંધી દીધી હતી અને જેવો વાઘ આવ્યો કે તરત જ તેની કેડે એને બાંધી દીધી. પછી મીયાંને બૂમ મારી,–

" મીયાં નાસો!........"

મીયાં તો બેભાન જેવા કાન મુકીને નાઠા અને પાછળ વાઘ તળપ્યો. પણ સાંકળે બંધાયલો–પરાધીન કબજે પડેલો શું કરે ? એ પછડાઇને પાછો પડયો. મીયાં ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, "બીબી શું છે ?"

" વાઘ ! "

" કયાં છે ?......" મીયાંએ ડરતાં પૂછયું.

" ત્યારે તમે આ શું પકડી લાવ્યા છો ? "

" ગધેડું ! "

" ના ના વાઘ છે. "

" હેં !........"

" હવે બીશો નહિ. કચેરીમાં કહેજો કે મેં વાઘને મારવાને બદલે જીવતો પકડયો છે. મહારાજા તમને હવે બમણું ઇનામ આપશે.

પણ જો જો હિંમત રાખીને ખૂબ જ શુરાતનની વાતો કરજો. ડરપોક-પણું બતાવશો નહિ." બીબીએ શીખામણ આપી. ખાટલો પાથરી મીયાંને સુવાડયા. મીયાંના હ્રદયમાં આનંદ અને બ્હીક બન્ને હતાં.

બીબી પણ મીયાંની મૂર્ખાઇ અને બળ ઉપર હસતી હસતી પથારીમાં પડી. છતાંય પોતાની હિંમત અને ચતુરાઇ ઉપર એને અજબ શ્રદ્ધા હતી.

પ્રભાતના આછા અજવાળામાં માણસો બ્હાર જવા એ રસ્તે નીકળ્યા અને મીયાંના ફળીમાં વાઘને બાંધેલો જોયો. સઘળાં ટોળા-બંધ જોવા આવ્યાં ને દૂર ઉભા ઉભા મીયાંના શૌર્ય અને બહાદુરીની પ્રસંશા કરી જવા લાગ્યાં. પ્રાગડ ફૂટી, સૂર્યનારાયણ ઉગીને સમા થયા, રાશવા દી ચડયો ત્યાં તો મહારાજા અને કચેરીમંડળ મીયાંને ત્યાં છડીસ્વારીએ આવ્યું. વાઘને બાંધેલો જોયો અને એને કચેરીમાં ઉપાડી ગયા. મીયાંના શૌર્યની મહારાજાને ખાત્રી થઈ. ઇર્ષાળુ હ્રદયના માણસોનું તેજ હરાયું. મહારાજાએ મીયાંને સોનાનો તોડો ઇનામ આપ્યો ને જમાદાર બનાવ્યો. અદેખા માણસોના પેટમાં ઉનું તેલ રેડાયું.

હવે તો બીબીને ચિંતાઓ વધી. મીયાંને આનંદ આનંદ થઇ રહ્યો. પારકી હિંમતે હવે એ ઝુઝવા લાગ્યો. પારકા બળે ઝુઝનારમાં બમણું જોર હોય, પણ અક્કલ ન હોય. મીયાંને અક્કલ નહતી, બળ હતું. બીબીને અક્કલ હતી. એના સુકલકડી જેવા ખવાઈ ગયેલા શરીરમાં આટલું મોટું ભેજું કયાં સમાતું હશે, એમ ઘણાને લાગતું.

વાઘના પકડાવાથી વાઘણ વીફરી અને તેણે કાળો કેર વર્તાવ્યો. ફરી મીયાંને માથે એને મારવાનું આવ્યું. મીયાં પાછા ઠેકાણે ! !

આવ્યા વેર ને બીબીને કહ્યું. બીબી આ વખતે મુંઝાણી. છતાંય અક્કલબાજ હતી. સા જંપ્યા અને સોપો પડયો. રસ્તાઓ નિર્જન

બન્યા એટલે મીયાંને હાથમાં ભાલો આપી પોતે માથે ગોદડાનો વીટો મુકીને બીજે ગામ ચાલ્યા જવા બન્ને ઉપડયાં.

ગામ બહાર આવ્યાં. વડલો ઘોર ગંભીર ઉભો હતો. એના પડછાયામાં ઘોર અંધારૂં હતું. પાંદડાં વચ્ચેથી આવતા ચંદ્રના તેજનાં આછાં ચાંદરડાં પડતાં અને એથી કાંઇક આછું આછું સૂઝતું.

" મીયાં ! ઝાડ પર ચડી જાવ. "

" કાં ? જવું નથી ? " અજાયબ થતા મીયાંએ પૂછ્યું.

" જવું નથી, ત્યારે બહાર કેમ આવ્યા હશું ? " ઠપકાભરી દૃષ્ટિએ બીબી બોલી ને મીયાં જોઇ રહ્યા.

" ચડો ઉપર. નીચે રહેશો તો વાઘણ મારી નાખશે. હું બીજો થોડો સામાન લઇ આવું અને પછી આપણે જતાં રહીએ. " આમ કહી મીયાંને બીબીએ ઝાડ ઉપર ચડાવ્યા.

બીબીનો હુકમ માનનાર મીયાં ઉપર ચડયા. બીબીએ એમને વિશાળ ઝાડની મજબુત ડાળી ઉપર ગોદડું પાથરી ઉંધા સૂવાડયા અને બીજું ગોદડું ઓઢાડી તે ઉપર એક બંધ બાંધ્યો.

" પણ મને બાંધે છે કાં ? "

" અરે તમે પડી જાવ તો ? "

" નહિ પડું. "

"ના રે, મારો જીવ કેમ માને ? હું તો તમને બાંધીને જ જઇશ."

બીબીએ મીયાંના હાથ બહાર રખાવ્યા હતા અને હાથમાં ભાલો આપ્યો હતો. બીબી તો ઉતરીને ઘરને રસ્તે પડયાં. મીયાં ઝાડ ઉપર પડયા પડયા બીબીની રાહ જોવા લાગ્યા. મધરાત થવા

આવી ને વાઘણુની ગર્જના થઈ. તેણે ત્રાડ પાડી ને ઝાડ પાસેથી નીકળતાં એને માણુસની ગંધ આવી. એણે ચોતરફ જોયું ને ઉંચે એણે એની તીક્ષણુ અને રાત્રે પણુ દેખી શકે એવી ચપળ આંખો વતી મીયાંને જોયો ને નહોર કાઢી જમીન ઉપર ધસ્યા.

મીયાંએ વાઘણુને જોઇ અને એ ધ્રુજી ઉઠયા. થરથર થરથર મીંયા ધ્રુજે, પણ મજબુત બાંધેલા એટલે હરી ફરી શકે કે પડી જાય એમ ન હતું. વાઘણુ બરાબર તેની નીચે જ આવી ને તાકી મોઢું ફાડીને બેઠી. મીયાંનું લોહી ઉડી ગયું. શુદ્ધિ ગઈ ને એ બેહોશ બનેલા મીંયાના હાથમાંથી ભાલો નીકળી પડયો. તે સીદ્ધો વાઘણુના મોઢામાં પડયો અને આરપાર.

વાઘણુ ભાલાથી વીંધાઇ ગઇ અને ત્યાંને ત્યાં જ જમીન ઉપર ખીલો થઇ ગઇ. વહેલા પ્રભાતમાં બીબી આવી ને મીયાંને છોડયા. વાઘણુ મરાયાથી એને મન આનંદનો પાર ન હતો. એણે મીયાંને લુગડાં ઠીક કરીને ઝાડ નીચે બેસાર્યો અને પોતે ગોદડાં લઇને ઘેર આવી.

સવારમાં માણસો વાઘણુને જોઇને નાઠા. પણ અજવાળું થતાં મીયાંને બેઠેલા જોયા એટલે હિંમત આવી. ઘણા માણસો મળી એ વાઘણુના મરેલા શરીરને ઢસડાવી કચેરીમાં લાવ્યા. રાજાએ વાઘણુને જોઇ અને એમના હૃદયમાં હર્ષની હેલી છૂટી. આનંદમાં આવી ઉમળકાભેર મીયાંને થાબડયો અને મોટો સુબેદાર બનાવ્યો. મીયાંની બહાદુરીનાં વખાણુ થવા લાગ્યાં, અને તમામ બાળ વૃદ્ધના જીભને ટેરવે તે આવી વસ્યો.

"ધડૂમ...ધડૂમ..." તોપ પડી ને આખું ગામ ખળભળી ઉઠયુ કે આ શું? બહાર જુએ ત્યાં તો ધુંવાર ઉડે ને ચાડીઆએ આવીને

સંભળાયું કે કોઇ મોટી ફોજ આવતી જણાય છે. ગામના તમામ લડવૈયા તૈયાર થઇ ગયા. પણ મીયાંના પગ ભાંગી ગયા. લડાઇ તો જોઇ જ નહતી. સમરાંગણમાં પગ કદી મુકયો નહતો અને આ સુબેદાર બનેલા છે એટલે ગયા વગર કેમ ચાલે?

બીબી બાહોશ હતી. એણે મીયાંને તૈયાર કર્યો અને વહેલા વહેલા ઘોડારમાં જઇ એક લંગડો ઘોડો લાવવા કહ્યું.

" મીયાં લંગડો ઘોડો લાવજો. "

" કેમ ? "

" એ દોડી નહિ શકે ને તમે પાછળ રહેશો એટલે તમારે લડવું નહિ પડે. " બીબીએ મીયાંને સમજાવ્યો.

" હા, એ સાચું." મીયાંએ હર્ષમાં બીબીની ચતુરાઇનાં વખાણ કર્યાં ને એ ઉપડયો. બધાં ઘોડાં જોયાં. એક હૃષ્ટપુષ્ટ સુંદર જાતવાન ઘોડો ઉભો હતો. ત્રણ પગે એ ઉભેલો ને ચોથો પગ જરા ખોડો હતો. મીયાં એને ઉપાડી લાવ્યા.

" બીબી જો આ લાવ્યો. "

" મીયાં! બરાબર પારખું કર્યું; આવોજ ઘોડો હું કહેતી હતી. "

ઘોડા સાથે મીયાંને મજબુત બાંધ્યા. વખતે મીયાં લડાઇમાં ઉછળી પડે! મીયાં તો લશ્કરની સાથે ઉપડયા. ગામ બહાર લશ્કર નીકળ્યું. ડંકા નીશાનની સાથે જ સુબેદારની ટુકડી હતી. ગામ બહાર જતાં જ સામે દુશ્મનનાં ઘોડાં જોયાં ને જાતવાન ઘોડો ઉછળ્યો. પૂરપાટીએ એ તો ઉપડયો. મીયાંને બાંધ્યા ન હોત તો કયાંય ફેંકી દીધા હોત. કાબેલ સ્વાર વગર એવે ઘોડે બેસી જ ન

શકાય. મીંયા તો ઘોડા સાથે ઉડયે જતા હતા. લશ્કર નજીક ને નજીક આવતું જતું હતું. મીયાંના હૃદયમાં બીક પેસી ગઇ કે હમણાં જ દુશ્મનો રેંશી નાખશે. એ વિચારે એ કમકમી ઉઠયો. ત્યાં તો ઘોડો પીપરના ઝાડ નીચેથી નીકળ્યો ને ડાળ સાથે મીયાંએ બાથ ભરી લીધી. જોરાવર મીયાંના બાહુ લોખંડી ચીપીયા પેઠે ડાળ સાથે ભેરવાયા એટલે દોડતા ઘોડાને આંચકો લાગ્યો, પણ એ પરાક્રમી ઘોડાના આંચકે ડાળ ખેંચાણી ને ડાળ થડમાંથી નીકળી પડી. મીયાંએ ખંભે એ ડાળ ઉચકી લીધી.

મીયાંને એકલે ઘોડે ખભે ઝાડની ડાળ મુકીને લડવા આવતા જોઇ દુશ્મનો બ્હી ગયા. એક જ આવો સાધારણ સીપાઈ આટલો જોરાવર છે તો બીજા બધા કેવા હશે ? એ વિચારે બધા નાઠા. આગળ પેલાં ઘોડાં અને પાછળ આ મીયાં! એમ કેટલાય છેટા સુધી ઘોડાં દોડયાં જ ગયાં. છેવટે દુશ્મનોનાં ઘોડાં અદૃશ્ય થયાં ને મીયાં ઘોડો પાછો વાળીને ગામ તરફ આવ્યા. ડાળ રસ્તામાં ફેંકી દીધી.

લશ્કર હજી ગામને પાદરે એકઠું થતું હતું ત્યાં તો મીયાં પાછા આવ્યા ને વધામણી ખાધી.

" નામદાર......" એનો શ્વાસ માતો નહતો. ઘોડો પણ હાંફતો હતો. એને મોઢે ફીણ આવી ગયાં હતાં.

" મીયાં ક્યાં જઇ આવ્યા ? દુશ્મનનાં કેટલાંક માણસો છે ?" સેનાપતિ સમજેલા કે મીયાં જાસુસ તરીકે દુશ્મનના લશ્કરની ખબર કાઢી આવ્યા.

" દુશ્મનો તો નાસી ગયા. મેં એમને નસાડી મુક્યા." જરા શરમાતો એ બોલ્યો.

"નાઠા? તેં એકલાએ નસાડયા?" મહારાજાએ પાસે આવી એની પીઠ થાબડતાં પૂછ્યું અને મિયાં નીચું જોઈ રહ્યા. લજ્જાવતી સુંદરી પોતાનાં વખાણ સાંભળી શરમાઇ જાય એમ મીયાં નીચું જોઇ રહ્યા. મીયાં ઘેર ગયા અને બંધ છોડાવી કચેરીએ જઈ આવ્યા.

"મીયાં, જીતી આવ્યા?"

"અરે જીત તો તારી થઇ, મારી નહિ." મીયાં બોલ્યા, "તું ન હોત તો હું અત્યારે કાંઇ એદી પેઠે સબડતો હોત." કહી મીયાંએ પોતાને ભેટ મળેલો સોનાનો હાર બીબીને પહેરાવ્યો ને બીબીના ચ્હેરા ઉપર લાલી છવાઇ ગઇ.

## (૨૧) નગરશેઠની પુત્રવધુ.

ઉનાળાના ધખધખતા તાપની આતાપનમાં પરશેવાથી રેબઝેબ થયેલા, તૃષાતુર અને બેફામ બનેલા બે વટેમાર્ગુઓ ગામને પાદરે આવી તળાવ પાસે શીતળ ઝાડની છાંયડીમાં હાશ...કરતા નીચે બેઠા. તેમના ચહેરા ઉપરથી તેઓ કોઇ સુખી અને ખાનદાન કુટુંબના હોય એમ દેખાતા. એમની આંખમાં રહેલું અમી એમની ઉદારતા દર્શાવતું અને કપાળ ઉપરની કરચલીઓ પોતાના પેટભાડાને ચિંતાતુર હોવાની સાબીતી આપતી હતી.

તૃષાતુર આંખો ઘણી વખત બીહામણી દેખાય છે એમ સાથેના એકની આંખમાં દેખાતું હતું. એનો ચ્હેરો કરડો અને ભયંકર જણાતો હતો. એનો કંઠ સોષાઇ જતો. એ મહામુશીબતે જરા વિશ્રાંતી લઇને

તળાવની અંદર પાણી પીવા જવા માટે ઉઠયો. એના થાક અને તૃષાથી શીથીલ બનેલા બન્ને પગ પણ મુશ્કેલીથી ઉપડતા હતા. નહતું એમાં ચેતન કે નહોતી જરાય સ્ફુર્તિ. છતાંય એ તળાવનાં પગથીયાં ચડયો, અને તળાવની પાળ ઉપર ચઢતાં જ એના હોષકોશ ઉડી ગયા. એની આંખો ફાટી રહી. જીભ તાળવે ચોંટી ગઇ. એ બુમ ન પાડી શકયો. એની હાલત જોઇ બીજો ત્યાં દોડી પહોંચ્યો. પણ તળાવમાં પાણી ન હતું. ભર ચોમાસે ડેકા દેતું સુંદર સરોવર આતાપનાને લીધે સુકાઇ ગયું હતું. યૌવનમાં લોહી અને શૌર્યથી તરબોળ અને નીતરતો યોદ્ધો ક્ષય અથવા વૃદ્ધાને તાબે થતાં જેમ સુકાઇ, સોષાઇ નિસ્ચેતન થઇ વળી જાય એમ નિર્જળ તળાવ ફીકકું, લોહી વિનાનું, શક્તિહીન, માંદલા શરીર જેવું, ચોતરફ મોટી મોટી પાળોની ઓથે બેઠું બેઠું પોતાની ચડતી પડતીના અશ્રુ સારતું હતું. મનુષ્યોની સ્વાર્થાંતતા તરફ તીરસ્કાર દર્શાવતું હતું. જ્યારે એ એના ઉદરમાં જળસમૂહને સાચવી ગામની સગવડતા માટે પોતે દુઃખ સહન કરતું ત્યારે આખું ગામ એને કાંઠે પડયું પાથર્યું રહેતું. આજે એ નિર્ધન બની જઇ કંગાલ હાલતમાં હતું ત્યારે કોઇ તેને કાંઠે આવતું જતું પણ નહિ.

બન્ને વ્યાકુળ હતા. પહેલાની આંખો ઉઘડી. "પાણી......" તેણે મહામુશીબતે ઉચ્ચાર્યું.

બીજાએ ચોતરફ આતુર દૃષ્ટિ ફેંકી. એણે દૂર એક ખાનદાનીમાં નીતરતા પણ દેખાવે કંગાલ જણાતા મનુષ્યને એક ઝાડ નીચે ઉભેલો જોયો; અને પોતાના હાથવતી ઇસારો કરી તેને પાસે બોલાવ્યો.

એ ગરીબ દેખાતો મનુષ્ય નજીક આવ્યો અને પૂછયું, "કેમ ભાઇ ?"

" ભાઇ, જરા પાણી લાવી આપશો ? "

"હા, એમાં શું ? " એના હૃદયમાંથી દયાનો ઘોષ છૂટયો. એ દોડતો કુવે ગયો અને પનીહારીઓ વચ્ચે નગરશેઠની પુત્રવધુ જળનો કુંભ માથે મુકી મલપતી ચાલે જતી હતી તેની પાસે જળની યાચના કરી કહ્યું, " બ્હેન ! પાણી આપશો !" એના આજીજીભર્યા શબ્દોએ જાદુ કર્યું. તરત જ તે બોલી, " પીવું છે ? "

"ના."

"ત્યારે ?"

એણે દૂર હાથવતી ઇસારો કરી તૃષાતુર મનુષ્ય બતાવ્યો, ને કહ્યું, " એક વટેમાર્ગુનો જીવ જાય છે."

"વટેમાર્ગુનો જીવ જાય જ નહિ. એનામાં પોતાનું દોડી લેવાનું બળ છે. એ કોઇની મદદ કદી ન માગે." અને બેફિકરાઈમાં એ ચાલવા મંડી.

ટોળે મળેલું સ્ત્રીવૃંદ આ સાંભળી આશ્ચર્ય પામ્યું. જે આખા ગામમાં અનાથની માતાનું પદ પામી છે તે આવું કેમ બોલે ? શું એની દશા બદલાઇ કે એની બુદ્ધિમાં અનર્થ ઉપજ્યો ?

ત્યાં તો શેઠની એ પુત્રવધુ ટોળાથી જુદી તરી અને ઉતાવળી ચાલે પેલા તૃષાતુર પાસે જઈ જળનો કુંભ મૂકયો.

" ભાઇ, તમે કોણ છો ? "

" બ્હેન ! વટેમાર્ગુ છીએ. "

" જુઠું બોલનારને પ્રભુ શિક્ષા કરે છે તે યાદ રાખો છો ને ? "

"હા, બ્હેન. જુઠું તો હું કદીએ ન બોલું."

"જરૂર ?"

"હા, જરૂર."

"ત્યારે મારી પતીજ તમારામાંથી ઉઠી જાય છે. તમે ખરા પટેમાર્ગું નથી જ એમ હું તમને ખાત્રીપૂર્વક કહું છું. છતાં તમે તૃષાતુર છો માટે પાણી પાઉં છું. હવે કદી જુઠું ન બોલશો !"

એણે પાણી પાઇ મરણ અને જીવન ઉપર હીલોળા ખાઇ રહેલા યુવાનનો જીવ સ્થીર કર્યો. અમૃત પાઇ મરેલાને સજીવન કરનાર દેવી આવ્યાં સમજી પેલો વ્યાકુળ થયેલો આદમી પોતાની આભારી આંખોએ દયામય દેવીના દિદાર કૃતજ્ઞતાપૂર્વક જોઈ રહ્યો.

પાસે પેલો ગરીબ મનુષ્ય હજુએ ઉભો હતો. તેના તરફ દેવીએ ફરીને પૂછ્યું, "ભાઇ તમે કોણ છો ?"

પેલો માણસ એની આંખનું તેજ, એના ભવ્ય લલાટમાંથી સ્ફુરતું ઓજસ અને એના કંઠમાંથી ઉચ્ચારાતા ગંભીર, સચોટ અને સ્ત્રીત્વથી ભરપૂર શબ્દોથી દબાઇ જઈ ચૂપ ઉભો રહ્યો. પુરૂષ પોતાનું પુરૂષત્વ સાચવે તો કોઇથી એ બ્હીએ નહિ, દહેશત ખાય નહિ કે હેબતાય નાહ. એ મક્કમતાપૂર્વક પોતાની ટેક જાળવી શકે, હિંમત રાખી શકે, ધીરજ બતાવી શકે. એવી જ રીતે સ્ત્રી જો પોતાનું સ્ત્રીત્વ ઓળખી શકે તો એ પોતાના સંકટ સમયે સાહસ બતાવી શકે, દુઃખ સમયે તેમાંથી મુક્ત થઈ સુખ મેળવી શકે, બીજા ઉપર પ્રતિભા પાડી શકે અને બોલ્યું સાચું કરી બતાવી શકે.

એ ગરીબ મનુષ્ય એનું સ્ત્રીત્વ જોઇ જ રહ્યો. પોતાના પુરૂષત્વ કરતાં સ્ત્રીનું સ્ત્રીત્વં એને વધુ તેજસ્વી લાગ્યું. એની હીંમત અને બોલવાની

ચતુરાઇ જોઇ એના અંતઃકરણમાં આનંદ થયો. પણ એ આનંદ છુપાવી એ ધીમેથી ઉચ્ચર્યો, "હું ગરીબ મનુષ્ય છું." પાસે જ એક ભીખારી સુતો હતો તે તરફ આંગળી કરીને બોલ્યો, " આના જેવો જ. છતાંય એ મારા કરતાં વધુ સુખી છે. ગરીબોમાં પણ સુખી હોય છે."

" દુનીયા બધી જુઠી છે. અસત્યથી જગત આખું ભરેલું જણાય છે. નથી કોઇનામાં સત્ય બોલવાની હિંમત કે નથી કોઇનામાં એને જોવાની જ્ઞાનચક્ષુઓ. આંધળું જગત અસત્યને સત્ય માની મિથ્યા મોહમાં કુટાઇ મરે છે." આમ કહી એણે પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

એ એની ચાલ, સ્થીર પગલું અને દેહલતા જોઇ થંભી ગયો. 'શું કોઇ દેવી હતી ?' એ એની પાછળ પાછળ ચાલ્યો.

જગતને મોઢે ગરણું બંધાશે ? સ્ત્રીવૃંદે ગામમાં વાતો ચલાવી દીધી. આજ તો બૈરક પાર્લામેન્ટોમાં વાતોનો વિષય વધી પડયો.

" કાં સમજુ ! જોયું ને ? "

" શું બ્હેન ?" અજાણી બની એણે વાત કઢાવવાના ડોળે પૂછયું.

" આ નગરશેઠના દીકરાની વહુ..."

"હા હા, હું ઓળખું છું એને. શું છે વળી એનું ?"

" છે, છે. " કહેતી બે જણીઓએ તાળી લીધી અને નફટાઈ-ભર્યું હાસ્ય હસી.

" દાળમાં કાળું. " કહેતી કહેતી એક ઉઠી.

પણ સમજુએ એના સાલ્લાનો છેડો ઝાલી નીચે બેસારીને કહ્યું, "આમ બળ્યું અરધું શું..."

" મુક, મારે ઉતાવળ છે. મારે જવું છે." છેડો મુકાવતાં એણે છણકો કર્યો.

"પણ વાત તો કહેતી જા."

"ના રે બા. મારૂં નામ એને કાને જાય તો વળી કાંઇનું કાંઇ થાય."

"હા. નવના તેર વળી બીજું શું?" કહેતી બીજી પણ ઉઠી.

સમજુને અને શેઠની પુત્રવધુને મૈત્રી હતી, એટલે બન્ને જણી અડધી વાત કહી નાઠાં. કહેતાં તો શું કહેવાણું, પણ પછી વાત ચોરી ગઇ. સ્ત્રી અને મીંદડીના પેટમાં ખીર ખાટી ન થાય એ કહેવત મુજબ વાત એના પેટમાં ન રહી, અને એણે ઓકી નાખી. પણ વાત તો બનાવટી જ હતી.

સમજુ એને ઘેર ગઇ, અને બધી વાત સાંભળવા એનું મન અધીરૂં બન્યું હતું, એથી ખુશામત કરવા માંડી.

"બ્હેન ! કહેતો ખરી. મારૂં મન તલપાપડ થઇ રહ્યું છે."

"ના ના, કાંઇ નથી."

"જો, નવ મહીના છોકરૂં પેટમાં રાખીએ, ખાધું ધાન પેટમાં રાખીએ, તો પછી આવી નજીવી વાત શું હું મનમાં નહીં રાખી શકું?"

સમજુનો વિશ્વાસ પડયો, ને એણે ધીમેથી ઉચ્ચાર્યું:

"આજ તો એ તળાવને કાંઠે કોઇ ત્રણ અજાણ્યા આદમી સાથે વાતો કરવા ગઈ હતી. એક બોલાવી ગયો, અને પછી તો એ ખૂબ વાર ત્યાં ઉભી રહી."

"ઓહો......" વાતને નજીવી સમજી એણે ઉચ્ચાર્યું.

"કેમ ઓ...હો!"

"એમાં તે શું ? રજની ગજ."

"ત્યારે તમે જાણો." કહી મ્હોં મચકોડીને સમજુ ગઇ. પેલી ઉઠીને બહાર આવી. પણ આ અટક્યાળી છોકરીએ આખા ગામમાં આ વાત ફેલાવી દીધી હતી. જેને ને તેને એ વાત છાની રાખવાનું

કહેતી, પણ કસ્તુરીની સુગંધના કરતાં ડુંગળીની બદબો વહેલી ફેલાય છે એમ સારી વાત કરતાં ખોટી વાત વહેલી પ્રસરી જાય છે. જે વાત છૂપાવવા ઇચ્છીએ એમાં કાંઇક મહત્વ છે સમજી માણસો હોંશે હોંશે વાત કરે, અને કોઇની ખ્યાતિની વાત હોય તો જલદી ઢંકાઇ જાય છે. સારા કરતાં નરસું હંમેશાં ઉપર આવે છે. એવું આમાં પણ બન્યું.

વાયે વાત ચડે એમ ધીમે ધીમે એ વાત નગરશેઠને કાને અથડાઇ. અને તેમનાં બારે વહાણ બુડયાં. માખી તેલમાં ડૂબી જાય એમ એમનું સ્થાસ્થ્ય, હીંમત, ધીરજ અને ચતુરાઇ બધું એકી સાથે લાજ, કીર્તિ, યશ, આબરૂ, અને નાક એ જુદા જુદા નામ ધરાવનાર એકજ ભાઇના મૃત્યુ સમા નાશ પામી અપમાન, અપકીર્તિ અને બેઆબરૂમાં ડૂબી જતાં દેખાયાં. એમનો ચહેરો શ્યામવર્ણો બની ગયો.

શેઠ સાંજે કચેરીએ ગયા. પણ નહોતું તેમના મોઢા ઉપર તેજ કે ન્હોતી કાંઇ હોંશ. નૃપતિએ શેઠના મોઢા ઉપર વિષાદ જોયાં. શેઠના દીલમાં ઉંડું ઉંડું દુઃખ એમણે નીહાળ્યું અને ચતુરાઈથી શેઠ પાસેથી વાત જાણી લીધી.

શેઠે તરત જ પુત્રવધુને બોલાવી ને એ વાત કહી સંભળાવી: "બેટા! આવી વાતો થાય તો આપણી આબરૂનું પાણી થાય એ ખબર છે ને?" નગરશેઠે ધીમેથી ઉચ્ચાર્યું.

"સસરાજી! બાપની લાજ કરતાં સસરાની કીર્તિને અનેક ગણી વધારવામાં જ વહુઓની આબરૂ વધે છે. કલંક તો તમારી કે મારા પિતાની પેઢીમાં નથી, તો હું કુલાંગાર કેમ નીવડું?"

"ત્યારે આ બધું ખોટું છે? બધા કાંઇ જુઠું બોલે?" વૃદ્ધ રાજવીએ ઉચ્ચાર્યું.

"બધી દુનીયા જ આજે ઉંધી વળી ગઇ છે," કોઇ પાછળથી બોલ્યું ને વહુના કાન ચમકયા.

"આ શું ? આ કોણ નવું સત્ય ઉચ્ચારે છે ?"

"કોઇ મૂર્ખ જણાય છે." વૃદ્ધ રાજવી બોલ્યા.

"ના, મૂર્ખ તો અહીંઆ છે, એ મૂર્ખ નથી." વહુએ દ્રઢતાપૂર્વક ઉચ્ચાર્યું.

રાજકુંવર અત્યાર સુધી ચૂપ બેઠો બેઠો સાંભળતો હતો. તેના હૃદયમાં આ પ્રશ્નપરંપરાથી કેટલાક તરંગો ઉઠયા ને શમ્યા. પણ એ પોતે નિરાકરણ ન કરી શકયો. એણે ધીમેથી ઉભા થઇ પૂછ્યું, "બ્હેન ! તમે કહો છો તે સાચું કે આ સાચું ?"

બાઇએ એના ચ્હેરા સામે જોયું ને ગરીબી હાલતમાં પાણી માગવા આવનાર તરીકે એને ઓળખ્યો. એ છોભીલી પડી ગઇ. પણ હિંમતપૂર્વક બોલી, "એ સાચું કે આ સાચું તેનો નિર્ણય તો તમારે કરવાનો."

શેઠ ને રાજા સામ સામા જોઇ રહ્યા.

"શી હીંમતવાન વહુ છે ?" શેઠ ગણગણ્યા. એમણે વહુના ચારિત્રમાં કાંઇ અવનવા રંગો પૂરાયલા જોયા. એમના હોઠ ફફડી ઉઠયા.

રાજાએ પૂછ્યું, "બેટા, સાચું બોલીશ ?"

"જુઠું બોલનારાઓ મારૂં સત્ય માનશે ?"

"જુઠું બોલનાર અહીં કોણ છે ?" ગુસ્સામાં નૃપતિની આંખો લાલ બની.

"બાપુ ! આપ પણ જુઠું બોલો છો. ને જગત આખું પણ અસત્ય બોલે છે." એણે હિંમતપૂર્વક જવાબ વાળ્યો.

સહુ જોઇ રહ્યું. નૃપતિને જૂઠા બોલનાર કહેવાની હીંમત આજે એણે પ્રથમ જ બતાવી હતી. સહુ પરિણામની રાહ જોતું ઉભું.

રાજકુમાર વચ્ચે બોલી ઉઠયો, " એ બાઇ સાચી છે. એની બધી વાત હું જાણું છું."

" શી?" શેઠે આતુરતાપૂર્વક પૂછયું.

રાજકુમારે બધી વાત કહી બતાવી. પણ કોઇથી વાત ન સમજાઇ.

શેઠની પુત્રવધુ બોલી, " બાપુ ! વટેમાર્ગુ કોને કહેવો? શું એ બન્ને વટેમાર્ગુ હતા ?"

" માર્ગે ચાલનાર બધા વટેમાર્ગુ નહિ તો શું કહેવાય?"

" બાપુ, ત્યાંજ ભૂલ થાય છે. ખરા વટેમાર્ગુ તો સૂર્ય ને ચંદ્ર, બીજા તો ખોટા નામધારી વટેમાર્ગુ."

રાજા જોઇ રહ્યા. રાજકુમાર બોલ્યો, " અને પેલા બે ગરીબ ?"

" હા. ઇશ્વર પાસે સૌ ગરીબ જ છીએ ને ?"

" વારૂ, છતાંય તમે ગરીબાઇને ઓળખતા નથી. ખરા ગરીબ તો દીકરી ને ગાય કે જ્યાં દોરે ત્યાં જાય."

" સાચું."

" અને મુર્ખાઓ તો શેઠ અને રાજા."

" હેં!......"

" હા. શેઠ અને રાજાએ તપાસ કર્યા વગર મારે માથે કલંક મુકયું એનાથી પછી બીજા મૂર્ખ કોણ હોય ?" મક્કમતાપૂર્વક હાથની હથેળીમાં મુક્કી મારતાં વક્રભ્રકુટીએ એ ગર્જી ઉઠી.

" શેઠ ! તમારી પુત્રવધુ તો ભવિષ્યમાં નામ કાઢશે." રાજવીએ આશિર્વાદ આપ્યો. શેઠ સમજ્યા કે વહુ તો કુળનું કલંક ધોઇ કીર્તિ અપાવવા સર્જાઇ જણાય છે !

વહુ હવે શેઠના ઘરમાં કર્તાકારવતા થઇ પડી. બુદ્ધિ કોઇના બાપની છે ?

---

# (૨૨) રાણી.

કાળજાં વીંધી નાખે એવી કડકડતી ઠંડી હાડના ભૂકેભૂકા કરી નાખતી હતી. અને એ ઠંડી સાથે હરીફાઇ કરતો શીળો પવન ખુશામતીઆઓની પેઠે આસપાસ ફરતો રહી શરીરને બેવડ વાળી નાંખતો હતો. સૂર્યનારાયણ ઉગીને સમા થયા હતા, અને દુશ્મનોને મારી હઠાવવા ગુસ્સે થયેલા સૈનિકોની પેઠે સૂર્યનાં કિરણો દિગવિજય કરવા નીકળી પડયાં. બાળકોના મીઠા બોલ જેમ ખુશી ઉપજાવે છે એમ મૃદુ સૂર્યનાં આ ઓછા આતપના પમાડતાં કિરણો શરીરમાં ગરમી અને હુંફ પૂરી દિલાસો આપી રહ્યાં હતાં. તેવે વખતે મહારાજા શિકારને બ્હાને ફરવા નીકળી પડયા હતા.

તેમણે શરીર ઉપર કાશ્મીરી ઊનના ગરમ ડગલા પહેર્યાં હતા. માથે શીરપેચ ઉપર અને ગળાની અંદર ડોકમાં શાલ લપેટાઇ રહી હતી. ટાઢ જેવા દુશ્મનથી પોતાની દેહનગરીનું રક્ષણ કોટ સ્વરૂપ ગરમ વસ્ત્રોથી કરી ઘોડા ઉપર સ્વાર થઇ છડીસ્વારીએ મહારાજા તળાવની પાળ ઉપર થઇને નીકળ્યા. તે વખતે હાથમાં કુહાડો અને દોરડાનો કકડો હલાવતો હલાવતો એક કોળી જંગલમાં લાકડાં કાપવા જતો હતો તે પાસે થઇને નીકળ્યો, અને મહારાજાને ઝુકીઝુકીને તેણે સલામ કરી.

કાળા ડીબાંગ જેવા શરીર ઉપર ન્હોતું એકકે સારૂં કપડું કે ન્હોતી શાલ કે પછેડી. ઢીંચણ ઉપરતું એક ટુંકું પોતીયું, માથે ચીંદરડાં વીંટાળેલ, ઉઘાડા વાળ, અને સત્તર ઠેકાણે બારી બારણા વાળી બંડી એ એના શરીરનું ઢાંકણુ હતું. પણ એની લોહીઝરતી, નારકણી,

લીંબુની ફાડ જેવી આંખો અને વિશાળ છતાંય ભયંકર મોઢાથી ટાઢ બ્હીતી બ્હીતી દૂર નાસતી હતી. ઠંડીની એને જરાય દરકાર ન હતી.

મહારાજા એને જોઇ રહ્યા. એમને દયા ઉપજી. ગરીબ બિચારો ! એને ટાઢ નહિ વાતી હોય ! એમણે એને બોલાવ્યો.

" અરે કઠીયારા ! " સત્તાદર્શક છતાંય કોમળ શબ્દ ઉચ્ચારાયા.

" બાપુ....." કઠીયારો-કોળી દોડતો આવી નમી પડયો.

" તને ટાઢ નથી વાતી ? " એની તરફ દયાળુ મોઢું કરી, ઉદાર ભાવ દર્શાવતા મહારાજાએ એની તરફ જોયા કર્યું.

" ટાઢ તો બાપુ તમ જેવાને. " બ્હીતો બ્હીતો એ બોલ્યો.

" અને તમને ! શું તમારી સગી થાય છે ? " સ્હેજ ચીડાઇને બોલી જવાયું.

ઠંડા પવનની લહરી આવી ને પસાર થઇ ગઇ. બન્ને ધ્રુજી ઉઠ્યા. એક બ્હીકમાં ને બીજો ઠંડીમાં.

" બાપુ, પાગરણ એવી ટાઢ. "

" એટલે ? "

" જેને સાધન હોય એને વધુ ટાઢ વાય, અને ન હોય એને ઓછી વાય. "

" એવું તે હોય ? "

" ન હોય તો ખાત્રી કરી બતાવું. "

" શી ? "

" આવી કડકડતી ટાઢમાં આ પોષ મહીનાનું પાણી કરીને હીમ થઇ ગયું છે. આંગળી બોળો તો ટટકા થઇ જાય; બેરી ખોડ. લાગડી જ પડે છે ને ? જોઉં ! "

" એમ ? "

" હા. બાપુ બોળી તો જુઓ ! "

રાજાએ આંગળી બોળી. પણ એમાંથી આંગળી બહાર કાઢી ત્યાં તો આંગળી જ હાથને વળગેલી છે કે નહિ એની ખબર જ ન પડે. જાણે લાકડું. વીજળી પડતાં જેમ શરીર ઠીંગરાઇ જાય એમ રાજાની આંગળી ઠીંગરાઇ ગઇ. કોળી પાસે આવ્યો. મહારાજાની શાલ આંગળી ઉપર વીંટાળી ને ગરમ ફૂંકમાં આંગળીમાં ગરમાવો આવતાં થીજી ગયેલું લોહી સતપ થયું અને ધીમે ધીમે વહેવા લાગ્યું. રાજા તો ઠંડોગાર.

" બાપુ, જોયું ? "

" તને પણ એમ જ થાય."

" ન થાય, બાપુ ! "

અને એણે તરત જ પોતાનો પોંચા સુધીનો હાથ એજ થંડા પાણીમાં બોળ્યો. અને બહાર કાઢી ખંખેરી નાખ્યો. સ્હેજ ઠરેલો હાથ તરત જ સૂર્યના તડકે ગરમ થઈ ગયો. તે બોલ્યો, " બાપુ, આમાં તે શું ? " રાજા જોઇ રહ્યો.

" બાપુ, આ તો હાથ જ બોળ્યો છે, પણ જો અમને કોઇ લાલચ આપે ને કહે કે આવી પોષ મહીનાની ઠંડીમાં સામે કાંઠે જઇ આવે તો એને અમુક રૂપીયા આપું તો અમે તો સામે કાંઠેય જઇ આવીએ. અમને કશુંય ન થાય." કોળીભાઇએ ખીલવા માંડયું.

" એમ ! "

" હા. "

" ત્યારે જો તું આખી રાત પાણીમાં રહે ને સવારે જીવતો બહાર નીકળે તો તને મોટો ગરાસ આપું. " તરંગી રાજાએ આગળ પાછળનો વિચાર કર્યા વગર બોલી નાખ્યું.

ત્યાં રાજાને શોધતા શોધતા દિવાનજી પાસે થઇને નીકળ્યા.

" બાપુ શું છે ? "

" દિવાનજી ! આ કોળી આખી રાત ઠંડા પાણીમાં રહે તો હું એને ગરાસ આપવા ઇચ્છું છું."

" એ તો રહેશે. "

" તો મારી શરત મુજબ હું એને ગરાસ આપીશ. "

" બાપુ, એમ તે કાંઇ ગરાસ જેને ને તેને અપાતા હશે ? "

" હા, મારી મરજી. ધણીનો કોઇ ધણી છે ? "

" તમારી મરજી. " દિવાન લાચાર થઇ ગયો. છતાંય હિંમત લાવીને બોલ્યો, " બાપુ ! એ આખી રાત પાણીમાં રહ્યો છે એની ખાત્રી શી ? "

" હા એ સાચું. " ભીલ તરફ ફરીને રાજા બોલ્યા.

" તો બાપુ હું જુઠું બોલીશ ? પાણીમાંથી બહાર નીકળીશ તે ઓછું જ અજાણ્યું રહેશે ? "

" રાત્રે અમારા દેખતાં તું પડે, અને અમે જઇએ પછી ઘેર જઇ સૂઇ રહે ને સવારમાં વહેલો પાછો આવીને પાણીમાં પડે. એથી કંઈ ગરાસ મળી જાય ? " દિવાન તીરસ્કારપૂર્વક એના તરફ જોઇ રહ્યો.

પણ કોળી એમ ડરી જાય એવો નહતો. એની પ્રચંડ ભૂજાઓ મોટાં ગંજાવર મોજાંઓ કાપીને કલાકોના કલાકો તરવા માટે સમર્થ હતી. એનો વજ્ર જેવો દેહ આવી ઠંડીઓને તીરસ્કારતો મગરૂર હતો. એણે ઉતાવળમાં બોલી નાખ્યું, " બાપુ, હું સમીસાંજથી પડું ને સવારે બહાર નીકળું ત્યાં સુધી આ કાંઠે દેખાતા રાજમહેલના ગોખમાં દિવો પ્રગટાવી ચોકી રખાવજો. જો હું નીકળી જાઉં તો

સવારે આ માથું કાપી લેજો." ગળે હાથ મુકી જાણે કાપી નાખતો હોય એમ એણે હાથ ખેંચ્યો.

દિવાન પાછો ફર્યો—હઠી ગયો. રાજાની દૃષ્ટિમાં આશ્ચર્ય અને આંખોમાં શ્રદ્ધાનાં તેજ ફરકતાં હતાં. રાજા હસ્યો, કોળીએ એનો પડઘો પાડયો ને રાત્રે તરવાનું નક્કી કરી જંગલમાં ચાલ્યો ગયો.

( ૨ )

કડકડતી ટાઢ અને શીતળ પવનથી બરફ જેવું ઠરી ગયેલું પાણી અને ઉપરથી કાળજાં કોરી ખાઇ જાય એવા ફૂંકતા પવને આખી રાત કોળીને અધમૂઓ કરી નાખ્યો. પણ જેમ શૂરવીર અનેક ઘા ખાઇ લોહી નીરતો થયો હોય છતાં પોતાનું શૌર્ય દેખાડવામાં પાછી પાની કરે નહિ એમ કોળી આમ અધમુઆ જેવો થઇ જવાથી હડબડતો હડઅડતો બહાર નીકળવા છતાંય પોતાનું સઘળું જોર એકઠું કરીને પોતાના વચનનું અને પોતાની જાતનું પાણી રાખવા નીતરતે ડીલે એ રાજા પાસે આવીને ઉભો.

આખી રાત ગોખમાં દીવો બળ્યા કર્યો હતો અને ચોકી કરતો સિપાઇ એક મીનીટ પણ મટકું માર્યા સિવાય અવિશ્રાંત આંખ ફાડીને કોળી ઉપર નજર રાખતો બેસી રહ્યો હતો. રાજા અને રાણી વારંવાર આવીને એને જોઇ જતાં, અને રાજાને થતો અચંબો તથા કોળીભાઇની હિંમત જોઇ રાણી સ્હેજ મલકાતી મલકાતી આડું જોઇ જતી હતી.

સઘડીની આસપાસ રાજકુટુંબ ટોળે વળીને બેઠું હતું. સઘળાના મોઢામાં એકજ વાત હતી, અને તે કોળીની હિંમતની. શો જબરો ! આવું તો કોઇથી ન બને ! આપણે તો ત્યાં ને ત્યાં જ મરી જઇએ, એમ

સહુ કોઈ બોલતું ! રાજાના મનમાં ન હસવું કે ન બોલવું ગમ્યું. એ તો ઠરી જઇ શરમથી લેવાઈ ગયો હતો.

કોળીએ આવી સલામ કરી, પણ રાજા બોલી ન શક્યો.

"બાપુ મારો ગરાસ !"

"દિવાનજીને મળો." કહી લેવાઇ ગયેલા મોઢે રાજા અંદર ચાલ્યા ગયા.

ત્યાં દિવાનજી આવ્યા. કોળી દિવાનજીને મળ્યો ને બન્ને જણ રાજાજી પાસે અંદર ગયા.

"બાપુ ! આને ગરાસ........."

"હા. એને ને તમને યોગ્ય લાગે તેમ કરી નાખો."

"પણ, એ તો આખી રાત તાપણી તાપ્યો છે."

"કેમ તું તાપણી તાપ્યો છું ને ?" કોળી તરફ ફરી દિવાનજી બોલ્યા.

"હા, અન્નદાતા ! આખી રાત મને મળવાના ગરાસ ઉપર તાપણી તાપ્યો છું."

"ગરાસ ઉપર શેની ! આખી રાત ગોખના દિવાની તાપણી તાપ્યો છું." દીવાને કહ્યું.

"હેં !"........કોળીથી બોલાઇ જવાયું.

"હા. તું દીવાના તાપે તાપ્યો છું, માટે તને ગરાસ નહિ મળે. જા, ચાલ્યો જા !"

રાજા કાંઇ બોલી ન શક્યા. દિવાને કોળીને કાઢી મુક્યો. રડતો કકળતો, આખી રાત ઠંડી સહન કરીને અડધો થઇ ગયેલો કોળી ધા નાખતો, નિસાસા મૂકતો, ભાંગલે પગે પાછો વળ્યો. નહતું એના

શરીર ઉપર તેજ, સ્ફૂર્તિ કે હિંમત, કે ન્હોતી એના અંગે અંગની છટા. જતી વખતે એના પગ જોરમાં ઉપડતા હતા, ને વળતાં એના ગુડા ગળી ગયા હતા.

રાણીને અંતઃકરણમાં એ કોળી ઉપર દયા ઉપજી. એનું કાળજું એને કોરી ખાવા લાગ્યું. દિવાનજી ઉપર એને ક્રોધ ચડયો. એનું દિલ એનો બદલો લેવા ઉશ્કેરાઇ ગયું. પણ એ ક્ષણિક ઉભરાને શાંત કરીને એ ડાહી, વિવેકી, વિચારશીલ રાણી ગંભીર, શાંત અને ઠાવકી થઇને બેઠી. પોતે એનો ખેત પોતાના મનમાં ઘડી રાખ્યો.

( ૩ )

" રાણી, આમ કેમ ? " રાજાએ ઉંચે બાંધેલ તપેલી અને નીચે બળતું તાપણું જોઇ સહજ આશ્ચર્યમાં પૂછ્યું.

" એ તો ભાત ચડે છે." ઠાવકે મુખે,સ્હેજ ગંભીરાઇથી રાણી બોલી.

" તે આમ ? "

" હા. "

" આમ તે કાંઇ ભાત ચડે ? " કાંઇક તીરસ્કારયુક્ત રાજા બોલીને ચાલ્યો.

" એ તો નજરતાપે ભાત ચડી જવાના. "

અને એ શબ્દોએ રાજાને ચમકાવ્યો.

" રાણી ! નજરતાપે ભાત કદી ચડે ? " હોઠપર હોઠ દાબી રાજા બોલ્યો.

" નજરતાપે પેલો કોળી આખી રાત કડકડતી ઠંડી અને હીમ જેવા શીતળ જળમાં ઉભો ઉભો તાપણી તાપીને ટાઢ ઉડાડે તો ઉંચે બાંધેલી તપેલીમાં ભાત આ નીચે સળગતા બળતાથી કેમ ન સીઝી જાય ?" દૃઢતાં દેખાડતી મુઠ્ઠી એની હથેળીમાં પડી.

રાજા ઝમકમી ઉઠયો. તે બોલ્યો, "રાણી! હું સમજ્યો."

"શું?"

"એ કોળીને અન્યાય થયો છે તે."

"તો એને સંતોષો."

રાજા રાણીની ચતુરાઇ જોઇ હેબતાઇ ગયો. એના ડહાપણ આગળ ડઘાઇ ગયો. એની ચાલાકીમાં અંજાઇ ગયો. એની હિકમત પાસે દિવાનનું બુદ્ધિબળ એને નજીવું લાગ્યું.

એણે રાણીના કહેવા મુજબ કોળીને ગરાસ કાઢી આપી સંતોષ્યો. પણ તે દિવસથી તેનું મન અનેક જાતના તરંગે ચડી ગયું.

રાજા આમ સાદા વેશે ન રહી શકે? શું ભારે વસ્ત્રોથી જ રાજા થવાય? શું ઘરેણાં અને મોજશોખથી જ રાજા થવાય? શું ઠાઠ-માઠથી જ રાજા થવાય? પ્રજાનું દીલ જાણવા, પ્રજાનું રજેરજનું દુઃખ જાણવા એના આંગણામાં આથડવું જોઇએ, એવી ભાવના રાજામાં પ્રગટી. એણે શણગાર તજ્યા, મોજશોખ મૂક્યા, અને ભોગ-વિલાસ ઉછેટયા. સાદો, વિચારવંત, પ્રજાના સુખદુઃખમાં ભાગ લેવા ઇચ્છતો રાજા સાદે વેશે ગામમાં આથડવા લાગ્યો.

દિવાનને ચિંતા પેઠી કે, રાજા પોતાનો માનમરતબો ન રાખે, પોતાનો મોભો ન સાચવે, પોતાનું સુખ વૈભવ ન ભોગવે; પોતાનું ભોજન એક ગરીબ જેવું બનાવે, તો રાજા ને ગરીબમાં ફેર શું રહેશે? રાજાને મોટો કોણ ગણશે?

"બાપુ! આમ કાં કરો છો?" દિવાને એક વાર પૂછ્યું.

"દિવાનજી! શું રાજા પણ એક ગરીબમાં ગરીબ માણસની પેઠે ન રહી શકે? રાજા શા આધારે ભાતભાતના ભોજન આરોગે?

શું ગરીબને એક હાથ ને રાજાને બે હાથ છે? ગરીબના કરતાં રાજાના દેહમાં શું વધુ છે? પ્રભુના ઘર પાસે કોણ ઉંચું કે નીચું છે?"

"પણ આ બધું જ્ઞાન આપને ક્યાંથી આવ્યું? કોણે આપ્યું?"

"પેલો કોળી સાદો ખોરાક ખાઈ કેવો રૂષ્ટપુષ્ટ થયો છે? એ ક્યાં મારી પેઠે ભાતભાતના ભોજન ખાય છે? છતાંય એ મારા કરતાં વધારે લષ્ટ છે. એની બૈરીઓ શીમમાં રખડે છે. મારી રાણીઓ પલંગથી નીચે પગ ન મૂકી શકે. મને એ કોળીએ બરાબર શીખામણ આપી છે."

"શી?"

"પાગરણ એવી ટાઢ, સાધન એવી કોમળતા, અને સંતોષ એટલું સુખ."

"એની હું ક્યાં ના કહું છું?"

"મારે તો અખતરો કરવો છે."

"શેનો બાપુ?"

"મારી કોમળ રાણીયોને જારના રોટલાથી ચાલે કે નહિ? એમનાં શરીર એથી રૂષ્ટપુષ્ટ થાય કે નહિ?" તરંગી રાજા બોલ્યો.

"બાપુ! આવા તરંગો છોડો. રાજહઠ ન કરો."

પણ રાજા એકનો બ ન થયો. રાજમહેલમાં હુકમ ફરમાવાયો. દાસદાસીઓને દૂર કર્યા. સુખ વૈભવ ઓછા કર્યા, ભોજન સાદાં બનાવાયાં ને રાજમહેલમાં ગરીબાઇનાં સાધનો ગોઠવાયાં.

રાણી અચાનક આ ફેરફાર જોઇ ચમકી. એની રગેરગમાં ગુસ્સો પ્રજવળ્યો. એ કંપી ઉઠી, પણ સમયસૂચક બની. એણે માળીને બોલાવ્યો.

"માળી, આજથી ક્રાસ બંધ કરી નાખ." સત્તાવાહી અવાજે એણે આદેશ કર્યો.

"કાંઇ ગુન્હો મારો બા ?......" થરથરતો થરથરતો માળી બે હાથ જોડી ઉભો.

"ગુન્હો ! એ તને કોણ કહે છે ? પણ હું તને કહું છું તે યાદ રહ્યું ને ! આજથી ફૂલઝાડને પાણી ન પાઇશ. ખબરદાર !"

માળી ચાલ્યો ગયો. વાડીમાંનાં કોમળ ફુલઝાડો સુકાયાં, ચીમળાયાં. સુગંધી પુષ્પોની સુગંધ વેડફાઈ ઉડી ગઈ અને ચોતરફ વેરાન થયેલી વાડી ખાવા ધાય એવી દેખાવા લાગી.

એક દિવસ રાજા અચાનક ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. માળીની બેદરકારી એણે જોઈ. અને એ ધુંવાપુંવા થતો ગુસ્સામાં બરાડી ઉઠયો, "માળી ! આમ કેમ ?"

"બાપુ ! રાજમાતા......"

"શું ?" ગુસ્સામાં કંપતા રાજાના હોઠ ફફડી ઉઠયા.

"રાજમાતાની મનાઇ છે."

"હું છતાં મારી આજ્ઞાની અવગણના ?"

"ના બાપુ, મારો વાંક નથી." કરગરતો માળી રાજાના પગમાં પડી, બોર બોર જેવડા આંસુડે ખારાં જળ વહાવી દયા યાચતો ઢળી પડયો.

"આમાં એનો જરાય વાંક નથી." કહેતાં રાણી પાછળથી સ્હેજ હસતાં આવ્યાં.

"રાણી, આ શું ?"

"મેં જ તેને ના કહી હતી."

"કારણ ? આ બધાં ફૂલઝાડ પાણી વગર સુકાઇ ગયાં તે જોયું ?"

"આ ઝાડ, આ લીંબડા, પીપળા, બાવળ, વડ એ બધાંને કોણ પાણી પાય છે?"

રાજા જોઈ રહ્યો. રાણીએ કહ્યું,—

"જેમ એને જરૂર પાણીની નથી, રક્ષણની નથી, તેમ સાધારણ ગણાતી પ્રજાને પણ નથી જરૂર સુખવૈભવની, મોજશોખની કે પૌષ્ટિક ખોરાકની. જેટલી જરૂર આ કુમળાં ફૂલઝાડને ઉછેરની, પાણીની, ખાતરની, રક્ષણની અને માળીની દેખરેખની જરૂર છે, તેટલી જ બલકે તેથીયે વધુ જરૂર રાજાને ને રાજ્યકુટુંબને છે—મોજશોખની, વૈભવની, પૌષ્ટિક ખોરાકની, આડંબરની."

"રાજા અને રાજ્યકુટુંબ, ધનાઢ્યો અને ગૃહસ્થો એ ભાતભાતનાં કોમળ સુગંધી ફૂલો છે. સાધારણ ગણાતી પ્રજા એ વગડાઉ ફૂલો જેવી છે, અને જંગલી જાતો તે જંગલમાંનાં મોટાં ઝાડ જેવી છે."

"એક સત્તા ચલાવે છે, બીજું મહાલે છે, ને ત્રીજું સેવા ઉઠાવે છે. જેમ ગુલાબનું ફૂલ મોટા માણસો સુંઘે છે, કોટે પહેરે છે, તેમ રાજ્યકુટુંબ સર્વત્ર માન પામે છે. જેમ ખોટાં ફૂલો માણસો સુંઘીને બાજુએ મુકે છે, એમ સામાન્ય પ્રજાજનો ઉપયોગમાં આવે છે ને મોટાં માણસોને કોઇ કોઈ વખત ઉપયોગી થઇ પડે છે. જેમ જંગલી ફૂલો તરફ ફક્ત નજર જ કરાય છે. એ રૂપાળા દેખાય છે છતાંય એને કોઈ ડોકે પહેરતું નથી, એમ જંગલી પ્રજા રૂષ્ટપુષ્ટ દેખાય છે છતાંય એનું અનુકરણ કરાય નહિ."

રાજા સાંભળતો ગયો. રાણીની આંખમાંથી ફૂટતું અપાર્થિવ અને એના ચ્હેરા ઉપર છવાઇ રહેલું લાલાશ ભરેલું રૂપ જોઈ રાજા સ્તબ્ધ થઈ ગયો. એના ચક્ષુપડળ ઉઘડી ગયાં. એના અંતઃકરણમાં

રાણીની હિંમત, બુદ્ધિ અને ચાલાકી જોઇ હર્ષના ફૂવારા છૂટયા. એની પાસે જઇ રાણીના ગાલ ઉપર સ્હેજે ઠપકાભર્યો તમાચો મારી પ્રસરી રહેલી લાલીમાં લાલાશ ઉમેરીને ગુલાબના ફૂલને સુંઘે એમ એ ઉઘડતા ગુલાબના પુષ્પ સરીખા રાણીના મુખ ઉપર ચુંબન લેતો રાજા બોલ્યો, " રાણી, સ્રીત્વ વગરની સ્ત્રી અને પુરૂષત્વ વગરનો પુરૂષ એ ગમાર છે. સ્ત્રી જ પુરૂષનું અર્ધું અંગ હોઇ સલાહ લેવા યુક્ત છે. બન્ને સરખાં હક્કદાર છે. આજથી તું મારી મંત્રી !" અને હસતો હસતો રાજા ચાલ્યો ગયો. રાણી સંતોષાતી, શરમાતી અંદર ચાલી ગઇ.

---

## (૨૩) ડાહ્યા શેઠ.

### ભલભલાની અક્કલ પાણીને મુલે વેચાય: ડાહ્યા ચોવટીઆને ઘેર બેઠાં ન્યાય છે !

---

અડધે માથે ટાલ અને જાડું ભરાવદાર શરીર હોય, ગોળ પાઘડી અને લાંબી ચાળનું અંગરખું, જાડું ધોતીયું અને ખંભે ખેસ હોય, તો દૂરથી પણ જણાઇ જતું કે એ તો પેલા ચોવટીયા ડાહ્યા શેઠ!

**યથા નામા તથા ગુણા** એ મુજબ નામ પાડનાર ફોઇબાને અમારા ગામના હજારો નમસ્કાર હજો કે એમણે ડાહ્યો નામ બરાબર ગુણ જોઇને જ પાડયું. એ બહુ ભણ્યા ન હતા. ધૂળી નિશાળે પાટી ઉપર ધૂળ નાંખી માંડ માંડ બે ચાર ચોપડી ભણ્યા હશે. પણ અક્કલના પુરા. કારણ કે એ તો અંધારે વ્હેંચાણી હશે કે આવાના ભેજામાં બાથી સામટી ભરાઇ ગઇ !

અમારૂં ગામ એ ન્હાનું શું ગામડું અને સાધારણ ગામ, અને તેમાં દ્વિરાજસત્તા. અમારા ગામમાં અમારા ગામધણી દરબાર દેવીસિંહ રહેતા. એમને અમારા ગામ ઉપરાંત બીજાં બે ત્રણ ગામ મળેલાં. બાકી સર્વ સત્તા તો અમારા ગામથી દૂર રાજધાની હતી ત્યાંના દરબાર કેસરીસિંહની હતી.

દરબાર દેવુભા એ અમારા પિતા અને વસ્તી એમના દિકરા દિકરી, એવો સારો સંબંધ ગામધણી અને પ્રજા વચ્ચે હતો. સારા માઠા પ્રસંગોએ સહુ એક બીજાને ઘેર આવતા જતા.

દરબારને ત્રણ રાણીયો. તેમાં ત્રીજાં ઠકરાણાંથી એમને એક પુત્ર થયેલો. કુંવર એવો તો રૂપાળો કે આખા ગામને વ્હાલો લાગે. લોકો એને રમાડવા ઘેર લઇ જાય, રમાડે, સુવાડે અને ખવાડે. જેમ કોઇ પાડોશીનું છોકરૂં હોય.

કુંવર મોટા થયા તેમ તેમ તેમને ગામના છોકરા સાથે દોસ્તી થઇ. ગમે ત્યાં જાય, ગમે ત્યાં ફરે–હરે, ને સૂઇ રહે. પણ ગામમાં એટલી બધી શાંતી, સંપ અને સલાહ કે કોઇને કોઇની ઉપર અણુ-વિશ્વાસ જ નહિ.

એ દરબારગઢની પછવાડે જ ડાહ્યા શેઠ રહેતા હતા. ન્હાનપણથી જ એમની બુદ્ધિનો પ્રભાવ ગામ ઉપર પડેલો. ક્યાંઇ ટંટો હોય કે વાંધો હોય ત્યાં ડાહ્યો શેઠ પહેલા. અને પોતાની બુદ્ધિના પ્રભાવે બન્ને પક્ષ ખુશી થાય એવો એ ન્યાય શોધી કાઢે પણ ખરા.

ધીમે ધીમે આખા ગામમાં એની તારીફ થવા માંડી. ગામમાં તો એ પહેલા હોય પણ પરગામથી પણ માણસો તેડવા આવવા માંડયા. પણ શેઠ હતા જરા ઉદાર દીલના અને સેવાભાવનાવાળા, એટલે

કોઇને કદી ના કહેતા નહિ, અને જ્યાં બોલાવે ત્યાં જતા હતા. એને માન અપમાનની દરકાર નહતી.

સ્થિતિ તો મૂળથી જ સારી ન હતી. એવામાં માબાપ ગુજરી ગયાં એટલે શેઠને માથે ઘરના ભરણપોષણનો બોજો આવી પડયો. જેમ જેમ ખ્યાતિ વધતી ચાલી તેમ તેમ ચોવટાનાં આમંત્રણ થાય અને કામ પડતું મુકી શેઠને જવું પડે. કમાણી કમાણીને ઠેકાણે રહી, અને એ ડાહ્યા શેઠ–ડાહ્યા ચોવટીયાના નામે પ્રસિદ્ધ થયા અને તાવડી ઘેર ઠંડી થવા આવી. ઘેર જાય કે બૈરી તકરાર આદરે. પણ શેઠ પોતાનો ચોવટીયો સ્વભાવ બદલી શકયા નહિ.

ગરાસીયાઓ ઉપરથી હેતાળ અને અંતઃકરણમાં બહુ કપટી હોય છે એવી જગમાન્યતા છે. દરબાર દેવુભાનાં મોટાં વહુ બહુ અદેખાં હતાં. એમને કુંવર ઉપર પ્રીતિ ન હતી. એક દિવસ કુંવરને બોલાવી તેણે ગળે ટુંપો દઇ મારી નાંખ્યો, અને પાછળ જ ડાહ્યા શેઠની બારી હતી તેમાં ફેંકી દીધો.

તેમને ખાત્રી હતી કે ડાહ્યા શેઠ બુદ્ધિશાળી હોવાથી જરૂર કોઈ યુક્તિ ખોળી કાઢી લાશ (મુડદું)ને યોગ્ય જગ્યાએ પરત કરશે, અને મારે માથેથી ચિંતા ટળશે.

ભાગ્યજોગે આજે શેઠ કે શેઠાણી કોઇ ઘેર ન હતાં, અને તેથી કોઇને ખબર ન પડી કે ધબાકો શાનો થયો.

( ૨ )

સંધ્યાએ આછો કાળો સાળુ પહેરી જગતને જાહેર કર્યું કે હવે તમારે વિશ્રાંતિ લેવાની વેળા થઇ છે. મ્હારી છેલ્લી જ્યોતિ ઘડીભર તેજસ્વી રહી અંધકાર થઇ જશે.

એટલે શેઠાણી પાડોશમાંથી ઘર તરફ આવ્યાં. આજે વાળુ કરવાનું ન હતું. ઠંડી પણ એટલી બધી કે ધ્રુજતાં શેઠાણી ધાબળી ઓઢવા માટે ઘરમાં આગળ આવ્યાં તો કોઈ સૂતેલું લાગ્યું.

દીવો કરી જુએ તો કુંવરનું મુડદું! હાથ પગ થીજી ગયાં. જીભ અટકી ગઈ. આંખો ફાટી રહી, અને મ્હોંડું ફીકકું થઇ ગયું. એના મુખમાંથી એકદમ ચીસ નીકળી પડી અને તે અવાચક જેવી નીચે પડી.

શેઠાણીની બૂમ સાંભળી શેઠ ઉપર આવ્યા. જોયું તો કુંવરનું મુડદું. પછી શેઠાણીને પવનથી શુદ્ધિમાં આણ્યાં.

"અરર! કુંવરનું ખૂન કોણે કર્યું હશે! કોણ પાપી અહીં નાખી ગયું હશે? હવે આપણું શું થશે? જરૂર રાજનો કોપ આપણી ઉપર ઉતરશે, આપણે કમોતે મરશું."

"શેઠાણી! તું શાને બીહે છે?" શેઠે હીંમત આણી કહ્યું.

"તમે સહુની પંચાત કરો છો, પણ હવે શી રીતે બુદ્ધિ પહોંચાડી ખુનનો આ આરોપ દૂર કરશો?"

"તેની તારે શી ફીકર છે! તું તારે જો કે એ શી રીતે ફના થઇ જાય છે."

* * * *

શીયાળાની કકડતી ઠંડી અને અંધારી રાત. કોઈની છાતી બહાર નીકળવાની હોય જ શાની! પણ પાડોશમાં એક બ્રાહ્મણને ઘેર જ્ઞાતિ-ભોજન હોવાથી માણસોની થોડી અવરજવર હતી.

શેઠે યુક્તિ શોધી કાઢી. ભીખારીનો વેશ ધારણ કર્યો. લાશને ગળે વળગાડી પોતે ઉપર જાડું ગોદડું ઓઢયું અને હાથમાં ફૂટેલી ઠીબ લઇ સહુ માગનાર લોકો ભેગો ભળી ગયો.

રાતના દશ વાગ્યા હતા. ભીખારીઓનાં ટોળેટોળાં ધક્કાધક્કી કરતાં હતાં. સહુની નજર માગવામાં હતી. એ અવસરનો લાભ લઇ શેઠે મુડદાને એક ભીંતને અઢેલી ઉભું રાખ્યું. અને પાછું વાળી જોયા સિવાય ઘર તરફ વ્હેતું મુકયું.

માથેથી ઉતરી સગા ભાઇને હજો, એ કહેવત મુજબ શેઠે યુક્તિ બરાબર વાપરી માથેથી આળ ઉતાર્યું. પોતે સહુની પંચાત કરતો એટલે એને ખાત્રી હતી કે હમણાં કાંઇ નવીન થશે.

થોડી વખત પછી બ્રાહ્મણે એંડવાડ લાવી, સહુ ભીખારીને થોડું થોડું આપ્યું. ખૂબ ધક્કાધક્કી થઇ ને સહુ વીખરાયું. ત્યાં કોઇના ધક્કાથી મુડદું નીચે પડયું. એ જોઇ એક છોકરાએ બૂમ મારી. સહુ એ તરફ વળ્યું. જુએ તો રાજાના કુંવરનું મુડદું.

એક કહે કે તેં કચરી નાખ્યો. બીજો કહે તેં. એમ સહુએ માથેથી આળ ઉતારવા પ્રયત્ન કર્યો. પણ છેવટે બધા સંપી જઇ, કુંવરને હતો તેમ ઉભો રાખી, માગવાનું પડતું મુકી ઘર તરફ નાસી ગયા.

( ૩ )

થોડા વખત પછી બ્રાહ્મણ બહાર નીકળ્યો. જુએ તો ભીંતને અઢેલીને ઉભેલું કોઇ નજરે ચડયું. કોણ હશે, એમ વિચારી ઘરમાંથી એ બત્તી લાવ્યો ને જુએ તો કુંવરનું મુડદું.

એનું આખું અંગ ધ્રુજી ઉઠયું. શીયાળાની કડકડતી ઠંડીમાં આખું શરીર પરસેવાથી રેબઝેબ થઇ ગયું. એને થયું કે કુંવરનું ખૂન મારે માથે આવશે. હું જાણુતો નથી છતાંય એમ જ થશે...હવે શું થાય!

એવામાં પંડયાણી બહાર નીકળ્યાં. પતિને ધ્રુજતા દેખી એ

વિચારમાં પડી ગઈ. એણે બે ત્રણ વખત પૂછ્યું પણ બ્રાહ્મણમાં બોલવાનીયે શક્તિ ન હતી. હિંમત લાવી એણે ઉચ્ચાર્યું, "કુંવરનું ખૂન!"

આ શબ્દો સાંભળતાં જ એ નીચે બેસી ગઈ. પોતે મુડદું નજરે જોયું. થોડી વખત સહુ એમના એમ બેસી રહ્યાં. અંતે સ્ત્રીએ બુદ્ધિ દોડાવી: "આપણે ને ડાહ્યા શેઠને સારો સંબંધ છે. એમની સલાહ લ્યોને."

બ્રાહ્મણને એ ઠીક લાગ્યું. એ ડાહ્યાશેઠને ઘેર પીરસણું લઇ ચાલ્યા.

* * * *

"ડાહ્યાશેઠ ! ઉઘાડજો !"

"કોણ ઈ ?"

"એ તો હું હરી પંડયો.

"અરે ભાઇ ! અત્યારે કેમ ? હું તો ભૂલી જ ગયો હતો કે આપને કાંઇ કામકાજ હોય તો કહેજો. જુઓ છો ને, અત્યારે તો પારકી પંચાત આડે ઘરના કામની નવરાશ જ મળતી નથી. પાઇની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ."

શેઠે બારણું ઉઘાડી લાંબું પીંજણ આદર્યું. મનમાં તો સમજી ગયા હતા કે પંડયાજી શા માટે આવ્યા હતા.

"એ તો આપની આ ગામ ઉપર દયાદષ્ટિ છે તો ગામને સુખ છે. તમારી બુદ્ધિ આગળ તો ભલભલા પાણી ભરે. લ્યો, આ જરા છોકરાં માટે."

"ના, ના, બ્રાહ્મણના ઘરનું હોય."

"પણ આ તમને ક્યાં આપીએ છીએ. તમારાં એ છોકરાંય અમારાં જ છે ને!"

" મારા સરખું કામકાજ ?"

" કામકાજ તો..."

" કાં કેમ બોલતા નથી !"

" કહેવાની વાત નહિ એ તો." પંડયાજીના મુખ ઉપર કાળી વાદળી છવાઇ.

" પણ છે શું ?" શેઠે ગુપ્ત હાસ્ય છુપાવતાં પૂછ્યું.

" મારા ઘર પાસે કુંવરનું મુડદું !"

" અરર ! મારી નાખ્યા ! કેવો નીચ ! બ્રાહ્મણ છે કે કોણ ?"

" પણ સાંભળો તો ખરા ! કોઇ નાખી ગયું છે."

" નાખી તે કોણ જાય ? તારા જ કામ."

" શેઠ, હવે મારો કે ઉગારો તમારે શરણે છું. હું નિર્દોષ માર્યો જઇશ."

" હું શું કરૂં ?"

" આપની બુદ્ધિ શું ન કરી શકે ?"

બે ઘડી શેઠે વિચાર કર્યો. અને જાણે મોટા દરીઓ ડોળી મહા મુશીબતે કાંઠે પહોંચ્યા ન હોય તેમ ધીમેથી બોલ્યા,—

" પંડયા, જો કે તમે કામ તો ઘણું જ ખરાબ કર્યું છે, પણ બ્રાહ્મણ છો, વળી પાડોશી છો, સંબંધી છો, એટલે શરમ મુકાતી નથી, પણ કોઇને ખબર પડે તો નાહક હું માર્યો જાઉં." જાણે શેઠ બોલતાંય બ્હીતા હોય એમ ઘરમાં પાછા જવા લાગ્યા.

બ્રાહ્મણને લાગ્યું કે વાણીયો હમણાં ઘરમાં ચાલ્યો જશે, અને પછી મારે તો ફજેતી સહન કરવા ઉપરાંત ફાંસી તો તૈયાર જ. તેણે તરત જ વાણીયાના પગ ઝાલ્યા અને રડતાં રડતાં આજીજી કરી.

" જા ગણિકા રહે છે તેને બારણે છાનોમાનો ઉભો રાખી આવ. પણ જોજે મારૂં નામ ન દેતો. નહિ તો હું કહીશ કે બ્રાહ્મણે ખૂન કર્યું છે. " શેઠે બીક બતાવી.

બ્રાહ્મણ તો જરાય વિચાર કર્યા વગર ઘર તરફ દોડયો. રાત અંધારી હતી પણ એવા બીહામણા વખતમાં અજવાળા વગર જ ગયા વિના છુટકો ન હતો.

મુડદું ઉપાડી બ્રાહ્મણ ગણિકાના બારણા આડું ઉભું મૂકી આવ્યો. અંદર પ્રકાશ હતો અને ગાયનના મધુરા સૂર એકધારા ચાલ્યા આવતા હતા.

(૪)

" ઓય બાપ ! " કારમી ચીસ પાડી એક યુવાન બેસી ગયો.

" શું છે ? " કરતી ગણિકા દોડી આવી.

જુએ છે તો યુવાન ધ્રુજી ઉઠયો છે. ગણિકાએ તેની પાસે આવી હાથ ઝાલ્યો. તે સમજી કે યુવાન ભૂતથી બીધો છે. પણ જ્યારે કુંવરનું મુડદું જોયું ત્યારે તો તે પણ ગાભરી બની. " હવે શું થશે ! " એક ગાઢ નિશ્વાસ એણે મુકયો ને કુંવર તરફ અનિમિષ નયને તાકી રહી.

યુવાન આ તકનો લાભ લઇ કુદ્યો. એકદમ દાદર ઉતરી પોતાને રસ્તે નાઠો. ગણિકાથી બૂમ પણ પડાય તેમ ન હતું. ચોરની મા કોઠીમાં મોંઢું ઘાલીને રૂએ, એ કહેવતના જેવું થયું.

ઘણો વિચાર કર્યા પછી ગણિકાએ ડાહ્યા શેઠની સલાહ લેવાનું નકકી કર્યું. ફ્રેરો કરવાથી ખુલ્લું થઈ જાય, અને પોતાને માથે કુંવરના ખૂનનો આરોપ આવે એવી બ્હીકે એ શેઠના ઘર તરફ સખત ઠંડીમાં ભયંકર અંધારામાં એકલી ચાલી.

" શેઠજી ! " ગણિકાએ ધીમેથી સાદ કર્યો.

શેઠ તો જાગતા જ હતા. પણ ઢોંગ કરતાં જવાબ આપ્યોઃ

" કો...ણ ? "

" એ તો હું. "

" અત્યારે નહિ, સવારે આવજો. મારૂં શરીર ટાઢથી ધ્રુજે છે. હું ઉઠી નહિ શકું. "

" પણ આપનું ખાસ જરૂરનું કામ છે. "

" કામને બામ. સવારે આવજો. " શેઠે બેપરવાઇથી જવાબ આપ્યો.

" પણ, આ મ્હારાં શેઠાણીએ બસો રૂપીઆ મોકલ્યા છે. " ગણિકાએ લોભ બતાવ્યો.

" અત્યારે મોકલવાની શી જરૂર હતી ? સવારે મોકલ્યા હોત તોય ચાલત. અત્યારે ખુદ પરમેશ્વર આવે તોય ન ઉઠું, પણ તમારી શરમ નથી ઠેલાતી. રાતના બાર વાગવા આવ્યા છે, એની કાંઇ ખબર પડે છે ! પ્રભુ ! પ્રભુ ! ! પ્રભુ ! ! ! " શેઠજી જાણે શરમના માર્યા આવતા ન હોય એમ માંડ માંડ નીચે ઉતર્યા અને બારણું ઉઘાડયું.

શેઠ રૂપીઆ હાથમાં લઇ ધીમેથી અંદર ઉભેલી શેઠાણીના હાથમાં સેરવ્યા.

" શું કામ છે ? તમે કોણ છો ? "

" એ તો હું ફુલકુંવર ! "

" હેં ! અત્યારે ક્યાંથી ? શું મ્હારૂં કામ પડયું ? "

ગણિકાએ હકીકત કહી સંભળાવી.

" હરિ ! હરિ ! ! શું થવા બેઠું ! તમારા જેવાંએ ન સમજ્યાં કે રહેવું છૂપાઇને અને ખૂન કરીને તે કેમ જીવાશે ? "

" શેઠ, હું તો નિર્દોષ છું."

" ખૂનનો બદલો તો ફાંસી જ હોય ખબર છે ને!" શેઠે તો જાણે ગણિકા જ ખૂની હોય, એમ બોલવાનું ચાલુ રાખ્યું.

" પણ હવે રસ્તો બતાવો. તમારો આધાર છે."

" તમને નથી કહી શકતો, બાકી તો."

" તમારો આભાર આ જન્મે તો નહી ભૂલું." પગે પડતાં ગણિકાએ આજીજી કરી.

" આ તો તમનેજ હો! પણ મારૂં નામ કોઇને ન કહેશો, નહિં તો વળી મારે તમારૂં નામ આપવું પડશે." બીક સાથે ઉપકાર બતાવ્યો.

" ના શેઠજી! એવું હોય!"

" હજુ અંધારૂં છે. દરબારની ડેલી પાસે લીંબડો છે એની ડાળે કુમારના ગળામાં ફાંસો નાંખી બાંધી આવ. પ્રેત ભલે લટકતું રહે." એટલું બોલતાં તો શેઠે બારણું બંધ કર્યું. અને ગણિકા એકદમ ઘર તરફ ગઇ.

કુમારના ગળામાં ફાંસો નાખીને તરત જ ડેલી પાસે લીંબડાની ડાળે કુંવરને લટકાવીને ગણિકા ઘેર ગઇ.

( ૫ )

બે ચોકીદારો અંદરો અંદર ગુસપુસ વાતો કરતા ચાલ્યા જાય છે. સર્વત્ર સૂનકાર છે. જગત્ નિદ્રાને ખોળે ઢળ્યું હોવાથી કોઇનો પગરવ નહતો. તેવામાં પવનનો ઝપાટો આવ્યો ને પેલું લટકતું પ્રેત હલ્યું.

ચોકીદારોએ જાણ્યું કે ચોર છે. એણે બૂમ મારી પણ જવાબ ન આપ્યો. એણે બહાર કર્યો ને લટકતું મુડદું દોરડું કપાઇ જવાથી નીચે પડયું.

ચોકીદારો મુંઝાયા. પોતાને માથે ખૂનનો આરોપ આવશે એ વિચારે કંપ્યા. દિવાસળી સળગાવી જુએ તો કુંવર ! હવે શું થાય ! દરબાર ફાંસી અપાવશે !!!

મુડદું રાણીની ઉઘાડી બારીમાં ફેંકી એ પોતાના રસ્તે નાઠા.

* * * *

સવાર થઇ. રાણીએ ઉઠતાંવેંત મુડદું પોતાના ઓરડામાં પડેલું જોયું. એ કંપી ઉઠી. એક તો દરબારની અપ્રીતિ અને વળી તેમાં એકના એક કુંવરનું ખૂન થયું. પછી એની શી વલે થાય !

એ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. દાસ દાસીઓ સહુ ભેગું થઇ ગયું. વાત તરત જ દરબારને કાને પહોંચી. એ આવ્યા. શોકાતુર ચહેરો ને ગુસ્સાથી લાલ આંખો જોઇ રાણી કંપી ઉઠી. એણે ભાન ખોઇ અને બેભાન થઇ એ નીચે પડી. ગાંડા જેવી બની રહી.

દરબારે જોયું કે ખૂનીને સજા થઇ ગઇ. પણ હવે શું થાય ! સમજુ માણસ સમજ્યો. ક્રોધ દબાવ્યો અને શોકાતુર ચ્હેરે લમણે હાથ દઇ બેઠો.

કારભારીએ ડાહ્યાશેઠને તેડાવ્યા. યુક્તિ શોધી કાઢવાની ચિંતામાં શેઠને નાખ્યા.

"બાપુ, એક જ ઉપાય છે."

"જે હોય તે પણ જલદી થાય તો ઠીક. નહિ તો કોઇ જાણે તે ઠીક નહિ." દરબારે બીકથી ઉતાવળ દર્શાવી.

"અરે, કોણ જાણવાનું છે? માત્ર આપણે જ." શેઠ મનમાં હસ્યા. શેઠે યુક્તિ શોધી કાઢી. દવા માટે માણસો દોડાવ્યા. વાત ફેલાવી કે

કુંવરને ગોળો ચડયો છે. સારા કુંવરને કોઇ ચંડાળે કામણ ડુમણ કે જાદુ મંત્ર કર્યા લાગે છે, વગેરે વાતો વાયુવેગે ગામમાં પ્રસરી ગઇ.

થોડીવારે કુંવર ગુજરી ગયાના સમાચાર બહાર આવ્યા. ગામ અને દરબાર શોકમાં ડુબી ગયાં.

એ વાત તો વખત જતાં ભૂલાઇ ગઇ, પણ ડાહ્યાશેઠની બુદ્ધિની તારીફ તો હજુએ કોઇ કોઇ જાણે છે. પણ કુંવરનું મુડદું ફરી આવ્યું તે વાત કહેવાની હિંમત હજુએ કોઈ દર્શાવતું નથી.

---

## (૨૪) સદુબા.

---

અમદાવાદના શાહપુર ભાટવાડામાં સદુબાની દહેરી છે. એ તરફ સહેજે નજર જતાં આપણને એમાંથી એના સતિત્વનું અપાર્થિવ તેજ ફેંકાતું જણાય છે, અને એ સદુબા કોણ એમ સ્વાભાવિક જ અંતઃકરણમાં જાણવાનું કુતુહલ અને આતુરતા ઉભી થઇ જાય છે.

સદુબા એ બારોટાણી. અમદાવાદના શાહપુરના ભાટવાડામાં એ રહેતી. પેશ્વાઇ રાજ્યની શરૂઆતમાં અંધાધુંધી પ્રવૃત્તિ રહેલી. તે વખતે એવો નિયમ થઈ ગયેલો કે કોઇ કોઇના ઉપર તહોમત મૂકે, કોઇ ઠેકાણેથી પૈસા મળે એમ હોય એવી જગ્યાના ઝગડાઓની ખબર લાવી આપે તો ખર્ચમાં ડુબી ગયેલી પેશ્વાઇ સરકારને દંડ તરીકે રકમ મળે અને ખબર આપનારને તેમાંથી ચોથાઇ મળતી.

બારોટો આઠ માસ બહાર ગામ યજમાનોમાં ફરે ને ચોમાસાના ચાર માસ ઘેર રહી, ચોરે બેસવા જાય, અફીણના કળીયા ખાય અને

હોકાની ઘુંટ ભરીભરીને પીયે, એ એમનો નિયમ થઇ ગયો હતો.

બારોટ ઘેર આવ્યા. એમના ભાઇ ગુજરી ગયેલા પણ ભાઇનો ન્હાનો પુત્ર અને પોતાની ભોજાઇ બન્ને જીવે એટલે બારોટે આવેલી તમામ મીલ્કતમાંથી પોતાની ભોજાઇને ભાગ પાડી આપ્યો. બારોટાણી મોટા દિલની હતી. તેના દીકરાએ કહ્યું,

"કાકા, આ તંબાકુ ને સુતરને હું શું કરૂં ? હું તો હજુ ન્હાનો છું."

"પણ તમારો ભાગ તમને મારે આપવો જ જોઇએ ને ?"

"તમે આપ્યો તે મને પહોંચ્યો. પણ આવી નજીવી ચીજોમાં આમ કરવું તે ઠીક નહિ. મારી ખબર તમારા વગર કોણ રાખે એમ છે ?"

અને દિકરો કાકા પાસેથી ભાગ લઇ ઘેર ગયો.

એની માએ ભાગ લીધો ને ઘરમાં મુકી પાસે બેઠેલી એક બીજી પાડોશણ પાસે વાતે વળગી.

"અમારે તો આ વર્ષે ખૂબ જ તમાકુ આવી." પાડોશણે વાત ઉચ્ચારી.

"આવેજને. તમારે બારોટને ખૂબ હુક્કો પીવાનું બંધાણુ."

"તમારેય આવી તો હશે જ ને !"

"આવી હશે, પણ અમારે કોણ હુક્કા પીયે એમ છે ? અમારે તમાકુની શી જરૂર છે ? ભાઇ તો હજુ ન્હાનો છે. મોટો થશે એટલે આફરોય લાવશે !" નિખાલસતાથી એણે ઉત્તર આપ્યો.

"પણ ભાગ તો સરખો આપે જ ને ?"

"તે ભાગ એમણે વહેંચી જ આપ્યો છે."

"બરાબર આપ્યો છે એની શી ખાત્રી ?"

"ખાત્રી ? સદુભાઇ કોઇ દિવસ ઓછું આપે જ નહિ."

"અરે, તમને ખબર જ નથી. એ તો હમણાં હમણાં બહુ લોભી થતી જાય છે."

"તે હશે, પણ મારા દીકરાને તો એ પેટના દીકરા પેઠે રાખે છે."

"તેમાંજ તમને તમાકુ અને સુતરમાં ભાગ ન આપ્યો."

"મારે ક્યાં જરૂર છે એની?"

"અરે જરૂર ન હોય તો વેચી નંખાય, પણ કાંઇ ભાગ મુકી દેવાય! આજ તો આમાં ભાગ નહિ આપે, ને કાલે ઉઠીને બીજામાંય નહિ આપે."

સદ્‌ગુણી બારોટાણીના સદ્‌વિચારોએ ઉથલો ખાધો. એના અંતઃકરણમાં વિચારોનું તુમુલ યુદ્ધ જામ્યું, ને અંતે અંતરમાં ભરાઇ રહેલો ગુસ્સો ઉછળી આવ્યો. એ ઉઠીને સદુબાને ઘેર આવી.

મોટાં ભાભીને આવતાં જોઈ બારોટે એમનો આદરસત્કાર કર્યો. પણ ક્રોધમાં તપીને થયેલા તાંબાવર્ણા ચ્હેરા ઉપર હાસ્ય ન સ્ફૂર્યું કે ન તો એને કાંઇ ભાન રહ્યું. એણે જવાળાઓ કાઢવા માંડી.

અને પછી તો સ્ત્રીસ્વભાવે એકદમ ઉગ્ર સ્વરૂપ લીધું. સ્ત્રીત્વ ભૂલેલી સ્ત્રીઓ જગતને તમાસા સ્વરૂપ થાય એમ આમનો ઝગડો પોળમાં સંભળાઇ ગયો, ને સદુબાએ એને તમાકુનો ભાગ આપીને વિદાય કરી છૂટકારાનો દમ લીધો.

૨ )

સદુબા એટલે રૂપરૂપનો અવતાર. એની સોળે કળામાં અણુમાત્ર કલંક ન હતું. એના બ્રહ્મચર્યનું તેજ, એની પ્રચંડ દેહની કાન્તિ, એની રહેણીકરણી અને જીભે ટપકતું માધુર્ય મોહક હતું.

બારોટજી બહાર ગામ ફરવા જાય ત્યારે આઠ આઠ માસનો ઉપાડ એક વેપારીની દુકાનેથી થતો. બધું કામકાજ એ વેપારી કરતો અને તે

સાચ્ચે જ બારોટોનો કારભારી ગણાતો. વાણીયો પુરૂષત્વ ભૂલ્યો અને સ્ત્રીના રૂપમાં ડૂબ્યો: પણ સંસ્કારી સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ કેમ ભૂલે? એણે એને ધૂતકારી કાઢી–કુતરાથી પણ અંધ વણિકને–પોતાના આત્મબળથી દાબી નાખ્યો. એ ન તો ચૂં કે ન તો ચાં કરી શકયો.

પણ એના હૃદયમાં સદુબા ઉપર વેર લેવાનો વિચાર હંમેશાં ઘોળાયા કરતો અને સમયની રાહ જોતો એ બેઠો હતો. આ મોકો એને ઉત્તમ લાગ્યો. એ લાગલો દુકાન બંધ કરતો કચેરીએ પહોંચ્યો.

વાણીયાની આમાં ત્રણ પ્રકારની પાપ દૃષ્ટિ હતી: સદુબા ઉપર વેર લેવાય, પોતાને દંડની ચોથાઇ મળે ને બારોટનો દંડ થાય તો મારી પાસે એ રૂપીયા લેવા આવે. મારો દબાયલો રહે તો સદુબા કોઇ દિવસ ઝપાટામાં આવે. આ એની નીચતા માટે એણે જેનું લુણ ખાધું હતું એવા બારોટોનો દ્રોહ કર્યો.

કચેરીમાં તો ખબર આપનારની જ રાહ હતી. તરત જ સીપાઇઓ છૂટયા, અને બારોટ ચોરેથી આવી ઘેર જમવા બેસવાની તૈયારીમાં હતા ત્યાં તો સીપાઇઓની બેરખ ઘર પૂછતી આવી.

બારોટ ઉઠીને બ્હાર ગયા ને પુછયું,

"કેમ ભાઇ!"

"સદુબાઇ બારોટાણી અહીં રહે છે?"

"હા. કેમ હતું?"

"કચેરીનું એમને તેડું છે."

"બેસો આવે છે."

બારોટ અંદર ગયા. બારોટાણી તરફ જોઇ એ બોલ્યા, "બારોટાણી આ શું?"

"શું છે બારોટ !" એટલીજ નીખાલસતાથી ભોળાસ્વભાવની બારોટાણી પોતાના નાના બચ્ચાને ધવરાવતી વછોડીને તેડી લેતાં બોલ્યાં.

"આ સીપાઇઓ તેડવા આવ્યા છે."

"કોને ?" આશ્ચર્ય પામતી એ હેબતાઇ.

"તમને." દ્રઢતાથી બારોટે જવાબ આપ્યો.

"શા માટે ?"

"કાંઇ તકરારની વાત પહોંચી હશે, માટે જ સ્તો ?"

બારોટાણી ધ્રુજી. એના શરીરમાં કંપારી આવી ને ગઇ. એના ચ્હેરા ઉપર સ્હેજ ચીંતારૂપી ઝાંખી વાદળી આવી ને ચાલી ગઇ.

બારોટ જમ્યા ન જમ્યા ને ઉઠી ગયા. બારોટાણીએ ન ખાધું. એ ઉઠીને બહાર આવી ને કહેવરાવી દીધું કે, "બારોટાણી કચેરીએ આવવાની ના કહે છે." બારોટાણીની લીંબુની ફાડ જેવી આંખોમાંથી લોહી ઝરતું તેજ જોઇ જાણે એમાંથી ફુટતા તેજના તણખામાં પોતે બળી મરશે એમ ધારી સીપાઇઓ એની સામે ન જોઇ શક્યા. મને કે કમને પણ તેઓ બધા એના શબ્દોમાં તણાતા પાછા ગયા.

બારોટ ચોરે ગયા અને નવ યુવાનોને એકઠા કર્યા. દરેક જણ હાજર થઇ ગયો અને બારોટની લાજ ન જાય એ માટે ઉપાય શોધવા લાગ્યા. સહુ કોઇ યુક્તિ પ્રયુક્તિથી રસ્તો શોધવાના મતના હતા. જો કે દરેક પાસે હથીયાર તો હતાં જ, પણ એનો ઉપયોગ ન થાય તો સારૂં એવા મતના પણ ઘણાય હતા.

એવામાં લશ્કર આવ્યું ને ભાટવાડાને ઘેર્યો. સદુબા પોતાને આંગણે ઉભાં હતાં. ખભે પોતાનું નાનું બાળક તેડયું હતું. અને એની દેહલતામાં આજે કોઇ અપાર્થિવ તેજ અને અપૂર્વ સાહસ ઉભરાયાં હતાં.

સીપાઇઓને જોતાં જ સદુબાની આંખ ફાટી. એના હોઠ ફફડયા, અને એણે હાકલ મારી, "દૂર રહો."

સીપાઇઓએ એને ન ગણકારી. તે એને પકડવા આગળ ધસ્યા. અને તરત જ સદુબાએ પોતાના બાળકને ઉંચું કરી ઘર સામે આંબલીનું થડ હતું તે પર ફેંકીને પછાડયું. બાળક પછડાતાં એના ચુરેચુરા ઉડી ગયા. સહુ કંપી ઉઠયું અને મરવા તૈયાર થયેલી બારોટાણી ચોરે ચાલી. એના શરીરમાં સતીત્વ ઉભરાઈ જતું રહ્યું.

"બારોટ ! આ બધા હીજડા પેઠે કેમ બેઠા છો ? તમે બધા બારોટો બેઠા રહો ને બારોટાણી કચેરીએ ઢસડાઇ જાય ? કાલે તમારી બૈરી દીકરીઓની લાજ તમે કેમ સાચવી શકશો ?" કંપતાં કંપતાં બારોટાણીએ હીંમત હારી ગયેલા નવ યુવાન બારોટોમાં પોતાના ધગધગતા જોમદાર શબ્દબાણોએ સતેજ પ્રાણ પૂર્યા. એમના શરીરમાં સ્ફુર્તિ આવી અને તેમના હાથ હથીયાર ઉપર પડયા.

"બારોટ ! જુઓ છો શું ? મારૂં માથું કાપી નાખો. ધણીને હાથે મરવું એ મહાભાગ્ય છે. કોઇ અપવિત્ર હાથ મારા શરીરને અડે તે પહેલાં તમારા પવિત્ર હાથે જ આ માથું ધડથી નોખું કરી મારા ખોળામાં મૂકો." એ ધ્રુજારી ઉપજાવતી સ્થીર, શાંત પણ તેજવંતી સતી ગંભીર મુખમુદ્રા બનાવી ઉભી રહી.

બારોટે એકજ ઘાએ માથું કાપી લઇ બારોટાણીના ખોળે મૂકયું અને નીચે જુએ તો પગલા નીચે કંકુ વેરાયલું જણાયું. પાસે ઘીનો દીવો દેખાયો ને ધૂપની સુગંધ પ્રસરી રહી.

'સતીની જય' કરતા બારોટો ચોરેથી નીચે કુદી પડયા. સીપાઇઓ વચ્ચે ઘમસાણ જામ્યું. એ લોહીતરસ્યા અને સતીના જોર પર ઝુઝવા તત્પર થયેલા બારોટોનો ઘા આ સીપાઇઓથી ન જીરવાયો. એ નાસાનાસમાં પડયા.

સતી કોઇ શેઠના આભાસે પડયાં ને એને કચેરીમાં પ્રેર્યો. એણે કચેરીમાં જઈ, પોતાની લાગવગથી બારોટોની કીર્તિનું જતું પણ રાખ્યું ને સમાધાન કરવા સેનાપતિ સાથે ત્યાં આવ્યા.

તેમણે ઘમસાણ જોયું, ને વસ્તુસ્થિતિ સમજી ગયા. તેમણે તરત જ બન્ને પક્ષને શાન્ત પાડયા, અને ખરી વસ્તુસ્થિતિ સમજી જતાં સેનાપતિ શરમાઈ ગયો.

" બારોટજી ! હું બહુ દીલગીર છું. સતી માતાને મારા વંદન છે. હું તો બીજાને લીધે ભોળવાયો છું." કરગરતો સેનાપતિ બોલ્યો.

" એ કોણ ?" શેઠ બોલ્યા.

" એ તો પેલો વાણીયો........"

" લાવો, લાવો, એ નીમકહરામ કુતરાને !" એકસામટા બધા બારોટો બરાડી ઉઠયા.

ને વાણીયાને લાવ્યા–પણ ગધેડે બેસાડીને. સેનાપતિએ એને આમ વચ્ચે ગધેડે બેસારી કાઢી મુકવાનો વિચાર બતાવ્યો. પણ બારોટો માને ? એમણે એને એમને એમ ગધેડા પર બેસાડો રાખીને દરેકે એકેક પત્થર માર્યો. અને એ રીતે એને પત્થર એટલા બધા વાગ્યા કે એ ગધેડા ઉપર જ મરી જઈ નીચે પડયો.

બારોટોમાં કાંઇક શાન્તી ફેલાઇ. ને સદુબાના સતીત્વ ઉપર વારી જતા બારોટોએ એમની દહેરી ચણાવી જે હજુએ ભાટવાડામાં છે.



# (૨૫) અદેસંગ.

સંવત ૧૯૫૫ ના શ્રાવણ માસની વાત છે. વરસાદ નહિ વરસવાથી ચોકખો દુકાળ હતો. ( આ દુકાળ તે છપ્પનીયા નામે પ્રસિદ્ધ છે. ) ચોતરફ લુંટો અને ચોરીયો થતી. તેવા વખતમાં રોજકાના કોઈ દરબારના ઘરનાં, દીકરો, એક જીવાઇદાર અને ગાડાવાળો, એમ ચાર જણ રોજકાથી પચ્છેગામ તરફ જતા હતા. બાઇ અને પુત્ર વેલડામાં બેઠાં હતાં. ગાડાવાળો વેલડું હાંકતો હતો, અને જીવાઇંદાર ઘોડેસ્વાર હતો. બાઇએ ઘરેણું પુષ્કળ પહેર્યું હતું.

તેઓ બરવાળા પાસે આવતાં રોંઢા વખત થવાથી સરકારી બંગલા પાસે ભાથું ખાવા રોકાયાં. પાસે જ કોળીયોનાં ઘર હતાં. તેઓમાંના બે માણસોએ આમને જોયા. આકડે મધ ભાળ્યું. ત્યાં જઇ પૂછી આવ્યા કે કોઇ બહાદુરના ઘરનાં તો નથી ને? અથવા કોઇ બહાદુર તો સાથે નથી ને? જઇને પૂછતાં, જીવાઇદાર જરા ભલા જેવો એટલે એણે બધી વાત કહી દીધી. તેમને તો એટલું જ જોઇતું હતું. તરત જ સોળ સત્તર માણસો રસ્તો રોકવાને નીકળ્યા. બરવાળાથી પચ્છેગામ જતાં રસ્તામાં ખળખળીયો આવે છે ( જ્યાં ભાવનગર રાજ્ય અને બરવાળાની હદનો સીમાડો છે) ત્યાં જઇને બેઠા.

ભાથું ખાધા પછી થોડી વાર વીસામો લઇ, નમતા પહોરે વેલડું જોડાવી જીવાઇદાર ચાલી નીકળ્યો. ક્ષોડે દૂર વાલા મકવાણાની વાડી સુધી જતાં, તેમને બે ભરવાડ સામા મળ્યા. તેમણે જીવાઇદારને કહ્યું, " ભાઇ, અત્યારે અસુરા ક્યાં ચાલ્યા ?"

" આ જરા પચ્છેગામ સુધી જવું છે. " એણે બેદરકારીથી જવાબ આપ્યો.

" તમે અસુરા જાઓ છો, પણ ખળખળીયામાં માણુસો રસ્તો રોકીને બેઠા છે. અમારાં પણ લુગડાં લુંટયાં, અને હતું તે બધું લઇ લીધું, માટે પાછા વળો. એકનું ઓસડ બે. અમે બે અને તેઓ અઢાર ! એમની સાથે તકરાર કરતાં ફાવશું નહિં એમ લાગવાથી હતું તે બધું આપીને ચાલ્યા આવ્યા. તમારે જવું હોય તો પછી તમારી મરજી. " એમ કહી ભરવાડો ચાલ્યા ગયા. આ વખતે લગભગ સાડાચાર વાગ્યા હતા.

જીવાઇદારને લાગ્યું કે, હું એકલો છું ને તેઓ વધારે છે. હશે. લડતાં તો ફાવશું નહિ, પણ બરવાળે જઇને પોલીસને જાહેર કરૂં તો મદદ મળે ખરી. એમ વિચારીને તેણે વેલડું વાલા મકવાણાની વાડીમાં છોડયું. અને મકવાણો કોસ હાંકતો હતો, તેને વેલડું ભળાવી-સોંપી પોતે બરવાળા તરફ ચાલી નીકળ્યો.

આ વખતે બરવાળાના થાણામાં ( Police gate ) વરસ દુકાળ જેવું હોવાથી, તેમજ ચોરી, લુંટ અને ધાડો બહુ પડતી હોવાથી, સરકાર તરફથી પોલીસ અને સ્વારો રહેતા.

જીવાઇદારે થાણામાં જઇ ફરીયાદ કરી. તરત જ જમાદાર, પોલીસના માણુસો લઇને જીવાઇદારની સાથે ચાલી નીકળ્યા. ઘોડેસ્વારો ઘોડા લઇને બજાર વચ્ચે નીકળ્યા.

ચોકડીના રહીશ અદેસંગ ડોડીયા, આ વખતે શ્રાવણ માસ હોવાથી, બજારમાંથી કાપડ ખરીદતા હતા. શ્રાવણ માસમાં બધાં પર્વો આવતાં હોવાથી સામાન્ય રીતે ગામડામાં નવાં કપડાં પહેરવાનો રિવાજ હોય છે.

તેમણે પૂછયું, " આ બધાં ઘોડાં કયાં જાય છે ? "

" રોજકાના દરબારનું વેલડું જાય છે તેને લુંટવા કેટલાક

હરામખોર–ધાડપાડુઓ ખળખળિયામાં રસ્તો રોકીને બેઠા છે, માટે આ બધા સ્વારો તેમની મદદે જાય છે." કોઇએ કહ્યું.

અદેસંગ ડોડીયાની ઉમ્મર આ વખતે ૪૦–૪૫ વર્ષની હતી. તેઓ અફીણ લેતા, એટલે વધારે વૃદ્ધ લાગતા. પણ ચંદ કાવએ યોગ્ય જ કહ્યું છે કેઃ—"રાડ પડે રજપૂત છુપે નહિ, દાતા છુપે નહિ ઘર મંગન આયો." એમ અદેસંગને શુર ચડયું. તે તરત જ ઘોડા ઉપર સ્વાર થયા, હાથમાં ભાલું પકડયું અને પેલા ટોળાની પછવાડે તે પણ ચાલી નીકળ્યા.

તેમનું શરીર ક્રોધથી લાલચોળ થઇ ગયું હતું. આખું શરીર ધ્રુજતું હતું. આંખો લાલ થઇ હતી. શુરાતનનું લોહી એમની રગેરગમાં વહેતું હતું. ડોડીયા ઘોડો દોડાવી ટોળા સાથે, દૂર જતાં ભળી ગયા.

વાડીએ જઇ, ગાડાવાળાને વેલડું જોડવા હુકમ કર્યો. વાલા મકવાણાનો ક્રાસ છોડાવી, તેનું ગાડું જોડાવ્યું, અને ઉપર ચોફાળ નાખી, માફા જેવું બનાવ્યું. અંદર જમાદાર અને પોલીસના માણસોને બેસાડયા. અને તેમનાં ઘોડાં વાડીએ બાંધી, એક માણસને સાચવવા રાખ્યો. આગળ જીવાઇદાર, વચમાં બાઇનું વેલડું, તેની પાછળ પોલીસ લોકોનો માફો અને સહુની પાછળ અદેસંગ ડોડીયા, એમ એ સહુએ આગળ ચાલવા માંડયું.

ખળખળીયો દૂરથી દેખાયો. સઘળા સાવધાન થઈ ગુપચુપ આગળ ચાલ્યા.

નજદીક આવ્યા. ખળખળીયાનો પૂલ આવ્યો. તરત જ પૂલ નીચેથી એકદમ લુંટારા નીકળી આવ્યા અને વેલડું ઉભું રાખવાનો હુકમ કર્યો. તેમણે માથે બોકાનું બાંધી પોતાનું મોઢું સંતાડયું હતું. સંધ્યા વખત થઇ ગયો હતો તેથી તેમની આંખો માત્ર તગતગતી દેખાતી

હતી. સહુ જોઇ રહ્યું. ત્યાં તો બીજા પાંચ નીકળી આવ્યા અને ધીમે ધીમે સત્તરે જણ આવીને ઉભા રહ્યા. કાળના દૂત સરખા લુટારાઓને જોતાં અંદર બેટેલી બાઇના પેટમાં ધ્રાસકો પડયો હતો. એ રડતી અંદર બેઠી હતી. આજે એની આબરૂ જવા બેઠી હતી. એ પોતાના ખોળામાં પુત્રને દાબીને બેઠી હતી.

વેલડું ચાલ્યું જતું હતું. તે જોઇ લુંટારાના આગેવાન કેશરો કોળી અને ગાંડો ભાંભરીયો તલવાર બતાવી વેલડું ઉભું રાખવા બ્હીક બતાવવા લાગ્યા. પણ વેલડાવાળે ન ગણકાર્યું. એણે બળદનાં પૂંછડાં આંબળ્યાં અને બળદ ચારે પગે કુદ્યા. વેલડું ઝપાટાબંધ આગળ વધવા લાગ્યું.

તેઓ વેલડાને ચોતરફ ફરી વળ્યા, અને બે જણે આગળ આવી તલવાર વડે બળદના જોતર કાપી નાખ્યા, અને નાથો ઝાલી રાખી.

અદેસંગ અત્યાર સુધી બધું જોતા પાછળ ઉભા હતા. તે એકદમ આગળ નીકળી આવ્યા. તેમને જોઇ ચોરો પ્રથમ તો હેબતાયા, પણ જ્યારે અદેસંગે તેમને ચાલ્યા જવા કહ્યું, ત્યારે તો તેમણે છેવટે લાજ મૂકી. એ ન માન્યા. વૃદ્ધ પુરૂષને જોઇને એ ડરતા ન હતા, પણ કદાચ પોતાને ઓળખી જાય, એ એમને બ્હીક હતી. એ તો એમજ માનતા કે આ ડોસલાથી અમને શું થવાનું છે!

" ડોસલા, તું તારે રસ્તે ચાલ્યો જા. તારે અમારી સાથે શી પંચાત છે?" એકે કહ્યું.

"આ મારૂં જ વલડું છે એમ સમજ અને આ બધું જવા દે."

" ગયા, ગયા. હવે જવા તે દે કેમ?"

" અંદર મારા ધર્મનાં બ્હેન છે. મારા ધડ ઉપર માથું રહેશે, ત્યાં સુધી હું તને આ વેલડું લુંટવા નહિ દઉં, માટે તું વેલા-

સર સમજી જા અને તારે રસ્તે ચાલ્યો જા. તને બીજી જગ્યાએ મળી રહેશે. આ તો સિંહની ગુફામાં તેં મોઢું ઘાલ્યું છે. ”

“ હવે જોયું એ તો તારૂં સિંહપણું! જા, જા, ચાલ્યો જા. ”

હોંસાતુંસી વધતી ગઇ. ત્યાં તો પોલીસો માફામાંથી બહાર નીકળ્યા. તેમને જોતાં કોળીયો ધ્રુજી ઉઠયા. તરત જ ડોડીયે સર્વને તાબે થવા ફરમાવ્યું. પોલીસે, અદેસંગ ડોડીયાની મદદથી સર્વને પકડયા. માત્ર ન પકડાયો ગાંડો ભાંભરીયો. તે નાઠો. પોલીસ પાછળ પડી, પણ પકડી ન શકી. અદેસંગે તરત જ પોતાનો ઘોડો તેની પાછળ ફેંક્યો. ગાંડીયો કુંડાળે પડયો. ડોડીયે પણ પોતાનો ઘોડો કુંડાળે નાખ્યો. છેવટે ફરતાં ફરતાં અદેસંગે પોતાના હાથની બે આંગળીયો વચ્ચે ભાલું ચડાવ્યું. ગાંડીયો પાણા ફેંકતો હતો તેને ન ગણકારતાં અદેસંગે ભાલું તાકીને ફેંક્યું.

આ વૃદ્ધ અને કસાએલ ડોડીયાનો હાથ ખાલી ન ગયો. ગાંડીયો ભાગી ન શક્યો. ભાલું તેની પીઠમાંથી છાતીમાં સોંસરવું નીકળ્યું. તેમનું લોહી આ જોઈ ઉકળી ગયું.

શરીર ધ્રુજતું હતું. બોલી શકાતું નહતું. આંખો લાલચોળ બની ગઇ હતી. જાણે હમણાં લોહીની ધાર આંખમાંથી થશે! આવેશમય તેમની સ્થિતિ હતી. તેમણે ગાંડીયાનો પગ ઝાલી એને ખેંચ્યો.

બધા કોળીયો પકડાઇ ગયા. વેલડાને આગળ વધવાની રજા અપાવી, અદેસંગ પોતાના ગામ તરફ વળ્યો.

બાઇ અંદર બેઠી બેઠી આ બધું જોતી હતી. તેણે આ વૃદ્ધની બહાદુરી જોઈ. પોતાના એ વીરનાં વારણાં લીધાં. અને બીજાને માટે પોતાનો જીવ જોખમમાં નાખનાર વીર અદેસંગને હજારો આર્શિવાદ આપ્યા.

સમાપ્ત.

# "वसन्त"

## રજતમહોત્સવ સ્મારક ગ્રન્થ.

આચાર્ય આનંદશંકર ધ્રુવ સંપાદિત "वसन्त" માસિકને ૨૫ વર્ષ થયાં તે પ્રસંગે ગુજરાત પત્રકારમંડળે તથા ગુજરાત સાહિત્ય સભાએ એકત્ર મળી એ માસિકનો રજત-મહોત્સવ ઉજવ્યો, અને એ રજત-મહોત્સવ પ્રસંગે ખાસ લેખો વિદ્વાનો પાસે લખાવેલા તેનો આ ગ્રંથ તેમને અર્પણ કર્યો. આ ગ્રંથમાં ગુજરાતના લગભગ બધા તેમજ ગુજરાત બહારના કેટલાક વિદ્વાનોએ લેખો લખ્યા છે.

આ ગ્રંથમા ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, અંગ્રેજી અને હિંદી વિભાગો પણ છે. અંગ્રેજી વિભાગના લેખો ઘણા ખરા ઉત્કૃષ્ટ પ્રકારના છે. હિંદી વિભાગમાં એક જ લેખ છે; અને તે ઉત્કૃષ્ટ પ્રકારનો છે. એકંદરે આ ગ્રંથમાંના ઘણાખરા લેખો ઉંડા અભ્યાસના પરિણામે લખાયેલા છે.

આ ગ્રંથના કાગળ, છપાઇ, બાંધણી, પૂંઠું, ઉઠાવ વિગેરે ઘણું સંતોષકારક છે. આર્ટપેપર ઉપર છાપેલાં કેટલાંક ચિત્રો છે, તે પણ સારાં છે. આ પુસ્તકનાં 'ફ્લાય-લીફ' (પૂઠાંને ચોંટાડેલા પાન) બીજા પુસ્તકોની માફક સાદાં કે જાહેર ખબર છાપેલાં નથી; પરંતુ સુંદર નૈસર્ગિક છે. (એ નિસર્ગતા પણ આપણા ભારતવર્ષના જ દૃશ્યથી અંકિત છે.) આ દૃશ્યના ચિત્રકાર રા. રવિશંકર રાવળ છે. આ ગ્રંથની કિંમત રૂ. ૪-૦-૦ છે તે આ બધું તથા ગ્રંથનું કદ જોતાં કંઇક ઓછી કહેવાય. પ્રાચીન વિદ્યાના અભ્યાસીઓએ તેમજ પુસ્તકાલયોએ આ ગ્રંથ ખરીદવો જોઇએ એમ માનીએ છીએ.

—("પુસ્તકાલય" ફેબ્રુઆરી, ૧૯૨૮)

## નાટક-સાહિત્ય-કાવ્ય

૪-૦ કલાપીનો કેકારવ(સચિત્ર)
૨-૦ કલાપીનો વિરહ(મસ્તકવિ)
૨-૦ કલિકા (ખબરદારનાં કાવ્યો)
૧-૦ સંદેશિકા
૨-૦ ચાર દૃશ્ય નાટકોનો સેટ.
૦-૧૨ તપત્યાખ્યાન-પ્રેમાનંદ કૃત.
૦-૧૦ તપસ્વિની (નાટક.)
૧-૦ દુઃખી સંસાર-कान्त કૃત.
૦-૧૨ પાંડવ ગુપ્તનિવાસ-
૦-૧૦ પ્રલ્હાદ-(હરિલાલ હ. ધ્રુવ)
૧-૧૨ ભીષ્મપિતામહ-(નાટક)
૧-૦ મદનમોહના (ટીકા સાથે)
૧-૪ મેવાડ-પતન (દ્વિજેન્દ્રલાલ રોયકૃત સચિત્ર નાટક)
૦-૮ મજનુ જોગી અને ફીરસ્તો
૦-૮ મુકતધારા-મૂ. લે. ટાગોર.
૧-૮ યુરોપયાત્રાની પ્રવાસ પુષ્પાંજલી. (હરિલાલ હ. ધ્રુવ કૃત કાવ્યોનો સંગ્રહ)
૧-૪ રત્નાવલી નાટિકા(સચિત્ર)
૧-૪ વિવેકાનંદ નાટક (ગદ્ય)
૨-૮ વિમળ પ્રબંધ.
૫-૮ શબ્દાર્થ ચિંતામણી-કોષ.
૧-૪ સત્યભામા-પતિની પસંદગી
૨-૮ સંવાદગુચ્છ (પ્રથમ ગુચ્છ)
૨-૮ સંવાદમાળા-૩૬ સંવાદો.
૨-૦ સંસારિકા મલબારીકૃતકાવ્યો
૧-૧૨ સાહિત્યાદર્શ-ગદ્યપદ્યસંગ્રહ
૦-૧૨ સીતા (રોય કૃત નાટક)
૦-૧૪ સ્વદેશગીતાવલી
૦-૧૨ સ્નેહસંગીત
૦-૮ નાગાનન્દ-(નાટક)
૦-૮ પ્રભાવતી (નાટક)
૦-૮ ચિત્રાંગદા (ટાગોર કૃત)

## ઉત્તમ નવલકથાઓ.

૮-૦ હૃષીકેશચંદ્ર ભાગ ૧-૨-૩
૩-૦ વીરમતી. (ઐતિહાસિક)
૨-૮ ચક્રવર્તી અશોક-અર્ધ ઐતિહાસિક
૪-૦ હાસ્યકથામંજરી, ભાગ ૧-૨ જુદા
૭-૦ કથામંજરી, ભાગ ૧-૨-૩
૨-૦ અજમેરનો અજીતસિંહ
૪-૪ માયાનો બજાર, ભાગ ૧-૨ જુદા. જુદા. સામાજીક
૩-૪ વીણા-વિહારી, ભાગ ૧-૨ જુદા જુદા. સામાજીક
૩-૦ ગુલામી વહેપાર, ભાગ ૧-૨ સાથે બાંધેલા.